ગ્રામ નવરચના

એપ્રિલ : ૧૯૭૯
સળંગ અંક
૫૮૯

'સ્વ. શ્રી ઇશ્વરભાઇ મો. દવે સ્મરણાંક'



સદાબહાર ઇશ્વરભાઇ

**આજે ૫૦ વર્ષે ય જેઓ સ્નેહના અતૂટ સ્રોતથી સંકળાઈ રહ્યા છે તે ધોલેરા સત્યાગ્રહ સંગ્રામના ૧૯૩૧ની સાલમાં ભાલનાં ગામડાંમાં બેઠેલા તે સૈનિક સંઘના મિત્રોની અમારી સમૂહ તસ્વીર.**

નીચે બેઠેલા ડાબી બાજુથી : ૧–મનુભાઈ પંચોળી (દર્શક), ૨–પુરુષોત્તમ જેચંદ મહેતા, ૩–ભિખુભાઈ ધ્રુવ, ૪–જયમલ્લ પરમાર; વચમાં બેઠેલા : ડાબી બાજુથી : ૧–રણછોડદાસ ગોરડીઆ, ૨–વીરચંદ ભીખાભાઈ શેઠ, ૩–મોહનલાલ મહેતા (સોપાન), ૪– સ્વ. અમૃતલાલ શેઠ, ૫–વજુભાઈ શાહ, ૬–હરિચંદ મહેતા, ૭–હૃદયકાંત ઓઝા; પાછળ ઊભેલા : ડાબી બાજુથી : ૧–ઈશ્વરભાઈ દવે, ૨–ધીરૂભાઈ (મોરબી), ૩–ગિરધરભાઈ પારેખ (મોટી પાનેલી), ૪–વેણીલાલ (પાટડી), ૫–ડેવીડભાઈ, ૬–સુરેશ બાબરીઆ, ૭–રતુભાઈ અદાણી, ૮–કાન્તિલાલ શાહ, ૯–રતુભાઈ કોઠારી.

આમાંથી ડેવીડભાઈ અને હૃદયકાંત ઓઝા અમારી સાથે થોડા પાછળથી જોડાયેલા. એ બન્ને આજે આ જગતમાં નથી. બીજા બે–ત્રણ પણ પાછળથી જોડાયેલા. એ સિવાયનું અમારું ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાંથી ૧૯૩૦ થી જે મિત્ર મંડળ રચાઈ રહેલું એમાં સૌથી નાનો ને સૌથી પહેલો આ જગત છોડી ગયો તે ઈશ્વરભાઈ. એની વિદાય અમને સૌને વસમી એટલા માટે થઈ પડી છે કે અમારું તે સામુહિક જીવન હતું. ઈશ્વરનો ઈતિહાસ તે અમારો ઈતિહાસ છે ને અમારો ઈતિહાસ તે ઈશ્વરનો ઈતિહાસ છે. અમે જે કાંઈ જીવતા – તે એક બનીને એક પ્રાણ બનીને કરતા. એમાંથી કોઈ એકને જુદા તારવીને જોવાનું શક્ય નહતું, આજે પણ નથી. અમારા સૌના જીવનનાં મૂળ સ્નેહના એક જ સ્રોતમાંથી પોષણ મેળવતાં રહ્યાં છે. સ્વરાજ પછી વિભિન્ન શક્તિઓને કારણે વિવિધ ક્ષેત્રોમાં વહેંચાયા છતાં એના મૂળમાં તો સત્યાગ્રહ અને સ્વાતંત્ર્યકાળનાં સત્તર–સત્તર વર્ષના ઉદાત્ત ભાવનાના સ્નેહે રસાયેલા સામુહિક જીવનનાં ગુરૂત્વાકર્ષણ જ પડેલાં છે. સિયામી જોડકાંની જેમ શ્વાસ પ્રાણ સાથે જ વણકથ્યે એકબીજાનાં સુખદુઃખ અનુભવતા જ આવીએ છીએ. ૫૦ વર્ષના અનેક ઝંઝાવાતો પછી ફરી આ સ્મરણાંકમાં અમે એકઠા થયા છીએ ને એટલો સંતોષ લઈ શકીએ છીએ કે ૫૦ વર્ષ પહેલાં સત્યાગ્રહકાળે લીધેલી આ તસ્વીર હજી એટલી જ પ્રાણ ધબકતી ને આજે ય જીવી રહ્યા હોઈએ એટલી જીવંત છે.

દેશની વિવિધ સેવામાં જીવનને જોડી દેનારી અમારી સદ્ગત અને જીવતી ખાંભીઓને અત્રે જુવારું છું –

જયમલ્લ પરમાર

29073

# Manilal & Company

209, Sant Tukaram Road,
**BOMBAY - 400 009** Phone : 331614

Dealers in :

M. S. Welded wire west, G. I. Welded wire west, G. I. Flexible pipe, S. S. Wire netting Hiugis & Hardware material.

- Selling Agents for -

- National Steel & Metal Industries, New Delhi.
- Modern Wirenetting Manufacturing Co., Jaipur.
- Flex Tubes, Indore.
- Gupta Iron & Brass Works Limited, New Delhi.
- Preeisa Wire Cloth Private Limited, Madras.

**Branches :**

503, Kychapatiram
Bazar Sitaram
Delhi-110006.
Phone : 262386

C-62 A Ampabari,
Opp. Allahabad Bank,
Jaipur - 302012
Phone 842218.






'We' blees this land-the land of many seasons, the land of many rivers, many mountains, many forests, many living things and many races of men-this our own, our motherland, where our fathers lived and worked, every grain of sand where in is a witness unto the life and labours of those whose blood flows threw our viens; every floating cloud on whose sky, and every breath of whose passing breeze, all bear a thousand recollections of the past of our race.

**Shri Aurobindo**



# Alembic Chemical Works Co. Ltd.

BARODA - 390 003



આદ્યતંત્રી
સ્વ. ઈશ્વરભાઈ મો. દવે
તંત્રી
જયમલ્લ પરમાર

ઊર્મિ નવરચના

એપ્રિલ ૧૯૭૯
વર્ષ પચાસમું
અંક–પહેલો
સળંગ અંક : ૫૮૯

# સ્વ. શ્રી ઈશ્વરભાઈ મો. દવે સ્મરણાંક

---

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી:

૧– ઓક્ટોબર–નવેમ્બર સિવાય કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.

૨– અંક આઠમી તારીખ સુધીમાં ન મળે તો જે તે પોસ્ટ ઓફિસે લેખિત ફરિયાદ કરી એની નકલ અત્રે મોકલવી. સિલિકમાં હશે. તો જ મોકલાશે.

૩– સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે નંબર સાથે કાર્યાલયને મોકલવી,


ઊર્મિનવરચના : ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ–૩૬૦ ૦૦૧

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૨૦ : પરદેશમાં રૂ. ૪૦

---

માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ – ૧

મુદ્રણસ્થાન : સ્વરૂપ મુદ્રિકા : કર્ણપરા રોડ : કન્યા છાત્રાલય સામે : રાજકોટ–૧

# અમારાં અંતર આભારવશ બને છે

જયમલ્લ પરમાર

ઈશ્વરભાઈના જીવન-સાફલ્યની કમાણી અનરાધારે દેશ પરદેશના પત્રોમાંના સ્નેહરૂપે વરસી રહી છે. એ સેંકડોમાંથી કોઈ પણ એક પત્ર વાંચો અને એમાં ઈશ્વરભાઈના ધન્ય-જીવનની વાત એકસરખી સૌના અંતરમાંથી ઊભરાતી સાંભળશો. એમના અકાળ અવસાનથી પાછો ન વળે એવો દારુણ આઘાત અમે અનુભવ્યો છે, પણ એમના જીવનની વરસી રહેલી ધન્યતાએ અમને સૌને ધન્ય બનાવી દીધાં છે. એમાંથી કોનો આભાર માનવો ?

ફેબ્રુઆરીના 'ઊર્મિનવરચના'ના અંકમાં શ્રી છોટુભાઈ પરમારે એ દુર્ઘટનાનો વિગતપૂર્ણ ચિતાર આપ્યો છે. ઈશ્વરભાઈ અને એમના મિત્ર શ્રી ગોહિલના નશ્વર દેહની જાળવણી કરનારા માઝાબુકના મિત્રો, અહીં સમાચાર પહોંચાડવા મથનાર કાબ્વેના શ્રી લલ્લુભાઈ પટેલ અને મિત્રો, લુસાકામાં એમની અંતીમ વિધિ કરનાર શ્રી છોટુભાઈ પરમાર અને ગુજરાતી મિત્રો એ સૌનો અંતરથી આભાર માનીએ છીએ કે પરદેશને પાધર પણ ઈશ્વરભાઈના દેહને આપણની ખોટ ન પડવા દેતાં પૂરા દબદબા ને માનપાન સાથે એમના દેહની અંતીમ વિધિ કરી, શાંતિ પાઠ કર્યા અને હજી આજ સુધી છોટુભાઈ આત્મીયજન બની અનેક રૂપે ઉપકારક બની રહ્યા છે. એવા જ શ્રી ઈશ્વરભાઈના પરમમિત્ર અને આત્મિયજન નાઈરોબીના શ્રી મણિભાઈ ડી. પટેલ અને લંડન રહેલા શ્રી ટી. પી. સૂચક અને કવિ શ્રી ડાહ્યાભાઈ પટેલને તો કેમ જ વિસરાય ?

દેશમાં ઈશ્વરભાઈનાં પત્ની શ્રી વિદ્યાબહેન, દીકરા રાજુ, દીકરીઓ ભારતીબહેન કુલકર્ણી, મિંદુબહેન મિશ્રા, ને કાશ્મીરા બહેન ભટ્ટ ઉપર દિલસોજીના અનેક પત્રો સગાં અને સ્નેહીઓ તરફથી આવ્યા છે; તો અમદાવાદમાં ભારતી સાહિત્ય-સંઘ-અને-ઈશ્વરભાઈના સૌથી મોટાભાઈ શ્રી મૂળશંકરભાઈ, મુંબઈમાં બીજા મોટાભાઈ ડૉ. શ્રી ભૂપતરાય દવે અને કુટુંબીજનો ઉપર પત્રોની ને દિલસોજીની વર્ષા વરસી છે. જ્યારે 'ઊર્મિ નવરચના' અને જયમલ્લ પરમાર ઉપર અંજલિઓના જે ધોધ ઊમટ્યા છે તે સૌના વ્યક્તિગત આભાર માનવા અશક્ય છે.

વ્યક્તિરૂપે ઈશ્વરભાઈ જેનાં જેનાં સંસર્ગમાં આવ્યા તે સૌને પોતાની જીવન-સૌરભથી સુવાસિત બનાવ્યા છે સમષ્ટિરૂપે તો ૧૯૩૦ના સત્યાગ્રહથી તો અમે સૌ સાથે જ જીવતા આવ્યા છીએ છાવણીઓમાં, સત્યાગ્રહોમાં, જેલોમાં, ગામડાંઓ અને જંગલોમાં, ગ્રામસેવામાં, પછી કેટલાક મિત્રો ભારતી સાહિત્ય સંઘમાં અને ૧૯૪૨ થી ૧૯૪૭ સુધીની ભૂગર્ભ પ્રવૃત્તિમાં પણ અમારા સામૂહિક જીવનમાં અમે સૌ એક રૂપે જીવ્યા છીએ. એકનો ઈતિહાસ તે અમારો સૌનો ઈતિહાસ છે, સૌનો ઈતિહાસ છે તે એ સમૂહમાંના દરેકનો ઈતિહાસ છે.

તેમાંથી તારવીને મિત્રો અને મુરબ્બીઓએ ઈશ્વરભાઈના વિશિષ્ટ વ્યક્તિત્વને ગૌરવભરી અંજલિઓ આપી છે. ઈશ્વરભાઈનું જીવન એમ પાંચ વિભાગમાં વહેંચાયેલું છે. સત્યાગ્રહકાળથી સ્વરાજ સુધીનું, સંઘની સ્થાપનાથી પરદેશ ગમન સુધીનું, ગુજરાતી સાહિત્યના જ્યોતિર્ધર તરીકે પરદેશનું, વિવિધ ક્ષેત્રોના વિશાળ મિત્રગણ વચ્ચેનું અને પાંચમું એમની અપાર કુટુંબવત્સલતાનું. એમનાં પાંચેય સ્વરૂપનું આછું દર્શન કરાવવાનો આ સ્મરણાંકમાં પ્રયત્ન થયો છે.

વ્યવહારદક્ષ માણસોને જે હુશિયારી, ચાલાકી ને કઠોર માનવ-વર્તાવ સાંપડે છે તે ઈશ્વરભાઈમાં ન હતાં. એટલે પ્રકાશકના વ્યવસાયમાં ઈશ્વરભાઈએ રૂપિયા આના પાઈમાં કેટલી સફળતા મેળવી એમ જો કોઈ મૂલવણી કરવા જશે તો જીવનમાં ઉદાત્ત આગ્રહોની, માનવતાની કે ઔદાર્યની કોડીની પણ કિંમત નહિ રહે. ઈશ્વરભાઈને મૂલવવા હશે તો હૃદયના ગુણની સંપત્તિથી જ મૂલવી શકાશે. એજ એમને પ્રતિફલિત હતું. આખર માનવજીવનની સફળતા શેમાં છે ? વિધિની વિચિત્રતા તો એ છે કે આ એપ્રિલ માસથી 'ઊર્મિનવરચના' પચાસમા વર્ષમાં પ્રવેશ કરે છે ત્યારે એનો 'સુવર્ણજયંતી અંક' કાઢવાના મનોરથો સેવતા હતા. તેને બદલે ઈશ્વરભાઈના પચાસ વર્ષના ઊજ્જવલ જીવનને અંજલિ આપતો સ્મરણાંક પ્રગટ કરવો પડયો છે. આ સ્મરણાંકમાં પ્રત્યક્ષ ને પરોક્ષરૂપે સહકાર આપનાર સૌનો અંતરથી આભાર માનીએ છીએ.

જયન્ત પરમાર

૯, ચેતન સોસાયટી : ૧ સ્પ૭
અમદાવાદ 380 007
ફોન : 78576



૧૯૫૯ની ફેબ્રુઆરીની ૧૪મી તારીખે આફ્રિકાનો વિમાની પ્રવાસ કરતાં પહેલાં શ્રી. ઈશ્વરભાઈએ આ તસ્વીર એમના સાથી કાર્યકર અને 'ઊર્મિનવરચના'ના એ વખતના સંપાદક શ્રી જયંત પરમારને પોતાની સહી તારીખ સાથે આપતાં કહેલું અને વિમાની અકસ્માત નડે તો 'ઊર્મિ'માં આ તસ્વીર છાપજો. એ કથન એક નહિ તો બીજી રીતે સાચું પડયું. શ્રી ઈશ્વરભાઈ વિમાનના નહિ તો વાન(મોટર)ના અકસ્માતમાં આફ્રિકામાં જ અવસાન પામ્યા, એમની ઈચ્છારૂપ આ તસ્વીર અહીં પ્રગટ કરી છે.

જન્મ : તા. ૨૦-૬-૧૩ મૃત્યુ : તા. ૨૨-૧૨-૭૮



## હે ઇશ્વરા !

ઊર્મિ નવરચના તણી, સેવા કરવા સંત;
ભડ થાવા ભગવંત, આશ અનેરી ઇશ્વરા.

પરલોમે સૂનો પ્રભુ, ગુર્જર દેશનો દૂત;
રહ્યું ચૂકવવું ઋત, આશા અધૂરી ઇશ્વરા.

પાયું વીરલ પાણુ, અવિરત યત્ને યુવકને;
પરલોમે પિછાણુ અમર નામની ઇશ્વરા.

મોહન તણા મયુર, ટહુકયો તું ત્રિલોકમાં;
અનહદ રડતું ઉર, યાદ કર્યેથી ઇશ્વરા.

મન જાણે માતંગ, જોરાવર પણ જિંદગી;
દુનિયા થાયે દંગ, અલવિદાથી ઇશ્વરા.

પ્રાણ હનો પરમારનો, જયમલ જીવન જ્યોત;
રૂદિયો કાયમ રોત આધે સૂનો ઇશ્વરો,

શંકાં તણું રતન, રોળાયું રણમાં જઈ;
ધરણી ગુર્જર ધન, અધવચ્ચ દાટયું ઇશ્વરા.

અંધારૂં અમઅંતરે દીપક ગયો બૂઝાઈ;
વલ્લભ રૂદો વિલાય આઘાત થાતાં ઇશ્વરા,

સૂરજ સોરઠ દેશનો, પ્રેમ તણુંય પ્રતિક;
અંતર રડે અધિક, આજ અમારૂં ઇશ્વરા.

પ્રફૂલ્લ કાયમ પ્રાણુએ, હરખું ભાળી હંસ;
ધીરજનો થયો ધ્વાસ, આતમ પ્રેર્યો ઇશ્વરા.

પ્રવાસ આ પરલોકનો, પૂરો કર્યો ન પ્રાણ !
આખરના એંધાણ, અમે નિહાળ્યાં ઇશ્વરા.

છે નહીં ગોડી સાહ્યબી, ભગવત પર બહુ ભાવ;
લેવા સેવા લ્હાવ, ઉપર પહોંચ્યો ઇશ્વરો.

ભાઇ ! ન કદીએ ભૂલીએ, સત્ય ચખાડયો સ્વાદ;
વિવેકનો વરસાદ, અહીં વરસાવ્યો ઇશ્વરા.

ભારત નવ ભૂલે કદિ, પર ઉપકારી પુત્ર;
સમજાવ્યું સત સૂત્ર, અંત ઉજાળ્યો ઇશ્વરા.

છે આતમ સુનકાર, હંસ વિના હૈયાં દહ્યાં;
કૃપા કરો કિરતાર, આપો શાંતિ ઇશ્વરા,

રવિ વિના રડતાં રહ્યાં, ઉર બહુએ અકળાય;
અંધારે અટવાય, આતમ વલ્લભ ઇશ્વરા.

વલ્લભભાઈ મ. રાજપગુરુ
ઘોઘાવદર. (ગોંડલ)

*

## દ્વેષ કલેશ લેશ નિજ જીવન દિખાયો નહિ

વિદ્યાકો વિલાસી, ચિત્તહરદમ હુલાસી આપ,
ધન્ય યહ જીવન, કર્તવ્ય મેં ધરી ગયો:
દ્વેષ કલેશ, લેશ, નિજ જીવન દિખાયો નાંહી,
ઇશ્વરકો નામ ધર્યો. સાર્થક કરી ગયો.
સ્નેહી મિત્રમંડલ, સમસ્તકી સ્નેહ લેકે,
સુન્દર સિતારો વસુ ભાગ્યકો સરી ગયો;
પ્રીતિકો ખજાનો, સંગનિતિકો સુજાન મંત્રી,
તંત્રી મહાન ભવ સાગર તરી ગયો.

* * *

ઊર્મિનો, અમૃત ભર્યો, તે સહુને આપ્યો સ્વાદ;
અંત સમય સુધી આવશે, ઇશ્વર તારી યાદ. ૧
જીવન મીઠું જીવનો, જે મલ ની જોડી
લાલ દયા લાવ્યો નહીં, (તે) તરભેટે તોડી ! ૨
ભલપલ ઇ ભવ સાગરે, સઢ સોતી છોડી,
જગ ઝાઝા જુહાર દઇ, હાંકી ગયો હોડી. ૩

બળદેવભાઇ નરેલા (ભાવનગર)

# 'શોકાંજલિ'

ઇશ્વર ઇશ્વર પાસ ગયા ને પરમધામમાં પહોંચી ગયા.
બાવીસ ડીસેમ્બર ઇઠોતેરે આ જગને એ છોડી ગયા
ઇશ્વર ઇશ્વર પાસ ગયા.

નશ્વર જગનો મોહ તજીને સ્વજન આપ્તજનને છોડીને
ઇશાજ્ઞાને અનુસરીને સરગાપરીને પંથ ગયા
ઇશ્વર ઇશ્વર પાસ ગયા.

રમ્ય રસિક એ જીવ હતા ને ઊર્મિઓઘમાં ન્હાતા'તા
અક્ષરના આરાધક અદ્‌ભૂત શારદ સેવક આજ ગયા
ઇશ્વર ઇશ્વર પાસ ગયા.

લાખ લાખ હૈયાંમાં વસતા સાક્ષર સજ્જન સદા હસતા
આજ રડાવી આપણુ સૌને ઓચિંતા એ વિદા થયા
ઇશ્વર ઇશ્વર પાસ ગયા.

લખ્યું થાય ન મિથ્યા કે છે દૂર સ્વદેશથી વિરમી ગયા
જયમલ એના જીગર દોસ્તને ભરભરામણું દઇ ન શકયા
ઇશ્વર ઇશ્વર પાસ ગયા.

મોહનસુત એ ઇશપરાયણ દવે તણા કુલદીપ ગયા.
સકલભોમ સાહિત્યક્ષેત્રને આજીવન એ સેવી રહ્યા.
ઇશ્વર ઇશ્વર પાસ ગયા.

દક્ષ દર્શક પ્રખર પ્રકાશક સૌના એ પથદીપ ગયા
સ્નેહી સંબંધી વિલાપ કરતા મૂકી એ નિજધામ ગયા
ઇશ્વર ઇશ્વર પાસ ગયા,

વેળા આજ વિદાની વસમી સંસારી સૌ ખિન્ન થયા
એવા ભાવિક ભદ્રિક ઇશ્વર ભૂદેવ બ્રહ્મમાંલીન થયા:
ઇશ્વર ઇશ્વર પાસ ગયા.

ઇશ્વર અમ આવ્યા તુજ શરણે સાચવજે હે જગદીશ્વર
શરણુ ચરણુમાં નિત્ય આપજે ઇશ્વરને હે જગદીશ્વર

કૃષ્ણુલાલ મહેતા (જામનગર)

## આકાશવાણી (રાજકોટ) પરિવારની શોકાંજલિ

શ્રી ઈશ્વરભાઈ દવેના અચાનક અકસ્માતથી થયેલ દુઃખદ અવસાનના સમાચાર સાંભળી ભારે આઘાત થયો. તેઓએ "ઊર્મિ અને નવરચના" તથા ભારતી સાહિત્ય સંઘ દ્વારા ગુજરાતી સાહિત્યની ઉમદા સેવા કરી હતી. તેમની નિષ્ઠા નોંધનિય હતી. તેમના અવસાનથી થયેલ આપના સહુના દુઃખમાં મારી તેમજ આકાશવાણીના પરિવારની ઊંડી સહાનુભૂતિ સ્વીકારશો. સદ્ગતના આત્માને પ્રભુ પરમ શાંતિ બક્ષે એ જ પ્રાર્થના.

વસુબહેન (નિયામક આકાશવાણી રાજકોટ)

*

## પુરાતત્ત્વ સંશોધન મંડળ–પોરબંદરનો શોક ઠરાવ

પુરાતત્ત્વ સંશોધન મંડળ પોરબંદરની આજની બેઠક ઊર્મિનવરચનાના સહતંત્રી અને ભારતી સાહિત્ય સંઘના પ્રણેતા સ્વ. ઈશ્વરલાલ મો. દવેના આકસ્મિક અવસાનથી દુઃખની ઊંડી લાગણી અનુભવે છે, અને સાંપ્રત ગુજરાતી સાહિત્યની એક પેઢીને -ગુજરાતની સંસ્કૃતિને-પ્રકાશમાં લાવનાર, પુરાતત્ત્વ સંશોધન મંડળ પોરબંદરના શુભેચ્છક વડીલ એવા સ્વ. ઇશ્વરલાલભાઇના જવાથી જે કાંયમી ખોટ પડી છે તેનો ઊંડો આઘાત અનુભવે. છે. આપણી વચ્ચેથી એક સંસ્કૃતિ પ્રેમી સજ્જન અને હેતાળ વાત્સલ્યમૂર્તિએ ચિર વિદાય લીધી છે, આ માટે મંડળ સ્વ. ઇશ્વરલાલભાઇનાં કુટુંબીજન અને સ્નેહીજન પ્રતિ દિલસોજી વ્યક્ત કરે છે; અને પરમકૃપાળુ પરમાત્મા સદ્ગતના આત્માને પૂર્ણશાંતિ બક્ષે એવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે.!

મણિભાઈ વોરા
પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદર
સમગ્ર પરિવાર વતી

*

## અમદાવાદ પુસ્તક પ્રકાશક – વિક્રેતા મંડળનો ઠરાવ

ઇશ્વરભાઈ દવે લુસાકા, ઝાંબીઆ પાસે મોટર અકસ્માતમાં અવસાન પામ્યા તે સમાચાર તા. ૨૩-૧૨-૭૮ના રોજ સાંજે જાણ્યા.

અમદાવાદના તમામ પુસ્તકવિક્રેતાઓએ આથી આઘાત અનુભવ્યો અને વ્યવસાયનું કામકાજ તે દિવસ પૂરતું બંધ રાખ્યું.

લગભગ દોઢ બે દાયકાથી સતત આફ્રીકામાં ફરતા મુ. શ્રી. ઇશ્વરભાઇ સાથે હાલની પેઢીના પુસ્તક વ્યવસાયને પ્રત્યક્ષ પરીચય ન હોય તે સંભવિત છે પરંતુ આ શહેરની થોડી પેઢીઓને તેમના મોહક વ્યક્તિત્વ, વિનયશીલ વાકચાતુર્ય અને પુસ્તક પ્રકાશન વિતરણ ક્ષેત્રે કંઇક કરી છુટવાની ધગશનો પૂરો ખ્યાલ છે.

સ્વાતંત્ર્યપ્રાપ્તિના ગાળામાં ગુજરાતમાં વિશેષતઃ સાહિત્યના પુસ્તકોનું પ્રકાશન ખૂબ પ્રાથમિક દશામાં હતું ત્યારે શ્રી ઇશ્વરભાઇએ, ગુજરાત સમાચાર સંસ્થા સાથે સહયોગ સાધીને ભારતી સાહિત્ય સંઘ નામની સંસ્થા સ્થાપી નવો ચીલો પાડયો, ક્ષેત્રનો વિસ્તાર કર્યો. તે ક્ષેત્રમાં આધુનિકતા આણી અને આપણા પુસ્તકોને વિદેશમાં પ્રવેશ આપ્યો.

તેમની આ સિદ્ધિથી ગુજરાતના સાહિત્યના પ્રકાશન ક્ષેત્રે એક ઉજ્જવળ પ્રકરણ સદા અંકીત થયેલ છે અને ગુજરાતના ઇતિહાસમાં મહત્વનું સ્થાન પામી છે.

આવા શ્રી ઇશ્વરભાઇને વિદેશમાં જ શ્રી જગતનિયંતાએ મોટર અકસ્માતનું નિમિત્ત આપી પોતાની પાસે બોલાવીને તેમની આ જગતની મજલ ટુંકી કરી છે. સ્વાસ્થ્ય જોતા સ્વ. ઈશ્વરભાઇ બીજા દોઢ બે દાયકા પ્રવૃત્ત રહી શકત એવી શ્રદ્ધા બેસતી. આ શ્રદ્ધા ફલીભૂત ન થઇ. પરંતુ જગતનો જન્મ-મરણનો ક્રમ ઇશ્વરઆધીન છે એટલે આપણે સૌએ તે સ્વીકારવો જ જોઇએ.

ઇશ્વિરભાઇના કુટુંબ ઉપર આવી પડેલી આ આફતમાં અમારા મંડળના સૌ સભ્યો સહાનુભૂતિ પાઠવે છે અને સૌ કુટુંબીજનને દુઃખ સહન કરવાની શકિત મળે ને માટે પ્રાર્થના કરે છે.

સ્વ. શ્રી ઇશ્વરભાઇના આત્માને પ્રભુ શાશ્વત્ શાંતિ બક્ષે એવી સૌની પ્રાર્થના સાથે અમારી પણ પ્રાર્થના છે.

અશોક ઠાકોર,
માનદ મંત્રી

*

## ગુજરાતી સાહિત્ય અકાદમી (બ્રિટન)નો શોક ઠરાવ

સ્વ. ઈશ્વરભાઈ દવે 'ભારતી સાહિત્ય સંઘ'ના પ્રાણ હતા. લિવિંગ્સ્ટનથી લૂસાકા આવતાં, માઝાબૂકા પાસે કાર અકસ્માતમાં અવસાન પામ્યા એ ઘટનાની માત્ર પ્રકાશકોની આલમ જ નહીં, પણ સાહિત્યની અને સાહિત્યકારોની દુનિયા પણ ખૂબ જ ખિન્નતાપૂર્વક નોંધ લેશે.

પૂર્વ આફ્રિકાના સાહિત્ય સર્જનમાં અને એના પ્રકાશનમાં તેમનો ફાળો અવિસ્મરણિય હતો. અનેક વ્યકિતઓના પરિચયમાં એ આવ્યા હતા અને સ્વજનની જેમ દેશ-વિદેશમાં ઘણાંય કુટુંબોના થઈને રહ્યા હતા. એમનું પ્રસન્ન સ્મિત એમનું વેપારી ચાતૂર્ય, એમની નિખાલસ વર્તણૂક સામાની ઉપર છાપ પાડયા વગર ભાગ્યે જ રહેતી.

"હું તો માત્ર પ્રકાશક છું, સાહિત્યકાર નહીં" આવું કહેનાર વ્યકિતના સાહિત્યના અંગત સ્મરણો અનેક હતાં. જયમલ્લ પરમારને 'ઊર્મિ ને નવરચના'ના સંચાલનમાં ખેંચનાર આ વિરલ પ્રકાશક, તંત્રી અને સર્જકોના પ્રાણસમા ઈશ્વરભાઈ આપણી વચ્ચે નથી એ ન કલ્પી શકાય એવી ઘટના છે. આપણી સૌની એમને અંજલિ. પરમાત્મા એમને ચિરઃ શાંતિ અર્પે એવી અભ્યર્થના.

કવિ ડાહ્યાભાઈ પટેલ
પ્રમુખ

વિપુલ કલ્યાણી
મંત્રી

## દીનબંધુ સમાજ (નાઇરોબી)નો શોક ઠરાવ

All members of Deen Bandhu Samaj join me in extending our heartfull condolences on the very sed demise of dear Ishwerbhai Dave. He left us recently for a tour of countries in the East of Africa and we had looked forward towards his return to Nairobi but this was not to be. The cruel hand of fate has deprived you of a loving husband and us of a great friend and active member of Deen Bandhu Samaj. He contributed in many ways towards the welfare of the poor and destitute of this country. His most outstanding Contribution was the prtinting of 1978 calenders which were distibuted to all members of Deen Bandhu Samaj. He used to join us regularly in our Satsangs and other functions. we grieve with you in this great loss. His sad departure has left us all in a state of shock. He has left a void which will be impossible to fill. We all pray to Lord Krishna to bless the dear departed soul with Eternal peace and grant you strength to bear this great loss.

*Om Shanti ! Shanti ! Shanti !*

એમ. જી. સાઈની : માનદ્ મંત્રી (દીનબંધુ સમાજ)

*

## મારા દિલના પડધા પકડીને

### શ્રી પિંગળશીભાઇએ રચી મોકલેલું ગીત

જયમલ્લ પરમાર

બાજી તારે હાથ બધી છે
હિસાબ તારે હાથ હરિ
તું સમરથ છો આ જગસ્વામી
અમે બધાં તો અનાથ હરિ
તું ચાહે તે કરી શકે છે
કોઇ નથી કહેવાનું હરિ
જે દુખ આપે તે શિરમાથે
સદા સહી લહેવાનું હરિ
જ્ઞાની ધ્યાની સો એમ કે
અદલ દિયે ઇન્સાફ હરિ
હશે ભલે અપરાધ હમારો (પણ)
કરી શકયો નહિ માફ હરિ

દીનબંધુ છે બિરદ તારૂં
દયા કરી દીપાવ્ય હરિ
વણ માપેલી વ્યાધી આપી
વ્હાલા નવ વલખાવ્ય હરિ
સૂનો રણુમાં બંધુ સુમિત્રેય
લાગ્યું હૃદયમાં બાણુ હરિ
વિયોગની શું હોય વેદના
એથી નથી અજાણુ હરિ
રહી ગયો છે મૂજ હૃદયમાં
કાયમનો એ ધોખો હરિ
ઇશ્વરને મળવાનો ઇશ્વર
મરતાં ન દીધો મોકો હરિ

# સજ્જન! તમારી ખાક પર ઝાઝા હજો જુહાર

જયમલ્લ પરમાર

કહાં જાયે, કહાં ઉપને, કહાં લડાયે લાડ;
કૌન જાને કિસ ખાડમેં, જાય પડેંગે હાડ!

ઈશ્વરભાઈ જન્મ્યા હળવદના ચરાડવા ગામે, કરાંચીમાં કિશોર બન્યા, ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં રહી અંગ્રેજ સરકાર સામે ઝૂઝયા, અમદાવાદ ને મુંબઈ રહી ભારતી સાહિત્ય સંઘનું સંચાલન કરતા રહી દેશ પરદેશ ઘૂમ્યા, રાજકોટમાં નિવાસ કર્યો અને એમનાં હાડ આફ્રિકાની ધરતી ઉપર ઝાંબિયા દેશના લીવીંગ્સ્ટન અને લુસાકા વચ્ચેના એક માર્ગે પડયાં.

દેશસે વો પરદેશ ગયે, પરદેશ સે પરલોક;
અનજાને વહ બહ ગયે, સૂને કર ગયે લોક.

કાંઈ પહેલા વહેલા પરદેશ નહોતા ગયા પણ 'છેલ્લી વાર માટે જાઉં છું' ને આવન આવન કહેતાં એકાએક પરદેશથી પરલોક પહોંચી ગયા ને અમે સૌ વાટ જ જોતા રહ્યા. અમારા જ દિલમાં નહિ પણ સેંકડો સ્વજનો-મિત્રોના દિલમાં સૂનકાર ભરી ગયાં. આગળ—

વરલાડાના રંગ-વાઘા ને સુંદરીના શણગાર;
પાછળ કાળાં પોત આવે છે વીરા, ખાપણના સૂનકાર.

હવે આંગળીઓની રેખાઓ ગણ્યે ય આરો નથી:

મળશે કોઈ દિન માનવી, દેશ વિદેશ ગિયાં;
વો સાજણ નહિ સાંપડે, ધરતી ઢંક થિયાં.

હજી ઘણા એ માનવા તૈયાર નથી કે ઈશ્વરભાઈ કાયમ માટે ગયા. ઘણા સ્વજનોએ તો ઈશ્વરભાઈના મોટર અકસ્માતમાં થયેલા મૃત્યુના સમાચાર વિષે જ શંકા ઉઠાવેલી. જેમની સાથે અપાર સ્નેહના તાણાવાણા વણાયેલ હોય છે તે આકસ્મિક ઊપડી જતાં દિલ માનવાની હરગીઝ ના પાડે છે. ઈશ્વરભાઈનું તો સ્નેહે રસેલું સૌંદર્ય હતું. દિલનું અથોક સૌંદર્ય જીવનભર દેહ ઉપર વિલસતું જ રહેલું. ધીરપ, મીઠપ અને મધુરપના તો એ મહેરામણ હતા. ઈશ્વરભાઈ ઉપર સ્નેહ વરસાવનારા સૌ છેવટ તો ઈશ્વરભાઈના સ્નેહમાં જ સદાય નહાતા રહ્યા છે એવું અસીમ એમનું સ્નેહે રસેલું સૌજન્ય હતું. એ મનોહર દિલ અને દેહની માવજત એમના સૌ સ્વજનો સુવર્ણની જેમ કરતા. એવા એ દિલાવર આદમીની અપરૂપ કાયા લુસાકાના પાદરમાં રાખમાં રોળાણી. ઈશ્વર જાણે એ લીવીંગ્સ્ટન ને લુસાકાનો સાંજનાં અંધારામાં ઘુંટાતો માર્ગ અને લુસાકાનું પાદર એવાં તે કેવાંક કામણગારાં કે સૌનું મન હરનારા ઈશ્વરભાઈને એમણે હરી લીધા? રોકી લીધા? ઈશ્વરભાઈ ધરતી ઢંક થયા તે હવે ક્યાંથી પાછા ફરે? છતાં સેંકડો સ્વજનોનું દિલ એ સ્વીકારવાની ના પાડે છે, એવા એ સેંકડો સ્વજનોમાં એકરૂપ થઈ ગયેલા.

જગતમાં ડાહ્યા નીવડેલા માણસોનું દિલ પણ એ માનવા ના પાડે છે, કારણ કે એમને ઈશ્વરભાઈની આંખનાં અમી, મુખના સ્મિત અને મિત વાણીની મીઠપનો સ્પર્શ થતો નથી. એવા ત્રિવિધ સ્પર્શની મધુરપ સિવાય સ્વજનોના જીવને જંપ કેમ વળે? એ હકીકત બની કે રાખમાં ફેરવાયેલ એ દેહને લુસાકાની નદીમાં પધરાવ્યો અને શેષ અસ્થિ અહીં રાજકોટ પહોંચાડવામાં આવ્યાં, એથી તો આતમ-વેદના ઊલટી વધી પડી. એમની ચિતાના અંગારા ત્યાં ઓલવાયા, અહીં અમારા ઝગવા માંડયા. આ અમારા જીવનનો અણમોલ ખજાનો ખરેખર રાખમાં રોળાઈ ગયો એના અંગારા એ આગ-એની વરાળું ઈશ્વરભાઈની સ્નેહવર્ષા વગર ઓલવાય કેમ?

હાલો હૈડાં જીરાણમેં, શેણાંને કરીએ સાદ;
મિટ્ટી સે મિટ્ટી મિલી તોય હોંકારો દિયે હાડ.

સ્મશાને જઈને વ્હાલા સ્વજનને (સજણાને) સાદ દેવા જીવ તલપાપડ થયો. સ્મશાન તો હજારો

માઈલ દૂર રહ્યું, પણ એમનાં અસ્થિફૂલ, હાડના અવશેષ અમારી પાસે હતાં. એ હાડને હોંકારો ભણાવવા વિદ્યાબહેન, એમનાં મોટાં બહેન હરબાળાબહેન, ચિ. રાજુ અને હું પ્રભાસપાટણ ઊપડયા. જ્યાં કૃષ્ણ ભગવાનથી માંડી ને અગણિત માનવીઓનાં અસ્થિ-વિસર્જન થયાં છે તે હીરણ્ય, કપીલા અને સરસ્વતીના ત્રિવેણી સંગમે જ્યાં સરસ્વતીએ વડવાનલને સમુદ્રમાં પધરાવીને પોતે લુપ્ત બન્યાં તે સ્થળે.

અસ્થિનાં બંધન ખોલીને રાજુએ ત્રિવેણી-સંગમમાં પધરાવ્યાં. મેં હાથ દીધો હાડના અવશેષોનો સ્પર્શ થતાં કમકમાં અનુભવ્યાં. હાકલી રાખેલા હૈયાએ એ હાડને સાદ દીધો. સ્મૃતિરૂપે ઈશ્વરભાઈ હોંકારો ભણી રહ્યા કે : "૨૭ વર્ષ પૂર્વેની એક પ્રભાતે અહીં જ આપણે વ્હાલસોયા નિરૂભાઈ (નિરંજન વર્મા)નાં અસ્થિ વિસર્જન કરેલાં. એમનો જન્મ પણ જામનગરના રાજડા ગામે થયેલો. બચપણ વાંકાનેરમાં વીત્યું વિશેષ અભ્યાસ ભાવનગર દક્ષિણામૂર્તિમાં કર્યો. રચનાકાર્ય વાંકાનેર તરવડા ને ભાવનગરમાં કર્યું. રાણપુર મેઘાણીભાઈ સાથે જોડાયા. ૧૯૪૨ના સંગ્રામમાં અંગ્રેજી રાજ્ય સામે ઝૂઝતાં ઝૂઝતાં બિમાર પડયા અને એમનાં હાડ આંધ્રના કડપ્પાહ જિલ્લાના મદનપલ્લી ગામની આરોગ્યવરમના સેનેટોરિયમની સીમમાં પડયાં ત્યારે મારો પણ મેળાપ ક્યાં થયેલો ! હું તો નિરૂભાઈ માટે ઓક્સિજનની કોઠી લેવા બેંગલોર ગયેલો. તેં જ એને વળાવેલો. જેની બીજી બે ભૂજા ભાંગી પડી એવો હું મૂંઝ ઊઠયો :

ભાઈ મરે ભવ હારીએ, બેની મરે દશ્ય જાય,
માવીતર મરને ઉના, ચોદશનો વા વાય;
પણ સબ દુઃખ ભેળાં થાય, હેડી ! એક તમે મૂવે.

ત્યાં ખડ ખડ ખડ ખડ હાસ્ય મારા કાને પડયું. થોડાંક જ ડગલાં દૂર દેહોત્સર્ગની ભૂમિ પર પીપળાને અઢેલીને પડેલી શ્રી કૃષ્ણની મૂર્તિ હસીને પડખાભર થઇ જાણે મને કહી રહી હતી કે : "ભલા માણસ ! શોકમાં ને દુઃખમાં તણાયે જતાં પહેલાં મારી સામે નજર કર ! મારો જનમ મથુરામાં સગા મામાની જેલમાં થયો. ચોરી છૂપીથી ગોકુળમાં પારણે ઝૂલ્યો. વ્રજભૂમિના ગોપકુળોએ મને લાડ લડાવ્યાં. યાદવોના બળથી આર્યાવર્તમાં વકરેલા આસુરી મદને ઉતારવામાં જ અરધું આયખું વીત્યું. કાળયવનથી બચવા વ્રજભૂમિ છોડી યાદવોના આ મૂળ વતન સૌરાષ્ટ્રમાં – દ્વારકામાં આવ્યા. અસુરોનો મદ ઉતારતાં યાદવો જ મદાંધ બન્યા. જાતી જિંદગાનીએ સ્યમંતકમણિનો મને જ યાદવોએ ભેગા મળી ચોર ઠરાવ્યો. યાદવોની એ મદાંધતાનું યાદવાસ્થળી દ્વારા ઉન્મૂલન કરી એકલવાયો આ જંગલમાં પીપળાના ઝાડને અઢેલીને ઘડીક વિસામો લેતો પડયો હતો ને એક શિકારી ભીલના ભલકે પરોવાઈ ગયો. આજે તમે મારી પૂજા કરીને એ પીપળે પાણી રેડો છો પણ ત્યારે છપ્પન કોટિ યાદવોમાંથી, આઠ પટરાણીઓ અને પુત્રપુત્રાદિકમાંથી કે ઉદ્ધવ ને અર્જુન જેવા સખાઓમાંથી મારા મરતા મુખે પાણીનું ટીપું મેલવાય કોઈ હાજર નહતું. યદુકુળના સ્ત્રી સમુદાયને દ્વારકાથી દિલ્હી જતાં અર્જુન જેવા ગાંડીવધારીને કાબાઓએ લૂંટયો ત્યારે મારા દેહની શી દશા થઈ હશે એની તો કલ્પના કરી જો!"

એક જ ક્ષણમાં મારા અંતરને કળ વળવા માંડી રોળકોળ વેળાએ તરવેણીને તીરે હરબાળા બહેનની વત્સલછાયામાં સજળ નયને ઈશ્વરભાઈનાં અસ્થિ વિસર્જનની ક્રિયાને નીરખી રહેલાં વિદ્યાબહેન ઉપર મારી નજર પડી. જીવનભર ઈશ્વરભાઇના અનેક મિત્રો અને સ્વજનોનાં ભગિની અને માતા સ્વરૂપે લાલન-પાલન કરતા રહી અનેક મિત્રોનાં ઘર વસાવી દઈ એમની લીલી વાડી ઉપર આશિષ વર્ષાવતાં ભદ્રમૂર્તિની અમી છાયા મેં એમનામાં જોઈ. એ શીળી છાયા નીચે એકના એક પુત્ર રાજુલની આશાનો આંબો ઊઝરી રહ્યો હતો. ભારતીબહેન, બિંદુબહેન અને નીના (કાશ્મીરા)બહેન એમ ત્રણેય દીકરીઓ પોતાનાં બાળકો સાથે માના મુખ સામે આશાની અમીટ મીટ માંડીને ઊભેલી જોઇ. પુરુષાર્થની પ્રતીમા સમા ત્રણેય જમાઈ પ્રકાશભાઇ, અજયભાઈ અને કિરણભાઇને કાંઠે ઘા ઝીલવાની તત્પરતા સાથે ઊભેલા જોઈ ને ઈશ્વરભાઈના રખેવાળેલ હાડે દીધેલા હોંકારામાથી

પરિવારરૂપે પાંગરેલું એમનું સ્વરૂપ નજર ભરીને નીરખ્યું. આ પાંગરતા પરિવારના જીવન-ક્યારે વેદના ઘૂંટી ઘૂંટીને કેમ પવાય ?

મારી આંખ સામેનું ચિત્ર વિસ્તરતું જતું હતું. એ પરિવારરૂપથી વિશેષ ઈશ્વરભાઈનાં સગાં-સ્વજનો અને સાથી-કાર્યકરો સાથેના સંઘ-સ્વરૂપે (ભારતી સાહિત્ય સંઘ) ઈશ્વરભાઈને જોયા.

૧૯૪૦ થી ૧૯૬૫ સુધીના અઢી દાયકાના ગુજરાતના કૈંક નવોદિતો ને લબ્ધપ્રતિષ્ઠ લેખકો, કવિઓ, કલાકારો અને વિવેચકોના એકાદ હજાર પ્રકાશનોમાં મેં એમનાં પ્રતિબિંબ નિહાળ્યાં. કૂકી ગયેલા લેખકોના દીવે દીવેલ પૂરી એની વાટ સંકોરતા ભાળ્યા.

એ સ્વરૂપ વિશાળને વિશાળ બન્યે જતું હતું. એ સંઘને કારણે પ્રવાસ ખેડતાં દેશ પરદેશનાં સેંકડો સંબંધીઓના આત્મીય સ્વરૂપે વિલસતા ઈશ્વરભાઈને જોયા. દેશના અને પરદેશના હજારો ગુજરાતી કુટુંબો સુધી લગાતાર ૨૫ વર્ષ સુધી ગુજરાતી સાહિત્યની સંસ્કાર સરવાણી પહોંચાડનાર ને વહેતી રાખનાર સાહિત્યના જ્યોતિર્ધર તરીકે એમને જોયા. એથી યે આગળની ભરયુવાવસ્થામાં એમને વ્યક્તિરૂપે નહિ પણ સામુહિક સ્વરૂપે જ જીવતા જોયા. ત્યાં કોઈ નિરંજન નહતું, ત્યાં કોઈ ઈશ્વર નહતું, ત્યાં કોઈ જયમલ્લ નહતું. અને જો હતા તો બધા હતા. રતુભાઈ અદાણી હતા અને વજુભાઈ શાહ પણ હતા. મોહનલાલ સોપાન હતા તો કાન્તિભાઈ શાહ પણ હતા. મનુભાઈ પંચોળી (દર્શક) હતા તો મનુભાઈ બક્ષી પણ હતા. કેશુભાઈ મહેતા હતા તો પુરૂષોત્તમ જેચંદ પણ હતા. વીરચંદભાઈ શેઠ ને બાલકૃષ્ણ વૈદ્ય હતા તો હરિચંદભાઈ પણ હતા. એમાં ઉેરિકભાઈ હતા, તો ગોકળદાસ ગગલાણી પણ હતા. ભિખુભાઈ ધ્રુવ હતા તો ભિખુભાઈ ગાંધી પણ હતા. રતુભાઈ કોઠારી હતા તો સુરેશ બાબરીઆ પણ હતા. બે પાંચ જતા તો બે પાંચ આવીને એકરૂપ થઇ જતા. સૈનાં સુખ અને દુઃખ એક હતાં. સૈનાં માબાપો વચ્ચે પણ એક અદૃષ્ટ સાંકળ રચાઇ રહેલી. કુટુંબીજનો પણ આવતાં અને દૂધમાં સાકર ભળે એમ ભળી જતાં. શું છાવણીમાં કે શું શિબિરોમાં, શું સત્યાગ્રહોમાં કે શું જેલોમાં, શું ઘરમાં કે શું બહાર. ૧૯૩૦ના સત્યાગ્રહકાળથી રચાઇ રહેલું એ મંડળ સત્યાગ્રહો અને રચનાકાર્યમાં થઇને ૧૯૪૨ સુધીમાં તો એ ઘણું વિસ્તરી ગયેલું. એ કુટુંબભાવના આજ સુધી વિશ્વાસ પ્રેરતી ને વિસ્તરતી રહી છે.

આજે એમાં કેટલોક ફરક જરૂર પડયો છે. કેટલાક ઠીક ઠીક દૂર નીકળી ગયા છે. કેટલાક જૂજવા ક્ષેત્રોમાં ફંળાઇ ગયા છે. યુગે ઘણા પલટા લીધા છે. રાજકારણે કેટલાકને સામસામા પણ મૂકી દીધા છે, છતાં જેમના હૃદયની સ્નેહગાંઠ જ્યાં હીરની વળેલી એમની આત્મીયતા કદી છૂટી નથી, કદી તૂટી નથી. બાહ્ય રંગોએ ભલે ગમે તેટલા પલટા લીધા હોય પણ આત્મીયતામાં ઉણપ નથી આવી. ૫૦ વર્ષ પહેલાં જે બળથી ઝૂઝતા, જે શ્રદ્ધા અને વિશ્વાસથી અરમાનો ઊંચા રાખતા એ જ વિશ્વાસ અને શ્રદ્ધાનું બળ આજે નિરૂભાઇ અને ઈશ્વરભાઈ જતાં પણ ટકાવી રહ્યું છે. એકબીજાનાં સુખની સ્પૃહા નહિ કરનારા દુઃખ આવ્યે વગર કહ્યે એકબીજાના પડખે ગોઠવાતા રહે છે. ઇશ્વરભાઈ પણ જ્યાં હોય ત્યાં એવો વિશ્વાસ અનુભવી શકે કે એમના પરિવારની ચિંતા કરનારી આખી સાંકળ પડી છે, મૃત્યુ હજી બે ત્રણ અંકોડા પણ માંડ ખેરવી શક્યું છે. એથી સાંકળ ટૂંકી નથી થઇ પણ વિધાતાએ વધતી જ રાખી છે. ઇશ્વરભાઈ જતાં વ્હાલા સગાં અને સ્વજનોની નિસ્વાર્થ લાગણી સચાઇ બનીને પરિવાર ઉપર ઢળી નિશ્ચિંત રહેવાનો પરમ વિશ્વાસ આપી રહી છે.

જે શ્રદ્ધાએ અમે ઝૂઝતા અને ઝૂઝીએ છીએ તે દૃષ્ટ અને અદૃષ્ટ બળ તો છે જ પણ સૌરાષ્ટ્ર-ગુજરાતના ઊંડાં ગામડાંથી માંડીને આફ્રિકા અને યુરોપ-અમેરિકા સુધી પથરાયેલા ઈશ્વરભાઈના સ્નેહીઓએ જે લાગણી અને દિલસોજી વરસાવી છે તેણે અમારા એ વિશ્વાસ અને શ્રદ્ધા વધારી દીધાં છે. ઈશ્વરભાઈ માત્ર અમારા જ નહિ પણ એમના અસંખ્ય સ્નેહીઓના પણ હતા. ઇશ્વરભાઇ ગયાનું દુઃખ અમારા એકલાનું નહિ પણ એ સૌનું પણ છે, એથી અમારું દુઃખ વહેંચાતું રહ્યું છે.

ખાદી કમીશનના ઉપાધ્યક્ષ શ્રી. રતિભાઈ ગોંધિયાના સમસ્ત કુટુંબ ઉપર અણુસરણી અને હેઠ સુધી અણુસમણી રહેલી આફત ઊતરી પડી એમાં કુટુંબના હીર સમા પોણા બે વરસ પહેલાં જ પરણેલો એકનો એક પુત્ર અશોકનું અકાળ અને ભારે દુઃખદ અવસાન થયું. એના અસહ્ય દુઃખમાંથી કુટુંબ ઊગરી શકશે કે કેમ તેની કલ્પના પણ કમકમા આપી જતી. પ્રેમાળ વ્યકિતત્વ, સહૃદયથી સંબંધો, ઉન્નત માનવભાવ અને નૌજન્યશીલ સ્વભાવવાળા અશોકના અકાળ મૃત્યુની અરેરાટીએ જે અગણિત માનવીઓએ એમના દુઃખમાં ભાગ પડાવ્યો, એણે અશોક સૌનો હોવાની એક ઉઘાડ્ધરી આપી દીધી. અદૃષ્ટ એવા અનેક પ્રેમાળ હાથો વડે આપણા ઊંડા જખમને અદ્દષ્ટ મુલાયમતાથી રૂઝવ્યા કરે છે.

સુપ્રસિદ્ધ વાર્તાકથક શ્રી. કાનજીભાઈ બારોટનો તેજસ્વી ઊગતો ને આશાસ્પદ યુવાન પુત્ર દેવજી અને પુત્રવધુ વર્ષોનું દાઝી જતાં અવસાન થયું એના દારુણ દુઃખનું આશ્વાસન આપતા મારા એક પત્રના જવાબમાં શ્રી. કાનજીભાઈએ કબીરજીની એક સાખી ટાંકેલી કેઃ મેરા ચિંત્યો હરિ ના કરે, કર્યે કરું મેં ચિંત? હરિકો ચિંત્યો હરિ કરે, તાને રહો નચિંત. તો હરિ કેવી રીતે ચિંતા કરતો હશે? જે હજારો હૈયાં અને હાથની હૂંફ આપણાં ઘવાયેલાં અંતર પામે છે એ હરિના જ હાથ ને હૈયાં છે. પણ દુઃખ આપણે સ્વીકારી શકતા નથી અને સહી પણ શકતા નથી. એટલે એની ચિંતા પણ હરિ ઉપર છોડી શકતા નથી.

આપણા ઘણુંખરાં સ્વજનો સૌના હતા માટે મૃત્યુ-અવસાન કેડે આટલો આદર પામે છે એમ વાતમાં આપણે સ્વીકારીએ છીએ પણ અંતરથી એનો કબજો છોડી શકતા નથી. ઊલટું જેમ જેમ એમના પ્રત્યે આદર વધતો દેખીએ છીએ તેમ તેમ આપણો કબજો બળવાન બનતો જાય છે કે આ હા હા હા! મેં કેવો હીરો ગુમાવ્યો છે? એ આપણો હતો માટે આદરને પાત્ર નથી બનતો પણ એના ગુણને કારણે આદરને પાત્ર બનતો જાય છે એવી લાગણી થાય તો દુઃખની ધાર ટૂંકી બનતી થાય. એટલે જ કહેવાયું છે ને કે સૌ સૌના સ્વારથને રડે છે.

મૃત્યુ અનિવાર્ય હોવા છતાં દુઃખરૂપ એટલા માટે બને છે કે આત્માને દેહથી જુદો ન પડવા દેવાની એટલે કે જીવ બચાવવાની સાહજિક વૃત્તિ પણ કુદરતે જ માનવીમાં મૂકી છે. નહિ તો આત્મરક્ષા પોષણ અને વંશવૃદ્ધિની મમતા ન બંધાત એટલે એક બાજુ જીવવાની પ્રબળ વૃત્તિ-મમતા મૂકી ને બીજી બાજુ મૃત્યુને અનિવાર્ય, અચોક્કસ, આકસ્મિક અને અનિયમિત બનાવ્યું, એટલે કે જન્મ અને મરણ વચ્ચે આયખું વીતાવવાનું ને ગમે તે ક્ષણે બધુ મૂકીને મોતને તાબે થવાનું. આ જીવન મરણનો સંઘર્ષ જ માણસને ભારે પડી જાય છે. એક તો જીવવું, કુદરતે આપેલી સાહજિક વૃત્તિ પ્રમાણે વંશવૃદ્ધિ કરવી, પોતાનું અને વંશનું લાલન પાલન કરવું અને આત્મરક્ષા કરવી, એને માટે બધા બોજ ઊંચકવા અને પાછું માથે મોતની લટકતી તલવાર નીચે.

માણસ આત્મભાવથી જ નથી જીવતો પણ બ્રહ્માંડના-વિશ્વના સમગ્ર પદાર્થોની અસર નીચે જીવે છે. સમસ્તની અસર સમસ્ત ઉપર થયા કરે છે. એમાંથી અસ્પૃશ્ય રહીને, નિર્લેપ ને નિર્વિકારી થઈને દુઃખમાંથી છૂટવું કેમ? મમતા વગર જીવન વિકસતું નથી અને મમતા હોય ત્યાં દુઃખ હોય જ. મમતા કુદરતના ન્યાયે જ બંધાય છે પણ જેટલી બંધાવી સહજ છે એટલી જ છોડવી અસહજ છે. દુઃખ બધું ન છોડી શકવાનું જ છે

બીજ બંધાવાની સાથે જ મમતા બંધાતી જાય છે. આ મમતાને કારણે માણસને મરવાનું નથી ગમતું. માણસને મરવું નથી એથી એ સતત જીવવા માટે ઝૂઝયા કરે છે. એમાં ગમે ત્યારે મૃત્યુ આવી પડતાં અથવા મોતને ભાળતાં પોતાની બધી બાજી ઊંધીચત્તી થતી લાગે છે, ગણતરીઓ ભાંગી પડે છે એ જ દુઃખરૂપ બને છે. મૃત્યુ પામેલા પાછળ જે જીવનારા રહે છે તે મરનારાના સ્નેહથી માંડીને સ્વાર્થને કારણે મૃત્યુને દુઃખરૂપ ગુણે છે ને મરનાર

નો આઘાત અનુભવે છે.

અતિ નિકટનું સગું કે સ્નેહી હોય પણ રોગથી લાંબાકાળ સુધી પીલાતું લાગે, આવું આવતું લાગે કે કોઈ કારણે અણગમતું બને ત્યાં તે વહેલું મરે એવી પણ એક લાગણી પ્રવર્તતી હોય છે. પણ કુદરતના વિસ્ફોટથી જે હોનારતો દ્વારા વિનાશ વેરાય છે કે યુદ્ધોમાં કે ધીંગાણામાં મૃત્યુ થાય છે ત્યાં મૃત્યુના દુઃખનો પ્રશ્ન જુદો જ બની જાય છે. હોનારતમાંથી બચી જનારાં જીવી જવાની આળ-પંપાળમાં પડી જાય છે ને યુદ્ધો કે ધીંગાણામાં બલિદાન કે વિજયની ભાવનાથી મૃત્યુને વધાવવાનું રૂપ અપાય છે. એવાં ને સંત-સમાધિનાં મૃત્યુ મંગલ ગણાય છે.

આમ જુઓ તો વિશ્વનાં કેટલાંક રસાયણોના એકીકરણ અને વિભાજનની ક્રિયાથી જ જન્મ અને મૃત્યુ, સર્જન અને સંહાર ચાલ્યા કરે છે. નિયતિ માટે તો મૃત્યુ એ જીવનનું રૂપાંતર માત્ર છે. મૃત્યુ કોઈ વસ્તુનું થતું જ નથી, પણ પદાર્થોનું રૂપાંતર માત્ર થયા કરે છે. સવાલ માત્ર થાય છે કે પદાર્થોના રૂપાંતરથી જે બીજ બંધાય છે તેમાં ચેતન આવ્યું ક્યાંથી ? ને ચેતન સાથોસાથ મન ક્યાંથી આવ્યું? જે બધાં દુઃખનું મૂળ છે.

પદાર્થોના રૂપાંતરથી ચેતનનો નાશ નથી થતો તેમ મહાચેતન સાથેનો વિચ્છેદ પણ નથી થતો. ચેતન તો ચૈતન્યના મહાપ્રવાહ સાથે અતૂટ જ રહે છે. પણ પદાર્થોનું જો પરિવર્તન ન થતું હોત ને એકની એક સ્થિતિની એકધારિતા જ જીવવાની હોત તો એની જડતા ને એકધારિતા જીવનને અસહ્ય બનાવી મૂકત. વિશ્વની નિત્ય નૂતનતાને કારણે જીવવા જેવું લાગે છે. આમાં મારવાનો ને જીવાડવાનો પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો એ તો પરિવર્તનની સતત ચાલ્યા કરતી પ્રક્રિયા છે.

માણસ પોતાને દેહરૂપે જ જુએ છે, દેહમાં અને દેહ બહાર વિલસતા ચેતન રૂપે નથી જોઈ શકતો. મૃત્યુ એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં લઈ જનારું સાધન હોવાનો અનુભવ પણ તે નથી કરી શકતો, જ્યાં એની અનુભૂતિ થાય છે ત્યાં મૃત્યુનું દુઃખ નથી રહેતું. આટલા માટે જ મોતના ભયને જીતનારાને જગત સદાય જુહારતું આવ્યું છે. શૂરાને મોતનો ભય નથી હોતો પણ મોતના ભયને જીતનારા તો સદ્દભાવી ને સાધક જ હોય છે. સંસારમાં રહેલા અતિ સામાન્ય માણસોમાં પણ ક્યારેક આવી સહજ સાધના દેખાય છે. એમને આગળથી મોતની સવારી આવતી દેખાય છે ને હોંશે હોંશે એનો સત્કાર કરી પૂર્વ તૈયારી સાથે આનંદથી સૌની વિદાય લઈ દેહ છોડી દે છે. કપડું બદલાવતા હોય એવી આસાનીથી રામનામનું રટણ કરતા સહજભાવે દેહ છોડી દે છે. જેને છાતીએથી છૂટા ન પાડી શકાય એવા આત્મીયજનોનાં મૃત્યુ ઘટમાં વેદનાના અને વિચારના આવા વાંસ વાંસ જળના ઘોડાના ભરતી ઓટ ઘૂમરાવે છે.

સૌના માટે મૃત્યુનો ભય જીતવાનું કે સહજભાવે દેહ છોડવાનું શક્ય નથી હોતું પણ ઇચ્છે તો જીવન જીવી જવાનું જરૂર સહજ બની શકે.

જીઓ તાં ઝેર મ થિયો, સક્કર રિયો સેણ;
મરી વેંધા માડુઆ, રોંધા ભલેંજા વેણ.

કચ્છના મેકણ કાપડી કહે છે કે "હે લોકો ! જીવતાં તમે ઝેર ન થજો પણ સાકર થજો. માણસો તો સૌ મરી જવાના પણ ભલા માણસના વેણ જ રહી જવાનાં. ત્યારે ઈશ્વરભાઈએ વેરીમાં જઈને પણ વાસ કર્યો છે ને ઉજળું જીવન જીવી ગયા છે. એમના સ્નેહાર્દ્ર જીવનની અમોલ માવજત વેરીઓને પણ વશ કરી લેતી.

ઈશ્વરભાઈ જીવનમાં ઓછામાં ઓછું બોલ્યા, પણ જે કાંઈ બોલ્યા તે સાકરના સાદે મીઠું જ બોલ્યા, મધુરવાણી જ ઉચ્ચર્યા. એમણે પરાયાને પણ સ્વજનો બનાવ્યા. ઇશ્વરભાઈ ગયા પણ રહી ગયો એ સ્વજનોને આર્દ્ર હૃદયનો સ્નેહ અને મધુર વાણીની મીઠપનો સ્વાદ.

જબ તુ આયા જગતમેં, જગ હસે તુમ રોય;
કરણી એસી કર ચલો, તુમ હસે જગ રોય.

એમણે જીવનમાં મીઠપ જ ઘોળી ને જીવન-ભરની સુજનતાથી સૌના લાડકવાયા બની રહ્યા :

ન સૂનો ગર બુરા કહે કોઈ,
ન કહો ગર બુરા કહે કોઈ;
રોક લો ગર ગલત ચલે કોઈ,
બક્ષ દો ગર ખતા કરે કોઈ.

એ લાડકવાયો હાલી નીકળ્યો અને એના માથે અમીની અંજલિઓના અધોધ વરસ્યા. ગુરૂવર ટાગોરના શબ્દોમાં પ્રાર્થીએ : "આજે શાંતિ થઈ. જીવનની ભૂલો ભ્રાંતિઓ બધી વટાવી કાઢી. કલેજામાં સુખદુઃખની છોળો રાતદિન ધકધક કરતી તે થંભી ગઈ. જે કાંઇ સારૂં-માઠું, જે કંઈ દ્વિધા-દ્વંદ્વ, તે હવે રહ્યું નહિ. બોલો શાંતિ ! એના દેહ સાથે સર્વ કલેશ ક્લાંતિ ભસ્મ બનો.

"કરુણતાનું ગુંજન કરતા એના ઓશીકે બેસીને ધીરે ધીરે ગાન કરો. એનું વસ્ત્ર ઊંચકીને મોં પર તાણી લઈ મોં ઢાંકી દો-માયાળુ મરણે જે રીતે એની સમસ્ત વેદના ને સંદેહ ઢાંકી દીધા છે તેમ.

"દિગ્દિગાંતરે વહી રહેલો જે આ વિશ્વપ્રકાશ, તે પોતે જ આ બે આંખો ઉપર સ્નેહભાવે અંધકારનું રૂપ ધરીને ઊતર્યો છે. દિવસે ઊંચે સ્વરે ને રાત્રિએ હળવા રવે બજી રહેતી જે આ વિશ્વ-વીણા, તેનો પોતાનો જ શબ્દ કેવળ આ બે હોઠ ઉપર નિઃશબ્દતાનું રૂપ ધરીને ચુંબન ચાંપી રહેલ છે."

સજ્જન તમારી ખાક પર, ઝાઝા હજો જુહાર;
ભર ભર છાંટું અંજલિ, અમિયલ ભવ અણુપાર

*

## અબોલ આત્મિયતા

જેના પ્રત્યે પૂજ્ય ભાવ હોય, આત્મિયતા હોય તેવી વ્યક્તિ અચાનક અકળ રીતે સંસારમાંથી વિદાય લે ત્યારે તે દુઃખ જીરવવાની કે તેને વ્યક્ત કરવાની શક્તિ રહેતી નથી. જાણે એક જાતની મૂઢતા આવી જાય છે.

ભાઈશ્રી ઈશ્વરભાઈની વિદાય અમારા કુટુંબ માટે આવી બની રહી. ભાઈશ્રી જયમલ્લભાઈ અને ભાઈશ્રી ઈશ્વરભાઈનો અમારા કુટુંબ પ્રત્યે એવી એક પ્રેમગાંઠ છે કે એક કુટુંબ પરની આફત બીજા કુટુંબને પોતાપરની આફત લાગે છે. તેમાયે ભાઈશ્રી ઈશ્વરભાઈનું વ્યક્તિત્વ એવું હતું કે જેઓ તેમના પરિ-ચયમાં આવ્યા છે તેઓ તે ભૂલી જ શકતા નથી. કંઈપણ બોલ્યા વગર, વ્યક્ત કર્યા વગર પણ તેઓ પ્રેમ, મમતા, લાગણી, આત્મિયતાના ભાવોનો જે ધોધ વરસાવતા હતા તે તો જેણે અનુભવ્યું તે જ જાણે. અમારૂં એ સદ્‌ભાગ્ય હતું અને તેથી જ તેમની વિદાયે અમ સહુને જે દુર્ભાગી બનાવ્યા છે તેની કળ વળવી મુશ્કેલ છે. તેમાંયે જીવનસાથીથી એકલા પડી ગયેલા ભાઈશ્રી જયમલ્લભાઈને જોઈને હૃદય દ્રવી ઊઠે છે. બહેનશ્રી વિદ્યાબહેનના દુઃખને તો કઈ ભાષામાં વ્યક્ત કરવું !

સંસારમાં કેટલીક વ્યક્તિઓને ભગવાન માત્ર સુગંધ પ્રસરાવવા જ મોકલે છે. ભાઈશ્રી ઈશ્વરભાઈ ભગવાનની આ લીલાના પ્રતિક હતા. પણ ભગવાનની એ લીલા પણ સમજાતી નથી કે આવી વ્યક્તિઓની વિદાય આવી કરુણ રીતે કેમ આપે છે? પણ પ્રશ્નકર્તા આપણે કોણ?

આપણા ઈશ્વરભાઈના આત્માને હૃદયના પ્રણામ.

(રાજકોટ)

– રતિભાઈ ગોંધિયા

# એના મનના રાગદ્વેષ ક્યારેય આકરા બન્યા નહિ

વજુભાઈ શાહ

પરમાત્માની કૃપાથી અને કંઈક પરસ્પર હૂંફથી હવે તમે સહુ થોડાં હળવાં થયાં હશો.

મૃત્યુનો આઘાત સહુ કરતાં કઠણ હોય છે પરન્તુ તેમાં યે અણધારી દિશામાંથી એકદમ ઓચિંતો એ ઘા આવે છે ત્યારે તો વળી ભારે વસમો હોય છે. એની કળ ઊતરતી જાય છે અને ઘા ઠરતો જાય છે તેમ તેમ તેની વેદના ઉલટી વધુ વસમી હોય છે.

પલકવારમાં કેવું બની ગયું? વહેતા વર્તમાનમાં ધબકતો ભાઈ ઈશ્વર એકાએક આ વહેણમાંથી બહાર નીકળીને વીતી ગયેલા ભૂતકાળનો જાણે કાયમી ભાગ બની ગયો! આવું બને છે ત્યારે ઘડીભર તો મન માનવાની ના પાડતું હોય છે પણ આખરે તો વાસ્તવિક હકીકતને સ્વીકાર્યા વગર કોને છૂટકો હોય છે?

નજર સામે આવું બન્યું હોય ત્યારે ગમે તેટલું અસહ્ય હોય તેવી સ્થિતિમાં પણ વહેલા મોડો જીવને કરાર વળતો જાય છે પરન્તુ દૂર દૂર બનેલી આવી ઘટનાની ગમે તેટલી રજેરજની વિગત જાણીએ તો પણ મનને જલદી કરાર વળતો નથી અને તેનું સમાધાન પણ થતું નથી. આ સ્થિતિ ભારે મૂંઝવનારી હોય છે.

પરન્તુ આવી સ્થિતિમાં કરુણાળુ પરમાત્માનું શરણ, સ્મરણ અને પ્રાર્થના એના સિવાય મનની શાંતિ અને સમાધાનનો બીજો અધિક અસરકારક કે ઉત્તમ ઉપાય મનુષ્યે જાણ્યો નથી. આપણે સહુએ એ જ માર્ગે મનના સમાધાન અને શાંતિ મેળવવાનાં રહે છે એ વિશે તમને સહુને તો શું કહેવાનું હોય?

૨૩ તારીખે મોડી રાત્રે અધૂરા અને આધાર વગરના સમાચાર જયાએ આપ્યા. એવી સ્થિતિમાં તમારા સહુના મનની સ્થિતિની કલ્પના કરીને વિશેષ ખરાઈ કરવા માટે ટેલીફોન પર વાત કરવાની એની હિંમત ન ચાલી. ભાઈ દેવેન્દ્રને ફોન કર્યો પણ એની પાસે વિશેષ કોઈ વિગત નહોતી. છેવટે અમદાવાદના પત્રોમાં બેસણાંની જાહેરાત વાંચી અને ન માની શકાય એવી વાત પણ છેવટ માનવી પડી. દિલમાં ખૂબ દુઃખ થયું.

એ વખતે હું તાવની પથારીમાં હતો. જયાએ તો કહ્યું કે તમે બે શબ્દ લખાવી નાખો તો ય સારું થશે પણ મનમાં એમ કે હું આજ નહીં તો કાલ મારે હાથે જ કાગળ લખીશ. પણ એમ કરતાં કરતાં ચાર-પાંચ દિવસ નીકળી ગયા અને હજુ ચાર લીટી લખવાની પણ ત્રેવડ આવી નથી એટલે આ પત્ર પથારીમાંથી લખાવું છું અને ભાઈ ઈશ્વરનો ચહેરો મારી નજર સામે બેઠો હોય એવો તાજો જ તરવરે છે. ઉંમરની અસર તો સહુને થોડી ઘણી થાય જ પણ એના શરીર અને ચહેરા પર એ અસર ઓછામાં ઓછી હતી. એનું એક કારણ એ કે એના મનના રાગદ્વેષ ક્યારેય તીવ્ર કે આકરાં બન્યા નથી. સોળ વર્ષની ઉંમરે પહેલ વહેલાં એ કરાંચીથી આવીને મળ્યો ત્યારે એના ચહેરા ઉપર જે સ્મિત ફરકતું હતું એ જ સ્મિત, એવું જ સ્મિત થોડા મહિના પહેલાં છેલ્લે મળ્યો ત્યાં સુધી, જીવનભર, સદાયે ફરકતું રહ્યું.

એવું જ બીજું એનું વિશેષ લક્ષણ એની આંખો હતી. જીભેથી ઓછામાં ઓછું બોલતો પણ જાણે એની આંખો જ બોલ્યા કરતી. એમાં કુદરતે એક મમતાનો ભાવ મૂકેલો કે વગર બોલ્યે સામાના હૃદયને એ વશ કરી શકતો. અને તેથી જ એની પ્રત્યે સ્નેહ અને મમતા ધરાવનારા સ્વજનોનું મંડળ છેવટ સુધી વિસ્તરતું રહ્યું.

સત્યાગ્રહની લડતમાંથી નીકળ્યા પછી મોહનભાઈએ ભારતી સાહિત્ય સંઘની સ્થાપના કરી. આપણા ઘણા ભાઈબંધોને એ દ્વારા લેખનથી માંડીને પ્રકાશન

અને વિતરણ સુધીની અનેકવિધ તાલીમ મળી અને બૃહદ્ ગુજરાત સાથેના વ્યાપક સંબંધો બંધાયા. પછી તો થોડા વર્ષોમાં મૂળ સ્થાપકો પૈકી સહુ એક પછી એક એમાંથી પોતાના અન્ય કામો માટે નીકળતા ગયા પણ ભાઈ ઈશ્વરે લગભગ એકલે હાથે ભારતી સાહિત્ય સંઘનો ઝંડો આખર સુધી પકડી રાખ્યો અને એ કામ કરતાં કરતાં જ જાણે પોતે આખરી નિદ્રામાં પોઢી ગયો.

માણસ પોતે ભલે મોટો સાહિત્યકાર કે લેખક ન હોય પણ જો પોતાનામાં એવી કળા હોય તો કેટકેટલા લેખકોને એ લખતા કરી શકે છે? મને તો એનાં આ બધા કામનો કંઈ નિકટનો અનુભવ નથી પણ દૂર રહ્યાં રહ્યાં પણ જે થોડું પણ જોતો રહ્યો છું એટલા ઉપરથી પણ કહી શકું કે ઘણા ધૂની અને મનસ્વી લોકોને પણ પોતાની કળા વાપરીને, લેખન તરફ વાળી સારું લેખન કરાવ્યું છે. ભાઈ મનુભાઈ અને મેઘાણીભાઈનો તો મને જાત અનુભવ છે. મનમાં ધૂન આવે. ત્યારે જ લખવાવાળા પણ ભાઈ ઈશ્વર એની પાસે પહોંચે તો ચોવીસ કલાકમાં ધાર્યા મુજબનું કામ કરવાની હા પડાવી શકે.

છેલ્લા ૪૦ વર્ષ દરમ્યાન એણે આ રીતે લેખનનું અને આફ્રિકાના દૂર દેશો સુધી સાહિત્યવિતરણનું કેટકેટલું કામ કર્યું કરાવ્યું હશે એની વાત તો ભાઈ જયમલ્લ ! 'તારા' જેવા વિગતવાર મૂકશે ત્યારે જ એનો ખ્યાલ આવશે. આજે ગુજરાત સાહિત્ય મિલનની બેઠક ગ્રામભારતી સંસ્થામાં મળી રહી છે ત્યાં કદાચ કોઈ મિત્રો દ્વારા આમાંની થોડી વાત થશે તો એના સાહિત્ય સેવાનાં કાર્યને એ અંજલિ સમાન ગણાશે.

ભાઈ નિરંજન આપણા મંડળમાં જરા મોડેથી આવેલો. એ સિવાયના આપણા અસલ મંડળમાંથી પહેલવહેલા ભાઈ કાનજીભાઈ થોડા મહિના પહેલાં ઊપડી ગયા અને મારા જેવા બીજા ઘણાનો વારો વહેલો હતો તેને વટાવીને ભાઈ ઈશ્વર આપણી વચ્ચેથી ઊપડી ગયો. આત્મા અચાનક ઊપડી ગયો તેથી વધારે દુઃખ લાગે છે.

પણ ઈશ્વરની યોજનામાં એટલું સારું છે કે જેમ સુખ વહેંચવાથી વધે છે તેમ દુઃખ વહેંચવાથી ઘટે છે. આ દુઃખમાં ભાગ લેનારા સદ્ભાગ્યે અનેક છે અને તેથી તેને આધારે અને પ્રભુકૃપાથી તમે સહુ વહેલા વહેલા સાવ હળવા થઈ જાવ તેમ ઈચ્છું છું. પ્રભુને એવી પ્રાર્થના છે.

જરા ઠીક થયે ત્યાં આવી જવાની ગણત્રી છે.

*

હું તો એવો બિમાર છું કે બેસીને લખી શકવાનું બહુ મુશ્કેલ છે. ઈશ્વરભાઈના ખબર સાંભળી પડેલો તો ચન્પ-મસ્તક થઈ ગયો. વિદ્યાબહેન, ભારતી, બિંદી, કાશ્મીરા (નીના) ને રાજુ વગેરેને કેમ આશ્વાસન આપું ? એક ભાઈને ગુમાવ્યા જેવું લાગે છે. પણ આ સહન કરવાની શક્તિ મેળવવી જ પડશે. મારાથી કાંઈ ઉપયોગી થવાય એમ ઈચ્છું. પક્ષઘાતની અસર મારા શરીર ઉપર છે. ત્રણેય દીકરીઓને કહેજો કે વિદ્યાબહેનને શાંતિ મળે તે રીતે તેઓ શાંતિ રાખે, અને હું સાચો ખોટો પણ જે કાંઈ થઈ શકે તે કરવા તૈયાર છું. મને ઈશ્વરભાઈએ મોટાભાઈ તરીકે માન્યો. બિંદી-નીનીને તો હું પપ્પા જેવો છું. મારું ઘર પણ એમનું બધાનું બીજું પિયર છે. બહેન વિદ્યાબહેનને શું લખું ? દીકરીઓ સોંપી હતી તો હવે વિદ્યાબહેનનો પણ મોટા ભાઈ છું એમ ગણે.

(મુંબઈ)

રસિકભાઇ પરીખ

# કડવી મીઠપની કદરદાની

જયંતભાઇ આચાર્ય

"નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે:
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે"

સ્વર્ગસ્થ મેઘાણીભાઇએ જ્યારે એ અમૃતાક્ષરી, ઉરથી ને કંઠથી અવનિ પર ઉતારી ત્યારે 'પંથ પરની આફતથી અજાણ્યા' અને 'મોતની પડેલી હાકલના સૂણનારા', કોણ હતા ? કેટલા હતા ? શું એમનાં અરમાન હતાં ?

મોટા ભાગના એ હતા, હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ : શેરીમાં શોર કરતા'તા. ક્રિકેટ રમતા'તા. ટોળટપ્પા મારતા'તા શાળામાં શિક્ષકોથી ઝૂડાતા'તા. માબાપનું કહ્યું તો કરવું જ પડે–એ આમન્યામાં અચૂક રહેતા અને ચૂક થાય તો થોડી ઝાઝી જે સજા થાય તેને શિરોધાર્ય માનતા.

એવા કહ્યાગરા સપૂતોમાંનો એક ભાઈ ઇશ્વર. એની જન્મોતરીમાં, સ્વરાજ્ય માટે લડવા એ ઉતાવળો થઈને ઘોડચો જશે – એવી કોઈ ગ્રહદશાનો ઉલ્લેખ નહીં જ હોય. અને તે છતાં એ સોળની પોળમાં પેસનારા ઈશ્વરે ૧૯૩૦ની મુકમ્મિલ આઝાદી માટેની અવ્વલ જેહાદમાં આંધળુકિયા કર્યાં હતાં.

'આંધળુકિયા' શબ્દ જોઈ સમજીને હું યોજી રહ્યો છું. સ્વરાજ એટલે હકીકતમાં શું– એની ઈશ્વરને તો ખબર ન્હોતી પરંતુ એને મેટ્રિકમાં ભણાવનારા મારા જેવા અધ્યાપકને પણ એ સ્વરાજ નામના મહાશબ્દની કેવી આછી પાતળી ખબર હતી ?

એથી ય આગળ વધીને કહેવાની હિમ્મત કરું છું કે ભલભલા નેતા શિરોમણિને પણ સ્વરાજની સાચી ઝાંખી હતી– એમ કહેવું દોહ્યલું છે. કાંઈક શમણાં સેવ્યાં હતાં, કંઈક ઓરતા ટેવ્યા હતા; મુક્તિ મૈયાની સંકલ્પના હતી કે –

જાણ્યું હતું તું આવશે, કંઇ કલ્પ–વૃક્ષો લાવશે:
સૌને અકેકું ઇન્દ્રપદ પરખાવશે :
ને તું પધારી ભેખ ધારી !
ભોગ ખપ્પર કર ધર્યો તેં મુક્તિ મૈયા !

તે દિવસે જો મુક્તિની નરવી છબી નીરખી શકયા હોત તો આજ ચાલીસેક વર્ષ પછી– સ્વરાજ પછી ત્રીસેક વર્ષ પછી સ્વરાજ આવું 'વરવું' અને આવું 'અળોહરુ' ન હોત.

પરંતુ ઈશ્વર અને ઇશ્વર જેવા કંઈક નિશાળિયા ભૂંગિયો સાંભળીને ભુરાંટા થઇને ભાગ્યા હતા. ગાંધીના કહેણની એક એવી તો આંધી આવી હતી કે પેલું ભજન તો યાદ જ શેનું આવે ?

"રે પહેલું તો મનમાં ત્રેવડિયે;
રે હોડે હોડે યુધ્ધે નવ ચડિયે:
રે ચઢિયે તો કટકા થઇ પડિયે :
રે શિર સાટે નટવરને વરિયે."

એ હાકલ જ એવી હતી કે ત્રેવડના વગર્થાં કરવાની કોઇને પડી જ ન હતી.

ડંકો વાગ્યો લડવૈયા શૂર જાગજો રે !
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે !"

એ ન્યાયે જે જે જુવાનિયા હતા એની એની જુવાની, જાણે બટકાં ભરીને, ગંબાળુની દિશામાં તગડવા મંડી હતી, બીજો કોઈ વિવેકવિચાર કોઈને પડખે ચડતો જ ન્હોતો. મા–બાપ હા ભણતાં ન્હોતા. અભ્યાસ, આળપંપાળ લાગતો હતો એવા એ ઇશ્વર જેવડા બે પાંચ કોડી જુવાનો ઘર છોડીને, કરાંચીથી ઉલટભેર, ઊપડ્યા'તા. કોઈના માબાપે અફીણ ઘોળવાના આદર કર્યા'તા. કોઈએ આંસુડાં પાડીને એ જુવાનડાને રોકવા માટે ફીફાં ખાંડયાં હતાં.

પણ એ જુવાનડા, કલેજું પથ્થરનું કરીને,

કેમ જાણે કોઈ સ્વયંવરમાં જતા હોય — એમ ઘરની માયા મૂકીને – રાણપુર સત્યાગ્રહને માર્ગે રવાના થયા હતા.

૧૯૩૦ની એ સાલ હતી. મુકમ્મિલ આઝાદીની લડત મંડાણી હતી. મોટા ભાગના મોવડીઓ ત્યારે જેલમાં ઓરાઈ ચૂક્યા હતા. ત્યારે સ્વ. કરસનદાસ મણેક અને હું રાણપુર સત્યાગ્રહને પંથે વળી ચૂક્યા હતા. કરાંચીની લડતને સરકારે ગરમ જ થવા ન દીધી. સરઘસ, પ્રભાત ફેરી, મીઠાના કાયદાનો ભંગ–એ બધું કરવા છતાં કોઈની ધરપકડ જ ન કરે. અમે ત્યારે ગીત બનાવ્યું :

હમ સે ડરો હૈ દેખો સરકારવાલે !
હમ કો કયોં ના પકડે સરકારવાલે !

છતાં સરકાર ગરમ ન થઈ. એટલે હું કરાંચીથી રાણપુર પહોંચ્યો. ત્યાં વળી બીજી પરિસ્થિતિ હતી. ત્યાં બધા મોવડીઓ જેલમાં ધકેલાઈ ગયા હતા. હતા માત્ર કકલભાઈ અને રસિકભાઇ પરીખ. બીજી પણ મોટી ખોડ પડી હતી :

સ્વયસેવકો માત્ર ગણ્યાગાંઠ્યા હતા– જેમની મુખ્ય છાવણી બરવાળા અને ધંધુકા હતી. ધોલેરા પણ ખરી. પણ છાવણીઓ મોટે ભાગે સૈનિકસૂની હતી.

એટલે શ્રી માણેક તથા હું પહોંચ્યા કરાંચી. ત્યાં અમારા વિદ્યાર્થીઓને મળ્યા. એમને લડતનો પ્યાલો પાયો. અને એ બધા અમારે વેણે ઘરથી માબાપથી, શાળાથી, ઉત્થાન થઈને, અમારી સાથે રાણપુર જવા રવાના થયા.

ખૂબી તો એ છે કે એ શૂરા સગીરોને લઈને માબાપની ના છતાં ય–જ્યારે અમે ગાડી પકડી ત્યારે કોઈએ હોહા ન કરી પોલિસમાં ફરિયાદ ન કરી. અમને પાછા વાળવા કોઈ શસ્ત્ર ન અજમાવ્યું. વળી એવી જ રીતે રાણપુર સત્યાગ્રહમાં સપૂતોને ઈન્ધણ બનાવવા માટે, અમે કરાંચીને ત્રણેક વખત ખંખેરી હતી ! હતો ને, એ પણ જમાનો ?

આજે એ જુવાનડાઓમાંથી કંઈક સ્મરણશેષ થઈ ગયા છે. ભાઈ ઈશ્વર પણ સ્મરણીય માત્ર બની ગયો. ૧૯૩૦માં આખા ભારતમાંથી લગભગ સાઠ હજારે સત્યાગ્રહમાં ઝંપલાવ્યું હતું. ... ય હોમ કરીને ઝુકાવ્યું હતું કોઈ લાભ ખાટવાની આશા ન હતી. સ્વરાજનાં ગીતડાં ખૂબ ગાતા પણ સ્વરાજનો કશોય ગંધ પરેડો ન હતો.

વળી જેલ ની યાતનાઓની કશી ઝાંખી ન હતી. જેલમાં ગયા પછી ખબર પડી કે જેલની દિવાલો પાછળના નરકવાસનો અનુભવ કેવો હોય :

ઘર સાંભરતાં બા, બાપુનાં વેણ સાંભરતાં;
ઘરનાં ભોજન, સેજ સુંવાળી, ભાંડુ સાંભરતા;
શેરી ને શેરીની રમતો ગમ્મત સાંભરતી;
અરે રે ઓલી નિશાળની ઓટીપે સાંભરતી !

ભાઈ ઈશ્વરે આઝાદી માટેની એ પહેલી પંગતમાં પગાળી નાંખી હતી અને એ ઝેરનાં આકરાં પારખાં કર્યાં હતાં. જેલમાં જે સડેલાં ધાન ખાંધાં, જે વિટંબણા વેઠી તે ખરેખર અસહ્ય હતી.

જેલમાં યાદની હોળી સળગ્યા જ કરતી. યાદના વીંછીનો ડંખ કેવો હોય એ તો જેણે વેઠી હોય તે જ વર્ણવી શકે:

કંઈક સોણલાં, મુજ ઊર્મિ સાથ નચવે છે;
સ્મરણ શિકારી બની, રાતદિન થકવે છે;
પિંખાતી પાંખે કહો, નાથ,

ઊંચે શે ઊડવાં ?

ભાઈ ઈશ્વરે આજે એ ભૂતકાળની ભભૂતમાં ભારેલ અગ્નિને ભડકાવી મૂક્યો છે.

એણેય આઝાદીના યજ્ઞમાં જવતલ હોમ્યા'તા. એ જવતલ હતા, ઓરતાના અરમાનોના શમણાંના. એ રીતે હોમાવાની પણ એક કડવી મીઠપ હતી.

*

# ૬૫ વર્ષના જીવનપથને અજવાળતો પ્રેમળ જ્યોત

જયમલ્લ પરમાર

તે દિવસે રાણપુરમાં ત્રણ વસ્તુ જોવા જેવી હતી. એક તો રાણજી ગોહિલનો કિલ્લો, બીજું સૌરાષ્ટ્રનાં દેશી રજવાડાંમાં ચેતનની ચીનગારી પ્રગટાવનાર 'સૌરાષ્ટ્ર' કાર્યાલય અને ત્રીજી સત્યાગ્રહની અણનમ લડત આપનાર સત્યાગ્રહી સૈનિકોની સ્મશાન છાવણી. ૧૯૩૦ના સત્યાગ્રહની પ્રચંડ લડતો આપનાર ધોલેરા સત્યાગ્રહ સંગ્રામને ધંધુકા તાલુકામાં ચાર છાવણી હતી. એક ધોલેરામાં, બીજી ધંધુકામાં, ત્રીજી ઘેલાશાના બરવાળામાં અને ચોથી રાણપુરમાં. આ ચારેય છાવણીના અમે સૈનિકો કાર્યક્રમ મુજબ ચારેય છાવણીમાં ફરતા રહેતા. હું જ્યારની વાત કરું છું ત્યારે ચારેય છાવણીમાં થઈને ૧૨૫ થી ૧૫૦ સૈનિકો હશે.

## સત્યાગ્રહની સ્મશાન છાવણી

ગામમાં જે મકાનોમાં છાવણી ખોલીએ તે મકાન સરકાર જપ્ત કરવા માંડી. ગામ મૂંઝવણમાં મુકાઇ ગયું અને અમે ગોમા નદીના કાંઠે આવેલી સ્મશાન છાપરીમાં છાવણી ફેરવી. દિવસ ભરાય એવડા ડામરના અક્ષરે રતુભાઈ અદાણીએ એના માથે 'સત્યાગ્રહ છાવણી' આલેખી. એને જપ્ત કરવા બારણાં જ નહિ. પોલીસ બેસાડે તો રાતભર ફરવાનું ને ઠાંગરવાનું રહે. વળી વાસણ જપ્ત કરી જતા તેથી કુંભારના ઘરનાં હાંડલાં ને મળી જાય તો ટીનના ડબા માગી આવીએ. અનાજને સરસામાન જપ્ત કરી જાય તેથી રાંધવાનું જ માંડી વાળ્યું ને વારા કરતી શેરીઓમાં ભિક્ષા માગીને ખાવાનું શરૂ કર્યું. જે કાંઈ મળે તે એક જ વાસણમાં લઈએ. એક ભરાઇ જાય ત્યારે બીજું લઈએ. પડખેની વાડીવાળા પાસેથી મળે તો થાળીઓ માગી આવીએ. પછી એક એક થાળી કે હાંડલામાં જેટલા સમાય એટલા જુદા જુદા ઘેરામાં જમવા બેસી જઈએ.

## ધીખતી ચેહ-ભૂગર્ભશયન

બીસ્ત્રા જપ્ત કરી જાય એથી સાધુ ફકીરને દાનમાં આપે તેવા કીટીના હલકા ધાબળા રાખતા, એનાથી ટાઢ ન ઊડે ત્યારે નદીના વેકરામાં શરીરના માપના લાંબા ખાડા ખોદી, અંદર ડીલ લંબાવી માથે બે હાથે વેકરો વાળી દઈને મોઢાસાથે ટુવાલ ઢાંકી સૂઈ જતા. પણ સ્મશાનમાં કોઇ મડદાં બાળીને ચેહ ધખતી મૂકી જાય તો એનો તાપ લાગે એટલા આઘા સૂઈ રહેતા. ક્યારેક ફોસ્ફરસના ભડકા પણ થાય ને હાડકાં ફૂટે એની ફટાફટી પણ બોલે. અમે ગામડાંના કાર્યક્રમો પતાવી વહેલા મોડા આવીએ ને વહેલી સવારે ચાર વાગ્યે ઊઠીએ ત્યારે આમ અમારી નીંદ આરામદાયી બની રહેતી. એમાં ય ક્યારેક ચોર આવી જતાં ને અસાવધ રહીએ તો દોરી માથે સુકાતી અમારી લંગોટી પણ ઊપડી જતી. તેથી વારા ફરતી ચોકીઓ ને પહેરા ગોઠવતા.

## સત્યાગ્રહની દિનચર્યા

સવારે ચાર વાગે સ્વરાજનાં સૂત્રો બોલી સૌને ઉઠાડતા. બ્યુગલ હોય ત્યાં વગાડતા, નહિ તો થાળી પીટતા. પ્રાતઃવિધિ પતાવીને ત્રિરંગો ઝંડો લઈ પ્રભાતફેરીમાં નીકળી ગલીએ ગલી રાષ્ટ્રગીતો ને પ્રાતઃગાનથી ગજાવતા અને બજારના ચોકમાં ઝંડો રોપી એનું વિધિસર વંદન કરી સભા ભરતા અને સભા પૂરી થયે સ્મશાન છાવણીએ પાછા ફરતા. એ પછી સત્યાગ્રહના જે કોઈ કાર્યક્રમો નક્કી થયા હોય તે મુજબ ગામમાં કે આસપાસનાં ગામડાઓમાં જતા, દારૂની દુકાને પીકેટીંગ કરતા. મીઠાના કાયદાનો ભંગ કરીને સત્યાગ્રહ કરતા. પોલીસ અમને પકડીને ૨૪ કલાક ને ક્યારેક ત્રણ ત્રણ દિવસ સુધી કસ્ટડીમાં ગોંધી રાખતા, અથવા રાત પડયે સીમ જંગલમાં છોડી જતા. એકવાર ધંધુકાની પોલીસ કસ્ટડીમાં અમને દોઢ મહિના સુધી

ગોંધી રાખેલાં ને સારી પેઠે પીટતા રહેતા. સવારની પ્રભાતફેરી તેમ રાતે ગામમાં અચૂક સભા કરી રાષ્ટ્રગીતો ગાઇ, અંગ્રેજી સલ્તનતને ઉખેડી નાખવાનાં સસસતાં ભાષણો કરતા ને વંદેમાતરમનાં ગાન સાથે તે દિવસનું અમારું કાર્ય પૂરું થતું.

## કરૂણ સ્વરનાં કામણ

ધોલેરા, ધંધુકા, રાણપુર ને બરવાળાની ચારેય છાવણીના સૈનિકોમાં મોટા ભાગના ૧૫ વરસથી માંડીને ૨૦ વર્ષના સૈ હતા. વીસ વર્ષની ઉપરના તો બહુ થોડા રહેતા. એમાંના કેટલાક એમની સરસા જેવી સ્ફૂર્તિ, ગલોલી જેવા વેગ, માછલાં જેવી તરલતા, અરમાનભરી અંગી છટા, બાહોશી–બુદ્ધિમાની, અંગની આકર્ષક નમણાઈ, અથક પરિશ્રમ અને સત્યાગ્રહમાં ઝૂઝવાની પ્રબળ પ્રતિકાર શક્તિથી જુદા જ તરી આવતા એ દરેક પોતાની વિશિષ્ટ શક્તિથી અલગ અલગ ઝળકી આવતા છતાં સામુહિક શિસ્તમાં રહેતા, સામુહિક જીવન જીવતા અને એમાંથી જ સામુહિક નેતૃત્વનું સ્વયં સંચાલિત નિયમન પેદા થયે જતું.

એમાં એક અબોલ–બોલો કિશોર બધા આઘા પાછા હોય ત્યારે એક ગીત ગણગણ્યા કરતો :

દિલડાના ડુંગરમાં દાવાનળ જાગ્યા
જડતાની ઝાડીઓ સળગી રણબંકડા !
દુશ્મનના દુર્ગ હવે થરથરવા લાગ્યા.

કંઠ નહતો તોપણ એ ગીત કલેજે ચોટી જતું. એને ગાતાં નહોતું આવડતું છતાં એના કંઠમાંથી વહેતી ધીરી ધીરી કરૂણા હૃદય હલાવી નાખતી. એના કરૂણ–મધુર કંઠમાં વેદના ઘુંટાતી હોય એમ એનો કંઠ ગળતો (દ્રવતો) હતો. આ ગળતા કંઠમાં થોડો થોડો કંપ રહેતો. અવાજમાં સ્થિરતા નહિ, રણકો નહિ, ઉગ્રતા કે આવેશ નહિ. બોલે એટલે એનો અવાજ ગળે ને સામાને ગળી નાખે. તેવતેવડા કિશોર – મિત્રોને આ અવાજ ચાગલો લાગે ને ચાંદુડિયાં પાડે.

## એ કામણગારો કિશોર

સોળેક વરસના આ કિશોરનું પૂરા માપનું કસાયેલું બદન પણ લગીરે કઠોર નહિ. નખશીખ કંડાર્યું હોય એવું સપ્રમાણ સૌષ્ઠવભર્યું શરીર આમ દંડ જેવું પણ માર્દવભર્યું. ગૌર–રક્તવર્ણ્ આ કિશોરની નહિ મોટી નહિ નાની એવી હેતાળવી આંખો અને શરમાળ હસમુખો ચહેરો. એની કમળના દંડ જેવી ગરદનમાં કાળો દોરો બહુ ઓપતો. ચાલ ગજરાજશી. કદી ઉતાવળને ઓળખતો ન હોય એવી ધીરી પણ જ્યારે મેદાનમાં ઊતરે ત્યારે અસાધારણ સ્ફૂર્તિથી શરીર ઘૂમે–ઉછાળે ને એના હાથમાંનો છ ફૂટનો લઠ્ઠ સુદર્શન ચક્રની ગતિથી ફરે. કુસ્તીમાં ઊતરે ત્યારે પ્રતિસ્પર્ધીને વાયુ વેગે ઉડાડે. સાણસામાં સરપ પકડાય એવી એના વિશાળ પંજામાં સામાની ગરદન પકડાતી ને હમણાં જાણે ગરદનના ભૂકકા બોલી જશે એવા પંજાના થાપાના ફડાકા ભેગો ચૂક લઈ જતો.

કુસ્તીમાં એ કદી રહેમ ન રાખતો. સામાના અંગ સાથે ફડાકા બોલાવતો હોય, ને અથકપણે કુસ્તી ખેલ્યે જતો હોય. કેટલીકવાર ચાંદુડિયા પાડતા એનાથી મોટી ઉમરના મિત્રો પણ એને હાથ પડી જાય તો પછી સાવઝ પોતાના શિકાર સાથે ગેલ કરતો હોય એમ ટાબરિયાંની જેમ રમાડે. એથી તેવતેવડા મિત્રો એને ચીડવીને એના હાથમાં પકડાવાને બદલે ભાગતા ફરતા રહેતા. અમારા વજુભાઈ શાહ કહેતા કે "દુશ્મનની છાતી ફાડી નાખે એવો છે."

## દાદીમાને ખોળે ઉછેર

એ આપણા ઈશ્વરભાઈ. મૂળ હળવદના ચરાડવા ગામના. પિતા મોહનલાલ દવે અને માતા સાંકુબાઈ. કુલ છ ભાંડરૂ સૌથી મોટા મૂળશંકરભાઇ, પછી ખીમશંકરભાઈ, પછી ગણપતભાઈ, પછી ડૉ. ભૂપતભાઈ, પાંચમા ઈશ્વરભાઇ, અને છઠ્ઠા યશવંતભાઈ.

ઈશ્વરભાઈની વય અઢીક વરસની હતી અને માતાનું અવસાન થયું. આમ માતાનું બહુ સુખ ન પામ્યા પણ બધાં ભાંડરૂને દાદીમાએ સવાઈ માતાના વાત્સલ્યથી ઉછેર્યાં. છેલ્લી ઘડી સુધી દાદીમાનાં વખાણ કરતા ઈશ્વરભાઈ અને ભૂપતભાઇ થાકતા નહિ.

પિતા યજમાનવૃત્તિ કરતા ને ઘેર દુઝાણું. માતાપિતાના પડછંદ ને સોહામણા દેહનો વારસો સૌ ભાઈઓને મળેલો. બધાનાં શરીર ઊંચાં, પડછંદ ને ખડતલ. પણ ગામડા ગામમાં બહોળા પરિવારનું પોસાણ ન થાય. એથી સૌથી મોટા મૂળશંકરભાઈ કરાચી જઈ વસ્યા. પિતા મોહનલાલ દવેએ ત્યારબાદ હળવદમાં ઘર ફેરવ્યાં ને પોતે પણ કરાચી જઈ વસ્યા.

## કરાચી-કસરત ને કુસ્તી

ઈશ્વરભાઇ કરાચી ગયા ત્યારે એમની ઉમર ચૌદેક વરસની અને ભૂપતભાઈની સોળ વરસની. કરાચી જઈ અભ્યાસ ચાલુ રાખ્યો પણ પડછંદ બળવાન શરીર એટલે બન્ને જણાને વ્યાયામનો શોખ થયો. ઈશ્વરભાઈને જ્યાં તેઓ ભણતા તે મીશન સ્કૂલના એક ખ્રીસતી શિક્ષક હેનરી અને અખાડો ચલાવતા એક હૈયાજીએ તાલીમ આપી.

ભૂપતભાઈ તો વ્યાયામવીર બન્યા અને અંગબળના લોઢાના પાટા વાળી નાખવા, છાતી માથે પથ્થર ભંગાવવા, તાંબા કે પીત્તળના તાસને ચીરી નાખવા અને એવા કેટલાક હેરતભર્યા પ્રયોગો કરી ઘણા માનચાંદ કરાચીમાં ને દેશમાં મેળવેલા. ત્યારબાદ એ નિસર્ગોપચારક ને ડોક્ટર બન્યા ને મુંબઈ માટુંગામાં રહી ચાલીસ વરસથી પ્રેક્ટીસ ચલાવે છે. આજે ૬૭ વરસે પણ એમની સુંદર શરીર સંપત્તિ એમણે વ્યાયામ દ્વારા મેળવેલી શકિત અને સંયમી જીવનને આભારી છે.

## 'ઊર્મિ' માસિકનો ઉદ્ભવ

૧૯૨૦ થી ૧૯૪૫ સુધીના અઢી દાયકા કરાચીના ગુજરાતીઓ માટે સુવર્ણ-યુગ સમા હતા. એ કાળે શિક્ષણ, સાહિત્ય, સંસ્કાર, રાજકારણ અને અર્થકારણનો ખૂબ સુંદર વિકાસ થયેલો. સાહિત્ય, સંગીત, કલા અને શિક્ષણમાં ગુજરાત ગૌરવ લેવા માંડેલું એટલો વિકાસ થયેલો.

શ્રી. મૂળશંકરભાઈએ નોકરી સાથે ડેનસો હોલ પાસે પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ પણ શરૂ કરેલું ને ૧૯૩૦ ના એપ્રિલની પહેલી તારીખે આપણા 'ઊર્મિ' માસિકનું પ્રકાશન સ્વ. શ્રી. ડોલરરાય માંકડ અને એમના સાહિત્ય મંડળના સભ્યો શ્રી. ભવાનીશંકર વ્યાસ શ્રી. ચીમનલાલ પારેખ અને શ્રી. ઈન્દુલાલ ગાંધીના તંત્રીપદે શરૂ કરેલું.

## ઇશ્વરે ઝંપલાવ્યું આઝાદી જંગમાં

કિશોર ઈશ્વરભાઈએ કરાચી આવ્યા પછી ત્રણ વરસ સુધી આ બધા સંસ્કારો ભરપેટે પીધા. મોરને રૂપ પ્રગટ કરવું હોય અને વર્ષાની મોસમ બેસે એમ નવલોહીઆ જુવાનોને શકિત પ્રગટ કરવાની ૧૯૩૦ના સત્યાગ્રહની મોસમ બેઠી. કરાચીના ગુજરાતી જુવાનો કેમ ઝાલ્યા રહે ?

તોપ તલવાર કોલે ગોલીઆંકી માર કોલે,
ફાંસી કાલા પાની કોલે
ભાવે સાડી જાન જાવે, અસી નહિ હારનાં.
કદી નહિ હારના

ના ગગનભેદી નાદ ગજવતા સરઘસો નીકળ્યાં. ને-

યે શીર જાવે તો જાવે
પર આઝાદી ઘર આવે
યે જાન ફના હો જાવે,
પર આઝાદી ઘર આવે

જેવા સ્વાપર્ણ ને શહીદીના મંત્રો સમા રાષ્ટ્રગીતો આપનાર શ્રી જયંતભાઈ આચાર્યની ટુકડીમાં ઈશ્વરભાઈ ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં આવ્યા તે દિલસની આ વાત છે. મોટેરા ઘણાખરા પકડાઈને જેલમાં વહ્યા ગયા ને અમે નાનેરા રહી ગયા.

## ઘટમાં ઘોડા થનગનતા'તા :

પકડાઈને જેલ જવાની પાર વગરની અમારી મથામણ વ્યર્થ નીવડી. દિવસે સત્યાગ્રહના વિવિધ કાર્યક્રમો અંગે પોલીસો સાથે દોડાદોડી કરવી, સંતાકુકડી રમી પોલીસને થકવવા, માગી ખાવું અને મસાણે સુવું, વખત મળે ઇશ્વર પાસેથી લાઠીના દાવ, કુસ્તી ને પહેલવાની માલીસ શીખવાં, રષ્ટ્રગીતો ગાવાં-ગાંગરવાં ને તે છતાં શકિત હાથમા

ન રહે ત્યારે સ્મશાન છાવણી પાસેના કૂવાના થાળાં ઉપરથી ઊછળી ઊછળીને ઠેકડા મારવાથી અમે કંટાળ્યા ને કશોક ઉગ્ર કાર્યક્રમ આપી પકડાવાની પેરવી થઈ.

તે વખતે અમારા આગેવાન શ્રી દેવીબહેન પટ્ટણી હતાં, અમારા સૌ ઉપર પુત્ર જેવો પ્યાર ને અમારા સૌ ઉપર એનાં વાત્સલ્ય હવે. અમને સમજાવી લેવા દેવીબહેન અને ગોકળદાસ ગગલાણી આવ્યા. ઘણા સમજાવ્યા પણ અમે એકના બે ન થયા.

ઇશ્વરભાઇના અવસાનના ઠેઠ ખરખરે આવતાં શ્રી દેવીબહેને કહ્યું કે તે દિવસનું તારું એક વાક્ય હજી મને યાદ છે ને તેં કહેલું કે "ઇશ્વર મારું હૃદય છે."

ત્યારે મને યાદ આવ્યું કે, અમને સૌને છૂટા પાડી દેવા દેવીબહેન વગેરેએ વિચારેલું, ત્યારે મરતાંય નોખા નહિ પડવાની અમે હઠ લીધેલી. બોલવાનું મારે ભાગે જ આવેલું ને મેં કહ્યું કે: "અમે કદી જુદા નહિ પડીએ. ઇશ્વર મારું હૃદય છે."

## જીવવા-મરવાના વણકથ્યા કોલ :

અમે એક અવાજે માભોમની મુક્તિ માટે સૂત્રો પોકારતા હતા. એક બીજાના લાઠીના ઘા અમારા અંગ માથે ઝીલી લેતા હતા. એક ભાણામાં ખાતા હતા. નદીના વેકરામાં આસમાન નીચે એકબીજાના હાથનાં ઓશિકાં કરી સૂતા હતા. સ્વાતંત્ર્યના રણસંગ્રામમાં મોતને માંડવડે જીવનભર સાથે ઝૂઝવાના અને દેશની મુક્તિ માટે સાથે મરવાના વણકથ્યા કોલ દીધા હતા. કેમ કરીને અમે જુદા પડીએ ?

ત્યારથી ૪૦ વરસ સુધીમાં અમને જુદા પાડવાના કૈં'ક પ્રયત્નો થયા છતાં અમને જે સરકાર કે સમાજ જુદા નહિ પાડી શકેલ તે ઇશ્વરભાઈના અકસ્માત મોતે અમને એવા જુદા પાડ્યા કે એમના અકાળ અવસાન પછી અઢાર કલાકે તો એ જુદાઈની અમને ખબર પડી.

## અઘોર ધરણાં ને અખાડો

રાણપુર છાવણીમાંથી અમને જુદા ન પાડી શકાયા. દરમિયાન શ્રી ફૂલચંદભાઈએ દેશી રાજ્યોમાં પરદેશી કાપડ વેચાવાનું બંધ કરાવવા સત્યાગ્રહ શરૂ કર્યો. અમારામાંથી અમે ૧૧ જણાની એક મરણિયા ટુકડી બનાવી. અમને બોટાદ મોકલ્યા. ત્યાં પિકેટીંગ દ્વારા પરદેશી કાપડ વેચાતું બંધ કરાવ્યું. અમને અમરેલી મોકલ્યા. આઠ દિવસના પિકેટીંગ પછી પણ વેપારીઓ ન માનતાં અમે ધરણાં કર્યાં. આસનથી ન ઊઠવાના એ ધરણાં, પાણી પીવું નહિ. કુદરતી હાજતે જવું નહિ. બેઠા ત્યાંથી ઊઠવું નહિ કે ઊંઘવું ને આડે પડવું નહિ.

ત્રીજે દિવસે અમારામાંથી કેટલાકને મોઢેથી લોહી પડયાં, બેભાન બનવા લાગ્યા. અમરેલી પંથકમાં રાડ પડી ગઈ. વેપારીઓ ઉપર લોકદબાણ વધ્યું. પરદેશી કપડાને સીલ થયાં પણ પાછલે બારણેથી એ કાપડ વેપારીઓએ ફેરવી નાખ્યાના પાછળથી અમને ખબર મળેલા.

અમરેલીનો અખાડો જોઈ ઈશ્વરભાઇ ગાંડા થયા. અહીં કુસ્તી, ડબલબાર, સીંગલબાર અને ખાસ કરીને વેઇટલીફ્ટીંગની એમની અદ્દભૂત તાકાત અમે ત્યાં જોઈ.

## ધર્મ સિપાહીગીરી ને સેવાનો

અમને ધોળકા નાકરની લડતમાં મોકલ્યા. ત્યાં ખુરશીદબહેન કેપ્ટન નીચે કામ કરવાનું. એમણે લોકોને એવો ખ્યાલ આપેલો કે સત્યાગ્રહી સૈનિકો તેલ, મરચું ગળપણ વગેરે ખાય નહિ એટલે ધોળકામાં છાવણીમાં અને જ્યાં જઈએ ત્યાં બાફેલું જ ખાવા મળે. મોટે ભાગે ખીચડી ને વઘાર કે મસાલા વગરની કઢી. ઘી પણ નહિ. અહીં અમારા અંતરંગ મંડળના અને સૌના સન્મિત્ર બનેલા શ્રી. વસંતરાવ હેગિષ્ટે મળી ગયા. અમદાવાદના કોમી હુલ્લડમાં જે શહીદ

બન્યા (વસંત–રજબ) તે. એ પણ કુસ્તીબાજ. ઈશ્વરભાઈને અને વસંતરાવ દાદાને ધોળકાના અખાડામાં કુસ્તી ખેલવામાં બહુ મજા પડતી.

ગાંધી–ઈરવીન કરાર નીચે સત્યાગ્રહ મુલતવી રહ્યો. ધોલેરા સત્યાગ્રહ સંગ્રામના એક વિશાળ સંમેલન બાદ સૌ સૌને ઘેર થોડા સમય માટે ગયા. સત્યાગ્રહની બીજી હાકલ થતાં સુધી અમે મિત્રોએ ભાલનાં ગામડાંમાં રચનાત્મક કામ કરવા બેસવાનું નક્કી કર્યું. એનો ચિતાર શ્રી. કાન્તિભાઈ શાહે પોતાનાં સંસ્મરણોમાં આબેહૂબ આપ્યો છે. અપાર અને અદ્‌ભુત સંસ્મરણો છે એનાં, પણ વિસ્તારભયથી પડતાં મૂકીને આગળ વધીએ.

## વાંકડિયા વાળનો અસહ્ય વિયોગ

મોહનભાઈ સોપાન અને વજુભાઈ શાહ અમારા આગેવાન. મોહનભાઈ માથે તોલો રાખતા. ઊંડાં ગામડાંમાં બેસતાં પહેલાં અમારે સૌએ પણ તોલા કરાવવાનું ભારે મથામણ બાદ નક્કી કરાવ્યું. અમે ખાવાના રસ છોડયા, કપડાંના ઠાઠ છોડયા. બે બાંડિયાં, બે લંગોટ અને એક ટુવાલ એ અમારી રિદ્ધિ સિદ્ધિ અને અલંકાર આભુષણ. બાકી બચેલા અમારા વાળ. એમાં મોરને જેવી પિચ્છ ને કલગીની શોભા એમ અમારામાંનાં કેટલાયને ઝુલ્ફાની શોભા. એમાંના ત્રણ તો એમના ઝુલ્ફાંથી અતિ રૂપાળા લાગતા. એક તો ઈશ્વરભાઈ બીજા રતુભાઈ અદાણી અને ત્રીજા રતુભાઈ કોઠારી. અમે સૌ ઊગતા લેરખડા જુવાન. સૈનિક જીવનના અનેક સત્યાગ્રહી આચાર છતાં નિરસ - નહોતા થઈ ગયા. પણ હજામના અસ્ત્રે અમ અહિંસક સૈનિકો માથે વાળને ઝૂડવાની હિંસા આચરી. પોલીસોની લાઠીઓ કે અત્યાચારથી, અરે કુટુંબની માયા મહોબ્બત છોડતાં જે નહોતા રડયા તેવા અમારામાંના કેટલાક તે દિવસે રડી પડેલા. અમારા તોલાનું રૂપ અમારી આંખમાં કદી વસ્યું જ નહિ. બહાર નીકળતા ત્યારે અમારામાંથી કેટલાક માથે ટુવાલ વીંટી રાખતા.

## ફ્રોળ સત્યાગ્રહની મસ્તમોજ

ભાલનાં ગામડાંમાં છએક મહિના કામ કરતાં કરતાં અમારામાંના કેટલાક માંદા પડયા. થોડા હવાફેર માટે અમે સૌ એકાદ મહિના માટે સોનગઢ ગુરુકુળ રહ્યા. ત્યાંથી વિશિષ્ટ શિક્ષણ લેવાના પ્રબંધ સાથે ભાવનગર દક્ષિણામૂર્તિમાં અભ્યાસાર્થે રહ્યા. ત્યાં ફૂલચંદભાઈએ દેશીરાજ્યોમાં લડત-ઉપાડતાં અમે ફ્રોળના સત્યાગ્રહમાં ગયા. ફ્રોળના એ ઝંડા સત્યાગ્રહમાં દરબારગઢ સામે ઉઘાડ ધરણા ઉપર ઊતર્યા. બીજે કે ત્રીજે દિવસે સમાધાન થયું ત્યાં સુધી બજારમાં ધરણાં કરી બેઠેલા. એમાં માવઠું થયું. હું અને ઈશ્વરભાઈ તો જોડે જ હોઈએ. એક કંદોઈની દુકાનના છાપરા નીચે અમે બંને બેઠેલા. વરસાદથી કંદોઈના છાપરાનો ધુંવો ધોવાતો જઈને અમારા બન્ને ઉપર દદડયો. અમે બન્ને હબસી જેવા રંગાઈ ગયા ને વરસાદ બંધ પડયો. એમાં એ જ વખતે સમાધાન થતાં બજારમાં એ જ સ્થિતિમાં અમને હાથમાં રોટલા ને માથે શાક આપવામાં આવેલ, પણ એની મીઠાશ કોઈ ઓર હતી.

એવો એક ચણી સત્યાગ્રહ વીરમગામ પાસે વણોદના દરબાર સામે શ્રી વીરચંદભાઈને કનડગત થયેલી તે ઉપરથી કરવો પડેલો.

## ધ્રાંગધ્રા જેલની જહાંગીરી :

ધ્રાંગધ્રા રાજ્યમાં સત્યાગ્રહ કરતાં અમને પ્રથમ કુડા ગામની મીઠાની એક વખારમાં પૂર્યા. અમે ૩૧ જણ હતા. ૩૧ વચ્ચે એક ખુંગણુ ખડબચડી મીઠાવાળી ભોંમાંથે પાથરવાનું અને એક ખુંગણુ ૩૧ જણાંને એક સાથે ઓઢવાનું મળેલું. ખાવા પીવામાં ખૂબ હેરાન કરેલા. ત્યાંથી અમને બજપુર ગામના જૂના ભંડકિયા જેવી ઓરડીઓવાળા દરબારગઢમાં પૂર્યા. ત્રણ ત્રણ જણાંને એક એક ઓરડીમાં પૂર્યા. રોજ બારે. સડેલી દાળ સડેલી ખીચડી ને બાજરાના ધડીંગા જેવા જાડા રોટલા ખવરાવી અમારામાંથી કાંઈકના સોથા કાઢી નાખ્યા. પણ ધ્રાંગધ્રા રાજની જે રૈયત હોય તેના ઉપર તો બહુ જુલમ ગુજારેલો. એમાં ઈશ્વરભાઈ હળવદ એટલે ધ્રાંગધ્રા રાજ્યના. એમને અમારામાંથી ઉપાડીને ધ્રાંગધ્રાની જેલમાં લઈ ગયા. પગમાં બેડીઓ

પહેરાવી. દળણું દળવા ફરજ પાડી અને મારઝૂડનો સીતમ વરસાવેલો.

## ધોલેરાનો નિર્દય લાઠીમાર :

અમને ક્રાંકડીઆમાથી પકડેલા છોડયા. ઈશ્વરભાઈને મોડા છોડયા. ત્યાં દેશમાં સત્યાગ્રહ શરૂ થઈ ગયેલો. ઈશ્વરભાઈ રતુભાઈ અદાણી, કેશુભાઈ મહેતા વગેરે સાથે ધોલેરા છાવણીનો કબજો લેવા ગયા ત્યાં બહુ માર પડયો. એનાં સંસ્મરણો રતુભાઈ, કેશુભાઈ અને કાંતિભાઇના લેખમાં આપેલાં છે એ બધાને પકડીને સખ્ત કેદની સજા સાથે સાબરમતીથી નાસીક જેલ લઇ ગવા. અમને ઘણાંકને પંધુકાથી પકડીને સાબરમતીથી વીસાપુર જેલમાં લઇ ગયા. નાસીક જેલમાં એમના માથે જે સીતમ ગુજર્યો એનાં સ્મરણો પણ રતુભાઈ, કાન્તિભાઈ ને કેશુભાઇનાં સંસ્મરણ લેખોમાં છે. ૧૯૩૨માં અમે અસ્પૃશ્યતા નિવારણ પદયાત્રામાં ભાવનગરથી જૂનાગઢ સુધીનાં ગામડાં દિવસો સુધી ઘૂમેલા.

## અમારૂં અલબેલું વિદ્યાધામ :

૧૯૩૨ પછી ૧૯૩૩માં સત્યાગ્રહ શાંત પડવા લાગેલો. ત્યારે અમે ધોલેરા સત્યાગ્રહ સંગ્રામના એક કડીના ૨૧ જણા એક સાથે સાબરમતી આશ્રમમાંથી પકડાયા ને એક એક વરસની સખત કેદની સજા સાથે સાબરમતી જેલમાં પુરાણા. ગાધીજીને છોડેલા ને ગાંધીજીએ અસ્પૃશ્યતા નિવારણ માટે ભારતયાત્રા શરૂ કરેલી. બહાર સત્યાગ્રહની લડત શાંત પડી, એથી જેલમાં બહારથી નવા કોઈ આવે નહિ. અને અમે જેલને અમારા જેલના કામ સાથે વિદ્યાલય બનાવી દીધું. નિરૂભાઇ (નિરંજન વર્મા) ૧૯૩૩માં વાંકાનેરમાંથી મેં સૈનિક ભરતી કરેલી. એમના મોટાભાઈ ગુલાબસિંહ પણ સત્યાગ્રહમાં ભરતી થઈ જેલમાં અમારી સાથે હતા નિરૂભાઇને એમનાં બા પાછા ઘેર લઇ ગયેલા પણ એ હાથ ઝાલ્યે રહે એવો ન હતો. પોતાનો નિરાધાર જણાવીને સત્યાગ્રહ કરી પકડાઇને ત્રણ મહિનાની સજા લઈ સાબરમતી આવેલ.

દેશી રાજ્યોની જેલમાં વાચન લેખન શકય ન હતું તે અંગ્રેજ સરકારની જેલોમાં શકય બની જતું. અમારૂં ઘડતર અને ચણતર આ છાવણીઓ, રચનાકાર્ય, સત્યાગ્રહો અને જેલજીવને કરેલું છે. એનાં અપાર સ્મરણોને હવે ઓછો અવકાશ રહ્યો છે. સાબરમતીમાં મને બે વરસ મોટા જાણીને કે કોઇ કારણે ભારે ગુનાવાળા કેદીઓની જુદી કોટડીમા રાખ્યો ને ઊભા ઊભા દળવાની ઘંટીની સજા કરેલી. છ મહિના સુધી મારે એ દળવું પડેલું. ઈશ્વરભાઈને રતુભાઈ વગેરે સાથે બાબા બેરેકમાં રાખેલ.

## જેલમાં અમારા સંયોગ-વિયોગ

મારી ઓરડીની બેરેકની પડખે જ એમની બેરેક. મારે રોજ ભારે ઘંટીનુ ઉપલું પડ, દળવાનું. ૪૧ શેર અનાજ, લોટ વગેરે ઉપાડીને ત્યાંથી પસાર થવાનુ એટલે સવાર સાંજ રોજ એમની બેરેકના સળિયાવાળા બંધ ઝાંપે મળીએ. રવિવારના ઈશ્વરભાઈ ગૂટલી (ચાપચી) મારીને મારી ઓરડીમાં આવતા રહે મારી ઓરડીમાં બીજા એક મિત્ર પ્રહલાદ પટેલ પણ હતા. એવા ઘણા રવિવાર ઇશ્વરભાઈ સાથે વર્ષ દરમિયાનની જેલમાં આ અંધારઘેરી, ગંધાતી ને કાળી કોટડીમાં જીવનની, જગતની, અમારા સત્યાગ્રહી જીવનની ને ભાવિ કામના મનોરથોની વાતોની વાતોમાં રાતોની રાતો વીતાવેલી.

જેલમાં બધા મિત્રોથી છૂટો પડે ને હું એકલો એ કોટડીમાં પુરાયેલો. બલીનના બે ભાગ પાડતી જે દીવાલ ઊભી કરવામાં આવી એણે સગાં-સ્વજનોને ઝૂરતાં કરી મેલેલાં. ઝંખે, ઝૂરે પણ મળી ન શકે. હું એટલો ખુશનસીબ કે સવાર-સાંજ પસાર થતાં ઝાંપાની જાળીમાંથી જોઈ શકું ને રવિવારે તો એકબીજાને મળવા તલખતા હોઇએ. બાકીનો સમય દળવામાં, અભ્યાસમાં અને ભયંકર ગુનાની ભારે સજા ભોગવતા ક્રીમીનલ કેદીઓ વચ્ચે જાય. ત્યાંય એકબીજા કેદીઓ વચ્ચે મારામારીની ફટાફટી ને પોલીસની દોડધામ બોલ્યા કરતી.

## દેશમુકિતનો અમારો નિર્ધાર

અમે તો સ્વરાજ મેળવવાની પ્રતિજ્ઞા લઇને ઘર

બહાર છોડી સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝુકાવેલું. સ્વરાજ ન આવે ત્યાં સુધી અમારાથી પગ વાળીને કેમ બેસાય ? વળી ગાંધીયુગના વિચારોથી જીવનનું ઘડતર થયે જતું હતું. દેશને સ્વરાજ માટે તૈયાર કરવા ગાંધીજીએ જે કાર્યક્રમ આપેલો તેની તાલીમ પણ કામ કરતાં કરતાં મળ્યે જતી હતી. ૧૯૩૪ માં જેલમાં જ અમે નકકી કરેલું કે જેલમાંથી છૂટીને સીધા ભાલનાં ગામડાંમાં જ જઈને બેસી જવું.

૧૯૩૫ના ઘણું કરીને સપ્ટેમ્બરમાં અમે જેલમાંથી છૂટયા. ગાંધીજી ત્યારે ભાવનગરમાં. અમૃતલાલ શેઠને ત્યારે શું કરવું અને શું ન કરવું એની ચર્ચા ચાલતી હતી. ગાંધીજીએ શેઠને 'સૌરાષ્ટ્ર' પત્રની પ્રવૃત્તિ છોડવા સલાહ આપેલી. શેઠ જતાં ભાલનાં ગામડાંમાં બેસવાની અમારા માટે શકયતા ન રહી. ૧૯૩૨થી અમારાથી કેટલાક મિત્રો વધુ અભ્યાસ અર્થે અમારાથી છૂટા થયેલા.

## બે વાંકાનેર ને બે કરાચી

જેમાં અમારું પણ ઘડતર થતું રહે એવા પ્રજાના નવઘડતરની રાષ્ટ્રીય અને રચનાત્મક પ્રવૃત્તિનું અમારું બિરદ થઈ ગયેલું. અસ્પૃશ્યતાનું કામ થાય, એના ચમારકામને વૈજ્ઞાનિક ધોરણે સુધારી શકાય, નવજુવાનોને એ કામમાં આકર્ષી શકાય, એ કાર્યને સામાજિક પ્રતિષ્ઠા અપાવી શકાય, એ કામમાં પરસેવાની કમાઈ દ્વારા જે કાંઈ મળે તેમાંથી જ ખર્ચ ચલાવવા અને એ કાર્ય દ્વારા પ્રજાજાગૃતિનું કામ કરી શકાય એ માટે અમે ચર્માલયની પ્રવૃત્તિ શરૂ કરવા વિચાર્યું.

આ વિચાર વખતે મોહનભાઈ સોપાન, રતુભાઈ અદાણી, ઈશ્વરભાઈ અને હું એમ ચારેય સાથે હતા. વાંકાનેરમાં મારે ત્યાં વાડી ને જમીન હતી. ત્યાં આશ્રમ જેવું કરવા વિચાર્યું. ચારેય વાંકાનેર ગયા. રતુભાઈ ને હું વાડીએ જમીન સાફ કરવા ગયા. મોહનભાઈ ને ઈશ્વરભાઈ ભાત લઈને આવ્યા. પણ મોહનભાઈનું મન ન માન્યું. અમારી પાસે મૂડી તો હતી નહિ. મોહનભાઈએ કરાચી જઈને વધુ વિચાર કરવા નક્કી કર્યું ને ઈશ્વરભાઈને લઈને તેઓ કરાચી ગયા.

રતુભાઈએ ને મેં વાંકાનેરમાં ચર્માલય શરૂ કર્યું. છ મહિના બાદ એને અમરેલીના તરવડા ગામે ફેરવ્યું. વાંકાનેરથી અમારી સાથે જોડાઈને તરવડામાં આવનાર અને તરવડામાં ગ્રામોત્થાનના વ્યાપક કાર્યમાં જોડાયેલા અનેક મિત્રોનો અને રચનાકાર્યનો ઘણો મોટો ઈતિહાસ જોડાયેલો છે. નિરૂભાઈ ફરી ૧૯૩૫ માં અમારી સાથે ચર્માલયમાં જોડાયા.

## સંસ્કાર ઘડતરની ગ્રંથમાળા

મોહનભાઈ ને ઈશ્વરભાઈ કરાચી ગયા. વિચારો અને સાહિત્ય દ્વારા પ્રજાઘડતર કરવાનું તેમણે વિચાર્યું ને એ માટે અંજલિ ગ્રંથમાળા શરૂ કરી અને બીજી બાજુ 'ઊર્મિ' માસિકનું સંચાલન હાથ ધર્યું. કરાચીમાં જ્યાંથી 'ઊર્મિ' પ્રગટ થતું હતું તે ઈશ્વરભાઈના મોટાભાઈ મૂળશંકરભાઈનું પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ તો ચાલતું જ હતું અને ઘણા ખરા ભાઈઓ એમાં પણ કામ કરતા હતા. અંજલિ ગ્રંથમાળા ત્યાંથી શરૂ થઈ. આમ જુદા ક્ષેત્રમાં અમે વહેંચાયા છતાં અંતરથી જોડાયેલા રહ્યા ને એકબીજાના કાર્યમાં મદદરૂપ થવાનું ચાલુ જ રહ્યું. હકીકતમાં અમે એકબીજા કાર્યને જુદું ગણતા જ નહતા. રાષ્ટ્રઘડતરના કાર્યનાં એ બધાં વિવિધ અંગો હતાં.

## વેવિશાળની વિચારણા

૧૯૩૫માં અંજલિ ગ્રંથમાળા ચાલુ થઈ. ૧૯૩૬માં ઈશ્વરભાઈને મળવા હું કરાચી ગયો ને એકાદ માસ જેટલું રોકાયો ત્યારે ઈશ્વરભાઈના લગ્નની વાત ચર્ચાતી હતી. સ્વરાજ ન આવે ત્યાં સુધી ન પરણવાનો એક વિચાર અમારા સૈનિકસંઘના મિત્રો વચ્ચે ઠીક ઠીક ગંભીર રીતે ચર્ચાયેલો. પણ કેટલીક જુદી જ પરિસ્થિતિ સર્જાઈ. ૧૯૩૬માં પણ અમે બન્નેએ કરાચીમાં એ અંગે ઠીક ઠીક મનોમંથન અનુભવેલું. વિદ્યાબહેન તે વખતે કરાચીમાં અભ્યાસ કરતાં હતાં. એમની સાથે જ ઈશ્વરભાઈના વેવિશાળની વાત સ્વરૂપ લઈ રહી હતી. વિદ્યાબહેનના પિતા શ્રી. મૂળશંકર રાવળ ગાંધીવાદી, ખાદીધારી અને સેવાભાવી સજ્જન હતા. નિવૃત્તિમાં નિયમિત કાંતતા અને પાછલાં વર્ષોમાં

હળવદ સુધરાઈના પ્રમુખ તરીકે ઉત્તમ સેવા બજાવેલી. માતા લક્ષ્મીબાઈ શ્રેય સાધક મંડળનાં અનુયાયી હતાં. વિદ્યાબહેનથી મોટાં બહેન હરખાબા બહેનને ઈશ્વરભાઈના મોટાભાઈ ભૂપતભાઈ વેરે આપેલાં. વિદ્યાબહેનનાં મોટાભાઈનું નામ રસિકભાઈ ને નાનાનું નામ નિરંજન.

## કરાચીથી અમદાવાદ

૧૯૩૭માં મોહનભાઈ સોપાન અને ઈશ્વરભાઈ ગુજરાતમાં આવ્યા. અંજલિ ગ્રંથમાળા ચાલુ જ રહી અને પ્રકાશન પ્રવૃત્તિને ભારતી સાહિત્ય સંઘનું સ્વરૂપ અપાયું. અમારામાંથી ઘણા બધા મિત્રો એમાં જોડાયા. સંઘને એક છાવણીનું સ્વરૂપ જ અપાઈ ગયું. આ બધા નવલોહિયા જુવાનોને કારણે સંઘની પ્રવૃત્તિ પૂરવેગે ઊપડી. 'ઊર્મિ' માસિક પણ સંઘ તરફથી અમદાવાદથી પ્રગટ થવા લાગ્યું.

## સ્નેહનું સખ્ય ને સૌજન્ય

ઈશ્વરભાઈની ધીર પ્રવૃત્તિ તો પહેલેથી જ હતી. ગંભીર પણ ખરા. કોઈ ટાયલાંમાં તેઓ કદી રસ ન લેતા. સત્યાગ્રહોમાં, છાવણીઓમાં અને જેલમાં એવા ઘણા પ્રસંગો બનતા કે થોડી ચણભણ અમો મિત્રો વચ્ચે કોઈ ને કોઈ કારણે થાય જ, પણ ન એ ચર્ચામાં રસ લેતા કે ન વાંધા વિરોધમાં. એમના માટે જે કાંઈ સહન કરવાનું આવે, માન-અપમાનનો પ્રસંગ બને તો આસાનીથી સહી લેતા. જેવા ધીર એવા જ સહિષ્ણુ હતા. આ એમની ઈશ્વરદત્ત બક્ષીસ હતી. પોતાના કારણે કોઈને કાંઈક અધિક લાગ્યાનું જણાય તો કોઈને ખબર ન પડે એવી રીતે એની પાસે જઈને સામાના મનનું સમાધાન કરી લેતા. અરે કોઈકને કારણે કોઈકને માઠું લાગ્યું હોય તો પણ ઈશ્વરભાઈ કોઈને ન દેખાય એમ થોડા બેચેન થઈ ઊઠતા અને પોતે એની પાસે જઈને થોડીવાર બેસે. પછી હળવેથી વાંસે હાથ ફેરવે ને રાષ કે દુઃખ ગાળી નાખે એવી એમની પ્રેમાળ આવજત. જેને દુઃખ પહોંચ્યું હોય એની પાસે કોઈ જાણે નહિ એમ પહોંચી ગયા હોય. વાદ વિવાદ કે વિચારથી નહિ પણ સ્નેહ દ્વારા મનનું સમાધાન કરાવે.

## મિતભાષી ને પ્રેમાળ અભિગમ

આ એમનો માયાળુ વર્તાવ અને સ્નેહની શક્તિ અંજલિ ગ્રંથમાળાના ગ્રાહકો મેળવી દેવામાં અજબ ખીલી ઊઠી. પ્રચારક વાચાળ હોવો જોઈએ એ આખા જગતમાં એકસરખી લાયકાતનો પ્રથમ ગુણ ગણાય છે. ત્યારે ઈશ્વરભાઈ જરાય વાચાળ નહિ ને પોતાના સ્નેહાળ સંપર્કે માણસનું દિલ જીતી લઈ ધાર્યું કાર્ય કરાવી શકતા. એમની આ શક્તિ ધીરે ધીરે એક કળાનું સ્વરૂપ પામતી ગઈ. નહિ દંભ, નહિ હુંશિયારી, નહિ વાચાળતા, નહિ દીનતાઈ પણ નિખાલસ સ્નેહાળ સંપર્ક. એમનો આ પ્રેમાળ અભિગમ જીવનમાં એમને સફળતા અપાવી ગયો.

જ્યાંથી કોઈ માણસ હારી થાકીને પાછું આવ્યું હોય ત્યાં એ આત્મવિશ્વાસપૂર્વક જતા અને સફળ બનીને આવતા. ઈશ્વરભાઈ માટે એ અતિ સહજ હતું. ગમે તેવું અઘરું કામ હોય, કોઈ એનાથી થાકી-કંટાળી જાય અને જેની પાસેની કામ લેવાનું હોય તે માણસ વિરોધમાં હોય, ગુસ્સામાં હોય, અકળાયેલ હોય, એનું વલણ નકારાત્મક હોય ત્યાં ઈશ્વરભાઈની ધીરજ સહિષ્ણુતા, ઓછું બોલાપણું અને સ્નેહાળ અભિગમ બને ત્યાં સુધી તો સામાને ગાળીને કામ કરાવીને જ રહેતા, જતાં કે આવતાં કોઈ દેખાવ નહિ, ડોળ નહિ અને ખબરે ય ન પડે કે ક્યારે તે પહોંચી ગયા.

## લગ્ન, પ્રવાસ ને અભ્યાસ

૧૯૩૮માં હળવદમાં એમનાં લગ્ન થયાં. એ વખતે જાહેર રીતે પ્રથમ એમના જીવનમાં આગ્રહ દેખાયો. પોતે તો ખાદીધારી હતા જ પણ વિદ્યાબહેન પણ પરણતી વખતે ખાદીનાં વસ્ત્રો હોવાં જોઈએ, ઘૂમટો તાણીને નહિ પણ ખુલ્લે મોંએ પરણવાનો, છાબમાં પણ ખાદીનાં વસ્ત્રો જ હોવાં જોઈએ એવો આગ્રહ રાખ્યો ને તે રીતે જ લગ્ન થયાં. લગ્ન કરી હળવદથી અમદાવાદ જતાં સુરેન્દ્રનગર જંક્શન ખબર પડી કે વિદ્યાબહેનને મિલના કપડાં પણ આપેલાં છે એથી તે બધાં કપડાં સુરેન્દ્રનગરથી જ એમના ભાઈ

યશવંતભાઈ સાથે પાછાં મોકલાવી આપ્યાં.

ભારતી સાહિત્ય સંઘે સર્વથી પ્રથમ આખા દેશમાં જ્યાં જ્યાં ગુજરાતી વસતા હોય ત્યાં ત્યાં ઉત્તમ ગુજરાતી સાહિત્ય પહોંચાડવા પોતાના કાર્યકરો મોકલ્યા ને ૧૯૩૮માં લગ્ન પછી ઈશ્વરભાઈ અને કાન્તિભાઈ શાહ બન્ને બિહાર, બંગાળ, ઓરિસ્સા ને બર્માના પ્રવાસે ઊપડયા ને સાચા સંસ્કારદૂત બની સફળ પ્રવાસ ખેડતા રહ્યા, ત્યારે વિદ્યાબહેન વધુ અભ્યાસ અર્થે અમદાવાદ ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયાં.

## ખરે ટાણે અડગ અને અટંકી

૧૯૩૭-૩૮માં રાજકોટ સત્યાગ્રહે દેશભરમાં હલચલ મચાવી અને ગાંધીજીને રાજકોટમાં ઊતરવું પડયું, ત્યારે અમદાવાદથી આવી ઈશ્વરભાઈ અમારી સાથે રાજકોટ સત્યાગ્રહમાં જોડાયા. આ મૃદુ, માયાળુ અને કોઈનું દિલ ન દુભવી શકે એવાં નરમ દિલ ઈશ્વરભાઈનું એક જુદું જ રૂપ અહીં જોવા મળ્યું. રાજકોટ રાષ્ટ્રીયશાળાના એક ખંડમાં બાપુનો નિવાસ. એ ખંડ ઉપર તે દિવસે ઈશ્વરભાઈનો જ પહેરો. નક્કી ન થયા હોય તેવા કોઈને પૂ. બાપુ પાસે નહિ જવા દેવાના.

બપોર પછીનો સમય. હું પણ એ જ સ્થળે બાપુના નિવાસે પણ જુદી ફરજ ઉપર. ઓરડામાં બાપુ એકલા. મને બાપુના ચરણસ્પર્શ કરવાની તીવ્ર લાગણી થયેલી. મોકો ન મળે. ત્યાં નિરાંત જોઈને જેવો ઓરડામાં દાખલ થવા ગયો કે ઈશ્વરે મને રોક્યો. મને ભારે આશ્ચર્ય થયું:

કે : "એેલા મને રોક છ ?"

ત્યારે ઈશ્વરભાઈ કહે : "તારે તો સમજવું જ જોઈએને! બધાને આવી લાગણી થાય તો બાપુની શી દશા થાય ?"

ઈશ્વરભાઈને ઘણું સમજાવ્યા પણ એકના બે ન થયા. અમારી અપ્રતિમ મૈત્રિ ત્યાં કશા કામમાં ન આવી. મને ન જ જવા દીધો. એટલે પૂ. બાપુ બીજે દિવસે દ. વીરાવાળાને મળીને પાછા આવતા હતા ત્યારે ઓસરીમાં ચરણસ્પર્શ કરી લીધા.

## નમ્રતામાં રહેલી દ્રઢતા

એવો જ એક બીજો પ્રસંગ, ૧૯૫૧ કે ૧૯૫૨માં સૌરાષ્ટ્ર રાજ્યે વિધાનસભાઓના અધ્યક્ષો અને સંસદ સભ્યો વગેરેનું એક અધિવેશન રાજકોટ રાખેલું. રાજકોટને રેડિયો સ્ટેશન નહિ. સૌરાષ્ટ્રમાં પણ કલા ને સાહિત્ય છે એનો પ્રત્યક્ષ પરિચય આપવા રાજ્યે એ વખતના કેન્દ્ર સરકારના આકાશવાણી ખાતાના પ્રધાન ડૉ. કેસ્કર વગેરેને આમંત્રણ આપ્યું. એ માટે લોક-સાહિત્યનો પ્રથમ જંગી કાર્યક્રમ માત્ર પાંચ જ દિવસની મુદતમાં જોડવતાં મને એટલો બધો શ્રમ પડયો કે જિંદગીમાં હું પહેલીવાર બિમાર પડયો. પાંચેક દિવસ બેભાન જેવી સ્થિતિમાં રહ્યો. ડોક્ટરે કોઈને પણ મળવા દેવાની ના પાડેલી. ઈશ્વરભાઈએ એ ફરજ ઉપાડી લીધી. ખબર પડતાં ઢગલાબંધ મિત્રો તબિયત જોવા ઉમટયા કરે. બધાની સાથે પ્રેમથી વાતો કરી બહારથી જ વળાવી દે. એ વખતના ગૃહપ્રધાન શ્રી રસિકભાઈ તો સત્યાગ્રહના સાથીદાર અને નિકટના મિત્ર. હું દવાની ના પાડતો હતો. ત્યારે ડોક્ટરને એમણે જ પરાણે મોકલેલા. એ રસિકભાઈએ મને મળવાની ઘણી ઈચ્છા કરી. ઈશ્વરભાઈએ સન્માન બહારના ખંડથી જ વળાવી દીધા. આવા ટાણે એમની મક્કમતા પહાડ જેવી પ્રગટ થતી.

## પર્યટનનાં પ્રખર રૂપ

કદી આવેશ ઉશ્કેરાટમાં આવે જ નહિ. ઝગડાથી તો હંમેશાં દૂર રહે. પણ પ્રવાસમાં નીકળ્યા હોય કે અમે સૌ સાથે નીકળ્યા હોઈએ ત્યારે એક તો પ્રવાસની આખી વ્યવસ્થા પોતે જ સંભાળી લ્યે. કોઈ તકલીફ ઊભી કરે તો કદી સહન ન કરે ને આખું એમનું રૂપ બદલી જાય. એમનું પ્રકાંડ સ્વરૂપ ત્યારે જોવા મળે. ત્યારે મારામારી સુધી પહોંચવું હોય તો પરવા ન કરે. પણ પ્રવાસ દરમિયાન રેલ્વે કર્મચારી, ફેરીઆ, વેઈટર કે કોઈ રેલ્વે પેસેન્જર

મુશ્કેલી ઊભી કરે, છેતરે, તકલીફ આપે તે કદી સહન ન કરે. અને પ્રવાસની ઝીણામાં ઝીણી વ્યવસ્થા પણ ઊભી કરતા રહે. કોઈને મનાવીને, સમજાવીને અને છેવટ ઝગડીને પણ. એ ટાણે એમનામાં અસાધારણ ઝડપ દેખાય ને ત્વરીત નિર્ણયો લેતા રહે. પ્રવાસમાં ખોટા દુખી થવામાં ન માને.

## એક વેળાનું રૌદ્રરૂપ

રાજકોટમાં એક વખત આફ્રિકા વસતા એક ગુજરાતી બેરીસ્ટર નરસિંહભાઈ અને એનું કુટુંબ મહેમાન. અમે આજી ડેમ ઉપર સૌ ફરવા ગયા. ડેમની રેલીંગવાળી દીવાલ ઉપર એકથી બીજે સ્થળે જવાનો સાંકડો રસ્તો. એના ઉપર સાયકલ ચલાવવાની મનાઈ. અમે એના ઉપર અર્ધે રસ્તે પહોંચ્યા ત્યારે બેય બાજુ ખૂબ માણસો. સામેથી સાયકલવાળો ટોકરી વગાડી 'ખસો, માર્ગ આપો' એવી બૂમો પાડતો આવ્યો. ઈશ્વરભાઈ કહે 'અહીં' સાયકલ ફેરવાય નહિ અને સાયકલથી હેઠો ઊતરીને બાજુમાંથી નીકળી જા.' પણ સાયકલવાળો હેઠો પણ ન ઊતર્યો ને આઘો પણ ન ખસ્યો ને જેમ આવે તેમ બોલવા માંડયો. ઈશ્વરભાઈએ ઘણું સમજાવ્યો પણ ન સમજયો ત્યારે સાયકલ સોતો પેલા માણસને ઉપાડીને ડેમમાં ઝીંક-વાનું કર્યું. અમે બધા ડઘાઈ ગયા ને ઈશ્વરભાઈનું રૌદ્રરૂપ જોઈને સાઈકલવાળાના છક્કા છૂટી ગયા ને સાયકલ ઉપરથી ઊતરી મારગ કાઢીને ભાગી છૂટયો.

## ધીરોદાત્ત ઇશ્વરભાઈ

એમની મુલાયમતા પાછળ પણ જીવનની એક મક્કમતા પડેલી. છતાં એમનું ચાલ્યું છે ત્યાં સુધી એમણે કોઈને કદી માઠું નથી લગાડયું. લાગ્યું હોય ત્યાં એના દિલનું સ્નેહભાવથી સાંત્વન સાધી લ્યે. અથવા આઘા ખસીને ઊભા રહે. એમને ન સમજ-નારાઓએ એથી કેટલીક ગેરસમજ કરી હશે, પણ એથી ઈશ્વરભાઈએ પોતાપણું કદી નથી છોડયું. સહજ સ્વભાવને બદલી પણ કેમ શકે? કદીક ઉગ્ર થયા હશે, ઉશ્કેરાયા હશે ને પછી પોતે જ દુઃખી થયા હશે. સ્વજનો સામે પણ મક્કમ રહ્યા હશે, પણ પછી તો એના દિલનું સાંત્વન શોધવાના જ ઈલાજો લેતા. જગતમાં બધાને બધી રીતે તો કોઈ સાંત્વન આપી જ ન શકે. એવું ઈશ્વરભાઈ માટે પણ આવું બન્યું હશે. આમ ધીર હતા, ગંભીર હતા ને સાથે ઉદાત્ત પણ હતા.

## મુંબઈ અને રાણપુરમાં

ભારતી સાહિત્ય સંઘની એક ઓફિસ મુંબઈ ખોલતાં ઈશ્વરભાઈ સહકુટુંબ ૧૯૪૦માં મુંબઈ ગયા. બીજું વિશ્વયુદ્ધ ત્યારે ચાલતું હતું હું અને નિરુ-ભાઈ ત્યારે સૌરાષ્ટ્રમાંના અમારા દેશીરાજ્યો સામેનાં આંદોલનો અને રચનાકાર્ય ઉપરાંત સાપ્તાહિક 'ફૂલ-છાબ'મા મેઘાણીભાઈ સાથે જોડાયેલા અને રાણપુર રહેતા હતા એમાં બીજા વિશ્વયુદ્ધમાં જાપાન પડયું એ સમય દરમિયાન મુંબઈ ઉપર આક્રમણ થવાનો ભય ઊભો થયો ને મુંબઈ ખાલી થવા માંડેલું. એ વખતે ઈશ્વરભાઈ અને આખું કુટુંબ રાણપુર આવી રહ્યું. સ્થિતિ થાળે પડતી લાગતાં પાછા મુંબઈ ગયા. ૧૯૪૧માં ઈશ્વરભાઈના મોટાભાઈ ભૂપતભાઈ પણ મુંબઈ આવી વસ્યા. જે મકાનમાં અમૃતલાલ શેઠ રહેલા એ જ માટુંગાનું મકાન રાખી લીધેલું.

## મૈત્રિનાં બહુવિધ કર્તવ્ય

ઈશ્વરભાઈ મિત્રો અને સ્વજનોને અનેકરૂપે સહાયરૂપ બનતા. મુશ્કેલીમાં હોય ત્યાં ચાકરી પણ કરતા. એમાં વિદ્યાબહેન આવતાં છાવણી જેવા સંઘને કૌટુંબિક સ્વરૂપ અપાયું. વિદ્યાબહેન આવ્યા બાદ જે મિત્રોનાં લગ્નો થયા એમાં પણ ઘર વસાવી દેવા સુધી એ કૌટુંબિકતા વિકસતી રહી. એમાં એક અમારા સૌના મિત્ર એવા શ્રી હરજીવન સોમૈયા પણ હતા. ઘણા સૌમ્ય અને સુશીલ સંઘે એમનાં ઠીકઠીક પુસ્તકો પ્રગટ કર્યાં છે ને 'ઊર્મિ'માં પણ લખતા. હરજીવનભાઈ કાયમી બિમાર હતા એની સેવા ચાકરી કરવામાં, એમને જાળવવામાં કાંઈ બાકી નહિ રાખેલું. અંતીમ શ્વાસ પણ એમણે અમદાવાદમાં ઈશ્વરભાઈના નિવાસે જ લીધા એવા અનેક મિત્રોને વિદ્યાબહેને સગાં બહેન તરીકે જાળવ્યા છે. પાંચ પંદર મિત્રો ને

મહેમાનો તો રોજના હોય.

મુંબઈનું ઘર પણ છાવણી બની રહ્યું. એ સૌને હરબાળાબહેન અને વિદ્યાબહેન જાળવે અને ઉદારદિલ ભૂપતભાઈ તથા ઈશ્વરભાઈની સહૃદયતા મળે. ૧૯૪૨માં કરેંગે યા મરેંગેની રણભેરી ફૂંકાણી. 'હટી જાવ હિંદમાંથી'ના પડકાર સાથે આખરી સંગ્રામ શરૂ થયો. સૌરાષ્ટ્રમાંથી રતુભાઈ અને અમે કેટલાક મિત્રો રાહ જોઈને જ બેઠેલા. એ સૌએ ઝંપલાવ્યું. મુંબઈમાંથી ઈશ્વરભાઈએ.

## ભૂગર્ભ પ્રવૃત્તિ ને બોમ્બધડાકા

ભાંગફોડ અને ક્રાંતિ માટેનાં અમારાં મથકો હતાં બોટાદ, રાજકોટ, ભાવનગર, અમદાવાદ, વડોદરા ને મુંબઈ. મથકોની માહિતી પોલીસોને મળતી ગઈ અને અમારી પાછળ પોલીસ પડતાં અમે ભાગતા ગયા. રાજકોટ રાજ્ય, રાજકોટ પોલીટીકલ એજન્સી ને રાણપુરની પોલીસ અમારી પાછળ પડી. રાણપુરને કારણે અમદાવાદની.

નિરૂભાઈએ વડોદરામાં આસરો લીધો, મેં મુંબઈમાં. મુંબઈમાં ભૂપતભાઈ અને ઈશ્વરભાઈ રહે એની સામેનો બ્લોક ભાડે લીધેલો. ભાવનગરના માનભાઈ ભટ્ટને એમના એક મિત્ર કૃપલાણીને બોમ્બ બનાવતાં આવડે. એમની સાથે મનુભાઈ બક્ષી પણ ખરા. બોમ્બની કેટલીક સામગ્રી ઈશ્વરભાઈ પણ લાવે. જે પોર્ટફોલીઆમાં પુસ્તકો ને આહકો બનાવવાની ચોપડીઓ રહેતી એ જ પોર્ટફોલીઓમાં રસાયણો લાવ લઈજા કરે. એમાં એ બ્લોકના રસોડામાં તૈયાર કરેલા બોમ્બ મૂકેલા તે અચાનક ફૂટ્યા. તોપો ફૂટતી હોય તેવા અવાજો થયા. અમે ભાગીને રસ્તાની સામી બાજુએ જઈ ઊભા ઊભા તાશીરો જોઈએ.

## જોખમ વચ્ચે જીવવાની મોજ

ધુમાડાના ગોટા નીકળે ને તેના તેજાબ, ગંધક–પોટાસની ગંધ ચોતરફ ફેલાઈ ગઈ. માણસોનાં ટોળાં ઊમટ્યાં. પોલીસ આવી, પણ માણસો સાનવાળાં તે સમજી ગયાં. પોલીસને ઉપર ચડવા ન દીધી. કહે કે પ્રાયમસ ફાટ્યો છે. પોલીસ સહાનુભૂતિવાળી તે સમજીને પાછી ચાલી ગઈ. ભૂપતભાઈ વીઝીટમાં ગયેલા. અમને બીક લાગેલી હરબાળાબહેન, વિદ્યાબહેન અને બાળકોની. એટલે લોકોનાં ટોળાં સોંસરવા અમે ય પાછા ઉપર ચડીને અંદર ગયા. બધાં ગભરાઈ ગયેલાં, પણ '૪૨ નું જોર બીજું હતું. ભયનો થડકો ન હતો. ત્યારે બને તેટલો બોમ્બનો સામાન ગટરમાં પધરાવી દીધો ને બીજું કેટલુંક મેં ને ભૂપતભાઈએ પેટે બાંધીને અરોરા થીએટર પાછળ તે દિવસે રહેલી જંગલ જેવી જગ્યામાં છુપાવીને નાખી આવેલા.

## '૪૨નાં વળતાં પાણી વખતે'

પછી તો ઘણાખરા મિત્રો મુંબઈ ભેળા થઈ ગયા. નિરૂભાઈને હું એ મિત્રના મકાનમાં અમે છુપાઈને રહેલા. ત્યાં ચોથી પાંસળી ઉપર બારીનો ખૂણો લાગ્યો. એમાંથી પ્લુરસી થઈને કેસ ગંભીર બનતો ગયો. પાછળ પોલીસ. જીવતા હાથ ન આવવાનું નક્કી કરેલું. એમાં નિરૂભાઈને જાળવવા ને ઠેર ઠેર ભાગતા ફરવું. અમારા ઘણાક સાથીદારો પાછળ પણ પોલીસ પડેલી. '૪૨ નીલડતનાં વળતાં પાણી થયેલાં ને સાથીદારો પણ ભાગતા ફરે એ સ્થિતિમાં મુંબઈમાં સૌને જાળવવાની જવાબદારી ઈશ્વરભાઈ ને વિદ્યાબહેનની. ભૂપતભાઈની દિલાવરી અને હરબાળાબહેનનો દિલગજો ન હોત તો એ કદી શક્ય ન બનત.

## મિત્રોનાં લગ્નો ને લેખન-મોજ

એ દિવસોમાં પણ કેટલાક મિત્રોના લગ્નની સમસ્યાઓ ઊકેલેલી. સાચે ખોટે નામે અને સાચી ખોટી સાક્ષીએ મેં ને ઈશ્વરભાઈએ એમને પરણાવેલા. એમને સૌને જાળવવા અને બહેનોને શક્ય વસ્ત્રાભૂષણો પુરાં પાડવાનું કામ વિદ્યાબહેનનું. ઘરમાં નિરૂભાઈની માંદગીનો ખાટલો ને મિત્રોની આવન જાવન. ઘર છાવણીરૂપ જ રહેતું. શ્રી. રતુભાઈ અદાણીએ 'દીઠું મેં ગામડું જ્યાં' એ પુસ્તક ત્યાં બેસીને ઈશ્વરભાઈની પારણે ઝૂલતી વચેટ દીકરી બિંદુને પગના અંગૂઠાથી હીંચકા નાખતાં નાખતાં લખેલું.

## સંઘનું સુકાન અને સામયિકો

ઘણું કરીને ૧૯૪૬ની આખરમાં શ્રી. મોહનભાઈ સોપાને ભારતી સાહિત્ય સંઘ ઈશ્વરભાઈને સોંપી દીધા. તે દિવસે સંઘ કરોકટીની સ્થિતિમાં હતો. અમે ઘણા મિત્રો એમાં રસ લેતા. એના ત્યારના હિસાબો પણ શ્રી. રતુભાઈ અદાણીએ તપાસીને તૈયાર કરેલા. 'ઊર્મિ'નું ત્યારે એકાદ વરસ સુધી મેં સંચાલન કરેલું. એક બાજુ સંઘનું કામકાજ અને બીજી બાજુ ૪૨ની ક્રાંતિના છુપાતા મિત્રોનું કામકાજ. સૌરાષ્ટ્ર માટે શું કરવું તે અમે મિત્રો વિચારતા હતા. એમાંથી બહેનોને નામે એક પાક્ષિક શરૂ કરવા નક્કી કર્યું. એનાં તંત્રી તરીકે સુભદ્રાબહેન ઓઝને મૂક્યાં પણ બહેનોને નામે અમે ભાઈઓ લખતા. આનું સંચાલન પણ ઈશ્વરભાઈએ કરવાનું. પાછળથી 'ભગિની' બંધ કરવું પડ્યું એ ફરી પાછું શ્રી ઈશ્વરભાઈએ શ્રી પુષ્પાબહેન મહેતાના તંત્રીપદે શરૂ કરેલું. ત્યારે એમાં સ્ત્રીજગતના ગંભીર પ્રશ્નોની રજૂઆત થતી.

નિરુભાઈની માંદગી વધતી ચાલી. પોલીસને હાથ ન પડાય એ માટે એકથી બીજી જગ્યાએ એમને સાથે લઈને ભાગતા રહેવું પડતું. પણ વિદ્યાબહેને એમને જાળવ્યા ન હોત તો જેટલાં વરસ એમણે પાછળથી કાઢ્યાં તેટલાં ન કાઢી શકત ને કાં વધારે પીડાયા હોત પણ ઈશ્વરભાઈની મહાનુભાવતા નહોત તો એ કદી શક્ય ન બનત.

## ઈશ્વરભાઈની પ્રકાશન-પ્રતિભા

આવી સ્થિતિમાં પણ ઈશ્વરભાઈ અમારી પાછળ પડતા કે 'લખો ને લખો.' એક બાજુ સંઘમાં નવા ને નવા લેખકો ખેંચી આવે. જૂનાને જોર આપે. કાચું લેખન આવે તે અમને બતાવતા જાય. ફેરફાર કરાવવા જેવું હોય તો લેખકને હળવેકથી સૂચવીને ફેરફાર કરાવી પ્રકાશન કર્યે છૂટકો કરે. જેવું પુસ્તક એવા એની પ્રસ્તાવના લખનારા વિદ્વાન વિવેચકને મળે ને પ્રસ્તાવના લખાવ્યે છૂટકો કરે. સંઘનું પુસ્તક સારી પ્રસ્તાવના સિવાય ભાગ્યે જ બહાર પડે. કાકાસાહેબ કાલેલકર પાસે એમણે ઘણી પ્રસ્તાવનાઓ લખાવીને એ પુસ્તકોને ઘણો ન્યાય અપાવેલો.

અમારું 'ગગનને ગોખે' પુસ્તક હાથમાં લીધું, આકાશદર્શન અંગેનું પુસ્તક, પાછું લોકભોગ્ય શૈલીમાં તૈયાર થયેલું. અમે સંતાતા ફરતા હતા પણ કાકાસાહેબ જેલમાં. ત્યારે જેલમાં પુસ્તક મોકલી એની પ્રસ્તાવના લખાવીને મેળવ્યે રહ્યા. ૧૯૪૨ અંગેની અમારી નવલકથા 'અણુખૂટ ધારા' કિશોરલાલભાઈ મશરૂવાળા ને રવિશંકર મહારાજને વંચાવીને એમના અભિપ્રાય મેળવી પ્રગટ કરી. અરે, આકાશવાણી ઉપર એના વિવેચન-વાર્તાલાપ અપાવ્યે રહે. 'ઊર્મિ'માં અને બીજાં સામયિકોમાં એનાં વિવેચનો લેવરાવે એ માટેનો એકેય પ્રયત્ન બાકી ન રાખે

## સાહસિક ને સત્યપારખુ

પ્રકાશનની દુનિયામાં ઈશ્વરભાઈ ઘણા સાહસિક હતા. ગમે તેવા જોખમો ખેડી શકતા. એમણે સુભાષબુક લોધો અને અમારી પાસે સુભાષ સીરીઝનાં પુસ્તકો લખાવ્યાં. પહેલું પુસ્તક 'સરહદ પાર સુભાષ'ના બધી ભાષાના અધિકાર મેળવવા એના લેખક લાલા ઉત્તમચંદને અમે ઠેઠ પેશાવરથી મુંબઈ ઉતાર્યા. એની ભાળ આપનાર વજુભાઈ વ્યાસ હતા. લાલા ઉત્તમચંદે સુભાષબાબુને અફઘાનીસ્તાનમાં સંઘરેલા ને ત્યાંથી જર્મની જવામાં સહાયભૂત થયેલા. ૨૦-૨૦ હજાર નકલો એ પુસ્તકની જતી. સમયને પારખવાની એમની શક્તિ અને સાહસિકતાનાં અનેક સંસ્મરણો ઊભરે છે. એની સાથે સંઘની ફડીદ્ર પાંખ સબળ હોત તો કદાચ 'ભારતી સાહિત્ય સંઘ' સાચા અર્થમાં ભારતવ્યાપી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શક્યો હોત. બૃહદ ગુજરાતમાં તો એ પ્રતિષ્ઠા સંઘને જ વરી છે. અમારી લોકકથા ગ્રંથાવલિ એ દિવસોમાં ગુજરાતના ઘર ઘરનું ઘરેણું બનેલી તેઈશ્વરભાઈની પ્રચારક અને પ્રસારક શક્તિને જ આભારી છે. આજે જ્યારે અમારાં ૫૦-૫૫ પુસ્તક – પુસ્તિકાનો સેટ જોઉં છું ત્યારે મને ઈશ્વરભાઈનો અણથક અમોઘ પુરુષાર્થ યાદ આવે છે. અમોઘ એટલા માટે લખું છું કે એણે કોઈના માટે જે કાંઈ કર્યું તે કદી કોઈને ગાઈ બતાવ્યું નથી-કરી બતાવ્યું નથી.

## 'ફૂલછાબ' સાથે પ્રકાશન-સંબંધ

૧૯૩૯ના આખરથી ૧૯૪૨ સુધી અમે 'ફૂલછાબ'-માં હતા ત્યારે ઇશ્વરભાઈ અવાર નવાર રાણપુર આવતા. 'ફૂલછાબ' નાં પ્રકાશનો અને ભેટ પુસ્તકો એમની નજરમાં હતાં. એ માટે એમણે 'ફૂલછાબ' ના સંચાલક શ્રી. નાથાભાઇ અને શ્રી. મેઘાણીભાઇ સાથે વાતચીત કરી એનાં વેચાણ ભા. સા. સંઘ તરફથી થાય અને કેટલાંક પ્રકાશનોનું પુનઃ પ્રકાશન સંઘ તરફથી થાય એવી ગોઠવણ કરી. સાથોસાથ 'ફૂલછાબ'-ના સ્વાધીન મુદ્રણાલયમાં સંઘનાં પુસ્તકો છપાય એવી પણ વ્યવસ્થા વિચારી.

## મેઘાણીના હૂકેલ દીવે તેલ પૂર્યાં

૧૯૪૫ માં મેઘાણીભાઈ શરીર અને મનથી થાકી ગયેલા એથી 'ફૂલછાબ' છોડયું. શ્રી. નાથાભાઇના આગ્રહથી ૧૯૪૬ માં હું નિરૂભાઈને લઈને 'ફૂલછાબ' ચલાવવા ગયો, ત્યારે મેઘાણીભાઇને અમદાવાદ લાવી ઇશ્વરભાઈએ સેવા સુશ્રુષા કરી. મેઘાણીભાઈના ઊર્મિલ મનની બને તેટલી માવજત કરી. એમની શકિતને સંકોરી સંકોરીને 'ઊર્મિનવરચના' માં લખતા કર્યા. એ દોઢ બે વરસ 'ઊર્મિ'નું સંપાદન મેઘાણીભાઈ જ કરતા હતા એમ કહીએ તો ચાલે. એને કારણે પર-કમ્માના બે ભાગ ને 'કાળચક્ર'નાં પુસ્તકો ગુજરાતને મળ્યાં. મેઘાણીભાઇએ સૌરાષ્ટ્રના બહારવટીઆ લખેલું. ગુજરાત મેઘાણીભાઈની એવા જ ઉદ્ધરણ માટે રાહ જોતું હતું. એ વખતે મેઘાણીભાઇને રવિશંકર મહા-રાજ સાથે મેળવી આપ્યા. મહીના કોતરોનો મેઘાણી-ભાઈની તબિયતની સારવાર કરતા જઈ પ્રવાસ કરાવ્યો. ઇશ્વરભાઈના કારણે એમાંથી આપણને 'માણસાઈના દીવા' જેવું આંતર રાષ્ટ્રીય પ્રતિષ્ઠા આપનારું પુસ્તક મળ્યું. આમ કંઈક હૂકેલાના દીવે દીવેલ પૂરી પૂરીને એનાં સર્જનનાં તેજ પ્રજ્વલિત કરેલાં.

## સર્જકોનો પોષક ને પ્રોત્સાહક

ઇશ્વરભાઈ સર્જકની-(લેખકની) તાસીર જાણી લેતા. એની જરૂરિયાત જાણી લેતા. ઈશ્વરભાઇની ઊર્મિનાં આંગળાં જખમાયેલી જગ્યાએ ફરી વળીને મુલાયમ માવજત આપતાં અને લેખકને વગર કહ્યે એની જરૂરિયાતો પૂરી પાડી ઉત્સાહ અને બળ સીંચતા. એમણે સંઘને ભોગે સર્જનની અને સર્જકની ખેવના કરી છે. એથી સંઘને ઘણું નુકસાન પહોંચ્યું છે, પણ ગુજરાતમાં ૨૫ વરસ સુધી નવા અને જૂના એવા કૈંક કવિઓ, લેખકો, કલાકારો ને વિવેચકોના એ પ્રેરક બળ બની રહ્યા.

## દંપતીનો અવર્ણનીય સેવાભાવ

નિરૂભાઈની તબિયતે ઊથલો મારતાં 'ફૂલછાબ' છોડીને એમને આંધ્રના મદનપલ્લી ગામ પાસેના સેને-ટોરિયમ આરોગ્યવરમ લઈ જવા પડયા. ત્યાં એમને ઓપરેશન કરાવવું પડયું. ઈશ્વરભાઇ અને વિદ્યાબ્હેન તત્કાળ ત્યાં આવ્યાં. બહાર ઓરડી ભાડે લઈ રહ્યાં. અને એ ઓપરેશન વૉર્ડમાં પસ અને પરૂ, લોહી ને કફ, ખાંસી અને માંદગીના ચિત્કારો વચ્ચે દિવસો અને રાતો સુધી સારવાર અને ઉપચાર કરવામાં રાહત આપતા રહ્યા.

બેક વરસ રહીને નિરૂભાઈનું ખર્ચ ઊપાડવા અને સાપ્તાહિક 'ફૂલછાબ'નું સંચાલન કરી એને દૈનિક બનાવી હું રાજકોટ જઈ રહ્યો, ત્યારે નિરૂ-ભાઈના અંતીમ દિવસોમાં મારા પહેલાં ઈશ્વરભાઇ ને વિદ્યાબ્હેન ત્યાં પહોંચી ગયેલાં. નિરૂભાઇની માંદગીની સેવાનો ચિતાર આપું તો હરકોઈને ચીતરી ચડે, પણ એવી સેવામાં મારી પડખોપડખ ઊભા રહેતા. શું શું સંભારું ને શું શું વિસરી જાઉં ?

## સમાધાનવૃત્તિનો સહજભાવ

ઇશ્વરભાઈને થતી વેદના-વ્યથા કે વિચારો એની વાચામાં નહિ પણ એમના મુખભાવમાં પ્રગટ થતાં, છતાં કયારેય વિરોધ રૂપે કે અભાવાત્મક રૂપે નહિ. એમાંથી પણ કારુણ્ય ટપકતુ. આનો અર્થ એવો નથી કે ઇશ્વરભાઈમાં ગમા-અણગમા કે ભાવ-અભાવ નહતા. માનવસહજ લાગણીઓ એમનામાં પણ હતી, પણ એ વિરોધનું સ્વરૂપ ભાગ્યે જ પકડતી. પ્રકૃતિથી તેઓ સાલસ અને સમાધાનવૃત્તિના હતા, એથી

આઘાતને તથા દુઃખને સહી લેવાનું શીખી ગયેલા. સમજદારી એટલી ઊંડી હતી કે સહેજ વાતમાં સાર પામી જતા, પછી એ પ્રકારે અનુકૂળ થઇ રહેતા. આથી કેટલાક ધોખામાં પડતા કે ઈશ્વરભાઈને બધું અનુકૂળ જ છે, ઇશ્વરભાઈ સર્વ વાતે સંમત જ છે. પણ અતિ નિકટતા સિવાય પોતાની પ્રતિકૂળતા કે અભિપ્રાય-ઇચ્છા ભાગ્યે જ પ્રગટ કરતા

## અમારી ત્રિપુટી તૂટી

૧૯૫૦માં હું 'ફૂલછાબ'ને દૈનિકનું સ્વરૂપ આપવા રાજકોટ ગયો ત્યારે મારા માટે નાની મોટી સગવડની વ્યવસ્થા રાજકોટ આવી કાંઈક કરી ગયા, કાંઈક વિચારી ગયા અને એ પ્રમાણે વ્યવસ્થા કરતા રહ્યા. અમારે એકબીજા માટે શું કરવાનું એકબીજાએ છે તેવું પૂછવાપણું કદી ઊભુ નથી થયું. પછી એ નાની મોટી ચીજ વસ્તુનો પ્રશ્ન હોય, કપડાંલત્તાંનો પ્રશ્ન હોય, કૌટુંબિક પ્રશ્ન હોય કે કોઈ વ્યવહારનો પ્રશ્ન હોય. એકબીજાને સમજવાપણું કે એવો ભેદ સુદ્ધા નહોતો રહ્યો. વિભિન્ન પ્રકૃતિ પણ એકબીજાના પૂરક થઈ રહેલા.

૧૯૫૧ના મે માસનાં 'અરોગ્યવરમ'માં નિરૂભાઈનું ૯ વરસની માંદગી બાદ અવસાન થયું. 'ઊર્મિ-નવરચના'ના નિરૂભાઈના સ્મૃતિઅંકમાં ઈશ્વરભાઈએ લખેલું કે: "હરિપુરા કોંગ્રેસ વખતે મે પહેલવહેલા નિરૂભાઈને જોયા પરિચયમાંથી અત્યંત નિકટના એવા ગાઢ સ્વજન બન્યા, અને મારું, નિરૂભાઈનું અને જયમલ્લભાઈનું એક સંયુક્ત જીવન શરૂ થયુ. સાથે રહેવુ, સાથે પ્રવૃત્તિ કરવી અને સાથે વિચારવું. સંયુક્ત ઘરનો એ કુટુંબ-મેળો નિરૂભાઈના જવાથી ખંડિત બન્યો. અમારી એક આધારશિલા તૂટી પડી."

## ને ઇશ્વરભાઈ પરદેશોના પ્રવાસે

એરા નિરૂભાઈ ગયા 'ફૂલછાબ' દૈનિક માટે હું રાજકોટમાં થોડો સ્થિર થયો અને પરદેશ ખેડવાની ઈશ્વરભાઈની લાંબા સમયની આકાંક્ષા માટે અવકાશ ઊભો થયો. એક તો પરદેશોમાં વસતા એક એક ગુજરાતી કુટુંબ સુધી સાહિત્યની સંસ્કાર સરવાણી વહેતી રાખવાની એમની અતૃપ્ત અને અતૂટ ઈચ્છા, ભારતી સાહિત્ય સંઘ માટે નવાં બજારો ઊભાં કરવાની સાહસિક લાગણી અને નવા મુલક અને નવાં માનવીઓને જોવા મળવાની ઉત્કટ ઝંખના. કુટુંબની દેખભાળ મારા માથે છોડીને ઈશ્વરભાઈએ ૧૯૫૩માં પરદેશનાં પરિયાણ આદર્યાં તે ૧૯૭૮ની ડિસેમ્બરની ૨૨મી તારીખ સુધી એ પ્રવાસો ચાલુ જ રહ્યા.

| | |
|---|---|
| ૧૯૫૩માં – | બર્મા, મલેશિયા ને સીંગાપુર |
| ૧૯૫૪માં – | કેનિયા, યુગાન્ડા, ટાંગાનિકા ને આજના ઝાંબિયા સહિતનું રહોડેશિયા. |
| ૧૯૫૪ થી ૬૦ – | કેનિયા, યુગાન્ડા, રહોડેશિયા, ટાંગનિકા, એડન, ઇથોપિયા, સુદાન, સોમાલીલેન્ડ, મલાવી, તાન્ઝાનિયા વગેરે. |
| ૧૯૬૧– | ઉપરના દેશોમાંથી કેટલાક ઉપરાંત સીંગાપુર, ન્યૂઝીલેન્ડ અને ફીજી. |
| ૧૯૬૨–૬૩–૬૪: | આફ્રિકાના ઉપરના દેશો |
| ૧૯૬૫ – | ઝાંઝીબાર સહિત આફ્રિકાના દેશો, માડાગાસ્કર અને મોરેશિયસ. |
| ૧૯૬૬–૬૭–૬૮: | ન્યૂઝીલેન્ડ, ફીજી, આફ્રિકાના દેશો ને યુરોપના દેશો |
| ૧૯૬૮ થી ૭૮– | દર વરસે આફ્રિકાના ઉપરોક્ત દેશો ઉપરાંત મસ્કત, મીડલ ઈસ્ટ દુબઈ-અબુધાબી વગેરે વગેરે. |

## છ છ માસે અનેરો આનંદ

ઉપરની નોંધ પૂરી નથી. તે ઉપરાંત નાના મોટા ઘણા દેશોમા પ્રવાસ કરેલો. આમ ૧૯૫૩ થી વરસના ૭ મહિના પરદેશ-પ્રવાસ કરતા અને ૭ મહિના દેશમાં ઘર અને સઘના કામકાજમાં ગાળતા. આ ૨૫ વરસ બાળકોના શિક્ષણ સંસ્કારમાં, ત્રણેય દીકરીઓના લગ્ન પ્રસંગોમા, આબુ-કાશ્મીર ને સગાં સંબંધીઓને ત્યાં પ્રવાસ-પર્યટનમાં અને અનેકવિધ પ્રવૃત્તિઓમાં વીત્યાં. મારી બહુ બહુવિધ સાંસ્કૃતિક અને સામાજિક પ્રવૃત્તિઓનો આ કાળ. ઉત્સવો,

સમારંભો, નૃત્ય, નાટ્ય, સંગીત, લોકસાહિત્ય અને સમાજકલ્યાણની પ્રજા ઉત્થાનની અનેકવિધ પ્રવૃત્તિઓનો ધમધમાટ. એ માટેની બહુવિધ સંસ્થાઓનું સ્થાપન અને સંચાલન ૧૯૫૮થી શરૂ કરીને ૧૯૭૫ સુધી લગાતાર ચાલ્યું. ત્રણેય દીકરીઓ ને દીકરા રાજુલનો વિકાસ આ શિક્ષણ સંસ્કાર વચ્ચે થયો. વરસના ૭ મહિના તો ઈશ્વરભાઈ અમારા સૌની સાથે હોય એટલે એ દિવસો અમારા માટે સુવર્ણના બની રહેતા. એ ૭ મહિના તો ગુલતાન ગાન્યા કરતા. મિત્રો અને મિજલસો વચ્ચે આનંદ-મંગળ કરતા.

## સર્જનકાલના ખાતર બન્યા

સંઘની ૧૯૬૫ સુધી તો પ્રકાશન પ્રવૃત્તિ ધમધોકાર ચાલતી રહેલી. કોઈ પણ પ્રકારના લેખન માટે માત્ર ઊર્મિ, અનુભવ, કલ્પના ને કલમ જ પૂરતાં નથી, એને માટે પ્રેરણા અને પ્રોત્સાહન પણ જોઈએ છે ને તે ઈશ્વરભાઈ અનેક કવિ લેખકો ને કલાકારોને પૂરા પાડતા જ રહેલા. અપવાદો બાદ કરતાં લેખકોની રોયલ્ટી–પુરસ્કારનું ધોરણ ઈશ્વરભાઈ ઊંચું લાવ્યા. પુસ્તકોના પ્રચાર અને બહોળા ફેલાવાનું ધોરણ પણ ઈશ્વરભાઈ જ ઊંચું લાવ્યા ત્યાં સુધી બહુ મોટા લેખકો સિવાયના લેખકો પ્રકાશકોની ગરજ ઉપર નભતા, એમાંથી લેખકોનાં વ્યક્તિત્વ અને આત્મસન્માન વિકસાવવામાં ઈશ્વરભાઈનો ફાળો યશસ્વી છે. વ્યાપારી ધોરણે સંઘને વિકસાવવામાં આ બધું જરૂર અવરોધ રૂપ બન્યું છે, પણ ઈશ્વરભાઈએ ગળીને – ખાતર બનીને સર્જકોના અને સાહિત્યના બાગને વિકસાવ્યો છે.

## સર્જન-શક્તિ અસ્ફુટ જ રહી

ઈશ્વરભાઈ લખાવી શકયા તેમ લેખક પણ બની શકત. ઈશ્વરભાઈમાં કવિતાના અંકુરો કાયમ ફૂટું ફૂટું થઈ રહેતા. જે થોડું પ્રવાસવર્ણન, પત્રો કે ચિંતનાત્મક લખતા એમાં એમની એ અર્ધસ્ફુટ કાવ્યશક્તિનાં દર્શન થાય છે, પણ બીજા પાસે લખાવવામાં એમની જે શક્તિ ખીલી નીકળતી તેની લેખનશક્તિની સહજતા એમનામાં નહતી. પણ યુવાનીના એમના પત્રોમાં ઊર્મિઓનાં શિકરો ઊડતાં. પ્રૌઢાવસ્થામાં એ જ શક્તિ ચિંતનાત્મક બનતી જતી હતી. એમણે શાસ્ત્રીય મસાજ (માલીસ) ઉપર એક પુસ્તક લખેલું તે કદી પ્રગટ ન થઈ શક્યું,

## સંસ્કાર – ઘડવૈયાના ઘનિષ્ટ સંબંધો

ઈશ્વરભાઈ ઉપર ઊગતી અવસ્થામાં કાકાસાહેબ કાલેલકર અને કિશોરભાઈ મશરૂવાળાના સાહિત્યની ઘેરી અસર રહેતી. એમાંથી બન્ને આદરણીય પુરૂષો પ્રત્યે એમના સબંધો વિકસેલા. કિશોરભાઈ પાસેથી પણ કાંઈક નિબંધ લખાવવા અમે બન્ને જરા કિશોરભાઈ પાસે ગયેલા, પણ ત્યારે કિશોરભાઈની તબિયત ઠીકઠીક લથડી ગયેલી સ્વામી આનંદના સૌથી પહેલા લેખો ૧૯૪૧માં અમદાવાદના કોમી હુલ્લડ વખતે મેળવીને અમે 'ફૂલછાબ'માં પ્રગટ કરેલા. એ પછી રતુભાઈ અદાણીનું જે પુસ્તક ઈશ્વરભાઈએ પ્રગટ કર્યું તે 'દીઠું મેં આમડું જ્યાં' ની પ્રસ્તાવના સ્વામી આનંદે લખેલી છે. ગુજરાતના ગાંધીજીના ઘણાખરા અંતેવાસીઓ સાથે ઈશ્વરભાઈના ઘનિષ્ટ સંબધો રહેલા. એમાં રવિશંકર મહારાજ, સ્વામી આનંદ, કાકાસાહેબ કાલેલકર અને કિશોરભાઈ મશરૂવાળા મુખ્ય હતા. સંઘને પ્રાઈવેટ લિમિટેડનું સ્વરૂપ આપવા ઈશ્વરભાઈ પોતાનાં વિશ્વાસપ્રેરક વ્યક્તિત્વથી ભારતની પાર્લામેન્ટના અધ્યક્ષ દાદાસાહેબ માવલંકરને પ્રા. લિ. ના પ્રમુખ તરીકે લઈ આવ્યા અને બીજા ડાયરેકટરોમાં મુંબઈ રાજ્યના માજી કેળવણી પ્રધાન શ્રી શાંતિભાઈ શાહ, ગુજરાત સમાચારના મેનેજીંગ એડીટર ઈન્દ્રવદન ઠાકોર અને 'ફૂલછાબ'ના મેનેજીંગ એડીટર નાથાભાઈ શાહને અમારા સહપ્રયાસેથી લઈ આવી શકયા.

## પ્રકાશન દ્વારા પ્રજાસેવાનાં ૫૦ વર્ષ

'ઊર્મિનવરચના'ના સંપાદન માટે તેઓ મેઘાણીભાઈ, ધૂમકેતુ અને મકરન્દભાઈ દવે જેવા સર્જકો અને ચિંતકોને આકર્ષી શકેલા. ૧૯૪૫ થી ૧૯૬૫ સુધીનાં ૨૦ વર્ષ સુધી ઈશ્વરભાઈએ આમ કવિઓ, લેખકો, કલાકારો અને વિવેચકો દ્વારા સાહિત્યનો

ધોધમાર પ્રવાહો વહેવડાવ્યો અને ૧૯૫૩ થી ૧૯૭૮ સુધીનાં ૨૫ વર્ષ સુધી ગુજરાતી સાહિત્યનો એ પ્રવાહ પરદેશોમાં વસતા હજારો ગુજરાતીઓના ઘર સુધી પહોંચાડતા રહ્યા. ૧૯૩૦ થી ૧૯૪૭ સુધી સ્વાતંત્ર્ય સંગ્રામમાં પોતાની સિપાહીગીરી ચાલુ રાખતા રહીને સાહિત્ય દ્વારા પ્રજાસેવા કરતા રહ્યા અને ૧૯૫૩ થી ૧૯૭૮ સુધીનાં ૨૫ વર્ષ આફ્રિકાના ગુજરાતી લેખકોને એક યા બીજા સ્વરૂપે પ્રોત્સાહન આપી આપીને લખાવતા રહ્યા. યુગાન્ડાના ગુજરાતી સાહિત્યકારો અને સાહિત્યરસિકોના સહકારથી સર્વ શ્રી. જ્યોતિન્દ્ર દવે, ઈશ્વર પેટલીકર, પન્નાલાલ પટેલ અને પીતામ્બર પટેલને ગુજરાતમાંથી યુગાન્ડાની ધરતી ઉપર ઉતારી ગુજરાતી સાહિત્ય સંમેલન ભરી શકયા. ઈશ્વરભાઈ ધંધાદારી રહ્યા નથી, ધંધાદારી રહી શકયા નથી. એથી આર્થિક રીતે એમણે ઘણું સહન કર્યું છે. પણ જો ધંધાદારી રહ્યા હોત તો આ રીતે સાહિત્ય દ્વારા પ્રજાસેવા કરી શકયા ન હોત. લખાવવું, પ્રકાશન કરવું અને એનો પ્રસાર કરવો તે ઈશ્વરભાઈનો સાધનધર્મ બની રહેલો.

## અનેક ક્ષેત્રોમાં અપાર સંબંધો

ઈશ્વરભાઈના આ શાંત, આકર્ષક, વિશ્વાસપ્રેરક અને નિખાલસ વ્યક્તિત્વથી તેઓ સમાજના વિવિધ ક્ષેત્રોની સન્માનીય વ્યક્તિઓ સાથે વિશાળ સંબંધો કેળવી શકેલા. ગુજરાતના અને બૃહદ ગુજરાતના મોટા ભાગના કવિઓ, લેખકો, વિવેચકો, કલાકારો સાથેના એમના સંબંધો સહૃદયી અને પારસ્પરિક ઉપયોગી બની રહેલા. એક સાથે તેઓ પાંચ પાંચ માસિકો ચલાવતા. 'ઊર્મિ નવરચના,' 'તંદુરસ્તી', 'ભગિની', 'રેખા' અને આફ્રિકાનું 'જાગૃતિ' વગેરે. એમાંથી 'ઊર્મિનવરચના, 'રેખા' અને 'જાગૃતિ' વિવિધ પ્રકારના લલિત સાહિત્યનાં હતાં તો 'ભગિની' મહિલાઓનું સામયિક હતું, જ્યારે 'તંદુરસ્તી,' આરોગ્યનું. એક સાથે ઘણાં પુસ્તકોનાં મુદ્રણ માટે મુદ્રણાલયોના માલિકો સાથે પણ એવા ઘનિષ્ટ સંબંધો વિકસાવેલા અને આ માસિકો અને પુસ્તકો માટે એના રસિક વાચકો સાથે પણ વ્યાપક સંબંધો ધરાવતા. આ બધા સાથે વ્યવસાયનો સંબંધ હોવા છતાં ઈશ્વરભાઈમાં ઓછામાં ઓછું વ્યાપારી તત્ત્વ હતું. એ કારણે સૌનો સ્નેહ તેઓ પ્રાપ્ત કરી શકતા

## નાનું કાર્ય કરવામાં મોટપ માનતા

ઈશ્વરભાઈની આ શક્તિઓનો વિકાસ એમના આત્મવિશ્વાસ, પુરૂષાર્થ અને એકધારા ઉદ્યમી જીવનથી થયો છે આ શક્તિ સ્વાતંત્ર્ય સંગ્રામના સૈનિક જીવનથી જ પ્રગટ થવા માંડેલી. નાનામાં નાનું કામ કરવામાં કોઈ નાનપ ન લાગે પછી એ ઘરનું હોય, બહારનું હોય કે સંઘનું હોય ૧૯૬૫ થી પ્રકાશનનું કાર્ય મંદ થવા માંડેલું. ૧૯૬૭માં 'ઊર્મિનવરચના' બંધ કરવા ધાર્યું, પણ વિદ્યાબહેનનો આગ્રહ રહ્યો કે ૩૭ વર્ષથી ચાલતા સામયિકે ઘણી સાહિત્યસેવા કરી છે, સંઘ એની જવાબદારી ન ઉઠાવી શકે તો આપણે ઉઠાવીએ અને ભારતી સાહિત્ય સંઘે એની જવાબદારીમાંથી મુક્ત થઈ તે અમને સોંપી દીધું. આ 'ઊર્મિનવરચના'ને ત્યારથી લોકપ્રાહિત્યનું સ્વરૂપ આપ્યું અને વિદ્યાબહેન, ઈશ્વરભાઈ, રાજુ સહિત અમારા સૌના અંગત શ્રમથી જ એ તેર વર્ષથી પ્રગટ થતું રહ્યું છે. એની હિસાબી વ્યવસ્થા ઉપરાંત બિલો બનાવવાં, ટપાલ લખવી, 'ઊર્મિનવરચના'નાં રેપર ઉપર સરનામાં કરવાં, સ્પેસીમેન કોપીને રેપર કરવાં, પેકેટ તૈયાર કરી દોરા બાંધવા, એને ટપાલમાં નાખી આવવા સુધીનાં અતિ સામાન્ય લાગતાં કામ પણ ઈશ્વરભાઈ ઘેર હોય ત્યારે સૌની સાથે આખર સુધી કરતા રહ્યા છે.

## હજારો કુટુંબોની સ્નેહસાંકળ

ઈશ્વરભાઈ દેશમાં હોય ત્યારે જૂના મિત્રો-સંબંધીઓને ત્યાં અવારનવાર જતા જ રહે અને હળવામળવાના સંપર્ક દ્વારા સંબંધો જીવંત રાખતા જ રહે એમાં જૂના મિત્રો, મુરબ્બીઓ, લેખકો, પ્રકાશકો ઉપરાત આફ્રિકાના સંબંધીઓને પણ અવાર નવાર મળતા રહે. વળી આફ્રિકાના સંબંધીઓનાં સગાં વહાલાં હોય એમને ત્યાં પણ જાય. એમને આફ્રિકાના સમાચાર આપે અને એમની પાસેથી આફ્રિકા માટે સમાચાર લેતા આવે, ચીજ વસ્તુ લાવ્યા હોય તે

પહોંચાડે અને આફ્રિકા દેશ માટેની લેતા આવે વળી દેશમાંથી કોઈ પોતાના આફ્રિકામાં રહેલા સગાની ખબર કાઢવાનું કહે તો એ ખબર પણ સગા જેટલા સ્નેહથી કાઢતા આવે દેશના અને પરદેશના સંબંધીઓનાં દેશ-પરદેશમાં જે સગાં સ્નેહીઓ હોય એના પણ ખબર અંતર પૂછતા રહે અને એ બધાના વ્યવસાય, વ્યવહાર પ્રસંગો અને સુખ-દુઃખથી માહિતગાર રહે અને જ્યાં જાય ત્યાં લાગતાવળગતા સાથે એમનાં સુખ દુઃખની આપલે કરે, આથી ઈશ્વરભાઈ દેશ પરદેશના બારે વ્યાપક ગુજરાતીસમાજ વચ્ચે અંકોડારૂપ અને આત્મીય બની રહેલા. સૌની સાથે એમના લાગણીના સંબંધો જ વિકસતા રહેતા.

## આત્મનિર્ભર ઈશ્વરભાઈ

એક તો ઈશ્વરભાઈ ઘણા ઓછાબોલા, વળી અતિ નમ્ર અને લાગણીભાવી એથી કશા પ્રયોજન વગર પણ મૈત્રિ-સંપર્ક જાળવી રાખવા હળતા મળતા રહે. એમાંથી કેટલાક એવું પણ માની બેસે કે અમે મોટા છીએ એથી ઈશ્વરભાઈ અમને મળવા આવે છે. એમાં એમને ઈશ્વરભાઈની મોટાઈ ન દેખાય, પણ પોતાની દેખાય અને ઈશ્વરભાઈ વિષે ઉણો ભાવ બાંધે, આમ છતાં ઈશ્વરભાઈએ કદી મનમાં લીધું નથી. એ તો એક સરખા માનવભાવથી જ મળતા રહેતા. પોતા પૂરતો બહુ સંબંધ જ્યાં ન કેળવાયો હોય અને પોતાને બહુ સંબંધ કેળવવાનું કારણ ન હોય એવા સંબંધીઓ કે સમારંભ-મેળવડાઓમાં ઈશ્વરભાઈ ભાગ્યે જ બોલે, એથી પણ કેટલાક ઈશ્વરભાઈ વિષે ગેરસમજ બાંધી બેસે એવું બનતું. ઈશ્વરભાઈએ કોઈ કામ પૂરા વિશ્વાસથી કોઈને સોંપ્યું હોય અથવા જ્યાં એમને પોતાના જેટલો જ પરમ વિશ્વાસ હોય ત્યાં ઘરના નાના મોટા પ્રસંગોમાં પણ ઈશ્વરભાઈને ભાગ્યે જ કાંઈ કહેવાનું હોય ને પ્રેમભાવે અબોલપણે પૂરો સંતોષ વ્યક્ત કરતા બેઠા હોય. પ્રસંગ પછીની સંપૂર્ણ રચનાના યોજક પોતે જ હોય, પણ જ્યાં કોઈ વિશ્વાસ ને પ્રેમપૂર્વક કામ ઉપાડી લે ત્યાં એને સંપૂર્ણપણે સોંપી દઈને સાક્ષીભાવે અબોલપણે ઉત્સાહ પૂરતા રહે. પણ ઈશ્વરભાઈને પૂરા ન પીછાણનાર એમના વિષે ગેરસમજ જરૂર બાંધે ને ઈશ્વરભાઈની આત્મનિર્ભરતા ન સમજી શકે.

## ઊંચી રૂચિનો આદર્શ

કોઈ મિત્રે પરાણે કોઈ ચીજ વસ્તુ આપેલ હોય એ સિવાય એમની પસંદગીનો ટેસ્ટ ઘણો ઊંચો રહેતો. પછી એમાં શાક બકાલાથી માંડીને રેશમી કે ઊની વસ્ત્રો હોય, દાંતિયાથી માંડીને તેલ સાબુ હોય, વાસણથી માંડીને ઘરના સુશોભનના અલંકારો હોય કે પછી હરકોઈ ચિત્ર કે કલાનો નમૂનો. પરદેશથી આવતા ત્યારે બાળકો માટે એક એક ચીજ જે લઈ આવતા તે ઉપયોગિતા; રંગ, રૂપ. આધુનિકતા ને આકારમાં એટલી સુંદર હોય કે સૌ ખુશ થઈ જાય. દેશમાં પ્રવાસે જતા ત્યારે ખાદીની ઉત્તમ શાલ, સાડી, ટુવાલ કે નેપકીન લાવ્યા જ હોય. એ જ રીતે જે દેશમાં જાય ત્યાંથી પૈસાની પહોંચ હોય તેવાં સુંદર રમકડાં લેતા જ આવતા. એથી ઘરનો એકાદ ખંડ કે કબાટ રૂપકડા પ્રદર્શન જેવા શોભી ઊઠતા. પસંદગીનું મારૂં ધોરણ ઘણું ઊંચું, પણ એમની પાસે હા ભણવી પડતી. એ પોતે કદી કોઈ ચીજનાં વખાણ ન કરે પણ એવી રીતે રજૂ કરે કે આપણે સામે ચાલીને એનાં વખાણ કરવાં પડે. એમની એ કળાએ જ એમને સર્વત્ર સફળતા અપાવેલી. સામી વ્યક્તિ ન વખાણે તો પોતે તો કાંઈ બોલ્યા જ હોતા નથી, એટલે કશું ગુમાવતા જ નહિ.

## દંપતીની દિલાવરી

ઈશ્વરભાઈની દિલાવરીનો અનુભવ તો એમની સાથે સંસર્ગમાં આવનાર કોઈકને જ નહિ થયો હોય. સામાનું મન જાણી લઈને ખબર ન પડે તેમ ચીજવસ્તુઓ પહોંચાડી દે. એમાં કપડાંથી માંડીને સુકો. મેવો ને ઊંચી જાતની પેનથી માંડીને નાની મોટી રકમોનો પણ સમાવેશ થતો હોય. પણ જમણો હાથ આપે તો ડાબો હાથ ન જાણે એમ તેઓ આપતા. ભાગ્યે જ કોઈને ખબર પડવા દે અને એવી ખબર પડી જાય ત્યારે હસી નાખે. ઘણીવાર તો પોતાની પાસે ન હોય ત્યારે ઉછીના લાવે ને આપી

છો. એવી એમની દેણગીમાં કેટલાય લેખકોનાં ઘરખર્ચ કે દીકરી દીકરાનાં લગ્ન સુદ્ધાં ઉકેલ્યાં છે. લખાવ્યા પહેલાં આગોતરી રકમો આપી આપીને. પણ એનું ઘણું શ્રેય વિદ્યાબહેનને ફાળે જાય છે અને વિદ્યાબહેને જ્યારે જેને જે આપવા ઈચ્છ્યું એમાં ઈશ્વરભાઈએ ઉત્સાહ પૂર્યો હશે પણ કદી અવરોધ નથી નાખ્યો. હિસાબની બાબતમાં બેયની હરિફાઈ ચાલે. ત્યારે પોતાની પાસે કેટલું છે એનો વિચાર બેમાંથી એકેયે નથી કર્યો.

## ભૂખ્યા સૂઈ રહે એટલા સજ્જન

દેવામાં જેટલા ઉદાર એટલા લેવામાં અતિ સંકોચશીલ અને શરમાળ. સામેથી જોઈતી કોઈ ચીજ ભાગ્યે જ માગે. આપણે સામે ચાલીને સમજી જઈએ ને આપીએ તે જુદી વાત. ખાવામાં પણ એટલા જ શરમાળ. પહેલવાની શરીર. ઊગતી વયમાં ખાવા સારી પેઠે જોઈએ. પણ જે કોઈ જેટલું પીરસે એટલાથી ચલાવી લ્યે. ધરાય નહિ, પછી હું પડખે બેઠો હોઉં તો મને કહેશે કે તું માગ ! પછી હું વધુ લઈને એના ભાણામાં મૂકું. એમની આ શરમાળ પ્રકૃત્તિ છેવટ સુધી એવી ને એવી રહેલી. ઘેર પણ વિદ્યાબહેન એમને સમજી જઈને પીરસે. પણ બીજા કોઈને ઘેર ગયા અને ઓછું પીરસાય તો ઓછું ખાઈ લ્યે સાંજે નાસ્તાની કોઈ ઘર પતાવે તો પોતે નાસ્તો કરી લ્યે. સાંજે કોઈને ત્યાં ન રંધાય તો કદી પોતાની ખાવાની ઈચ્છા વ્યક્ત ન કરતાં ભૂખે સૂઈ રહે. આવું તો એમણે કૈંકને ત્યાં દિવસો સુધી કર્યું છે ને શરીરનું વજન સુદ્ધાં ગુમાવ્યું છે. આમ જેમને ત્યાં ઊતર્યા હોય એમને અનુકૂળ થવાની તો અસાધારણ વૃત્તિ. લાંબા કાળથી પૈસા રોકાતા હોય એને ત્યાં ઉઘરાણીએ ગયા હોય પણ સામાની સ્થિતિ નબળી લાગે કે મોંઘા પડતા લાગે તો પૈસા માગ્યા વગર પાછા આવતા રહે.

## સ્વાદ ઊંચા – તાસીર અનુકૂળતાની

એમની રૂચિ પ્રત્યેક બાબતમાં ઊંચી રહેતી. કપડાં પસંદ કરવામાં તેમ પહેરવામાં પણ. એ જ રીતે તમામ વસ્તુઓ એમની પાસેથી ઊંચી પ્રકારની નીકળે. નબળીનું નામ નહિ એમની સંકોચશીલ પ્રકૃતિને કારણે લાંબા વરસો સુધી ઘણાને તો એમ જ લાગેલું કે ઇશ્વરભાઈને તો જે હોય તે ચાલે. અને ઇશ્વરભાઈ એમ જ ચલાવી લેતા. ઘરમાં પણ. પણ છેલ્લાં કેટલાંક વરસોથી રસોઇની ચીજ વસ્તુની પોતાની વિશિષ્ટ પદ્ધતિથી એવી વાતચીત કરે કે ઈશ્વરભાઇના રસોઈના ટેસ્ટ બીજી બધી વસ્તુની જેમ ઊંચા છે એટલું જ નહિ પણ રસોઇની સમજદારી પણ ઘણી છે એવો ખ્યાલ આવવા લાગ્યો. આમ છતાં ભાખરી, દૂધ ને શાક હોય તો બીજું કાંઈ ન માગે. ગુજરાતમાં લાડુ – લાપસીને સુખડીમાં પૂરા પાકા હળવદીઆ. એ રૂચિ એમની ઓછા વધતા પ્રમાણમાં આખર સુધી રહેલી, પણ પછી તો એમણે ગળપણ છોડેલું. જમવામાં આટલા બધા સરળ હોવાને કારણે સતત ૨૫ વરસ સુધી તેઓ પરદેશમાં સૌના સ્વજન બનીને રહી શક્યા. પ્રત્યેક ઘરે એમને આત્મીયજન તરીકે જ જાણ્યા છે, મહેમાન તરીકે નહિ.

## બહાર ભારે-અંદર હળવા

આટલા ગંભીર ઈશ્વરભાઇ કામકાજનો ભાર ન હોય ત્યારે ઘરમાં હળવા ફૂલ થઈને હસે અને હસાવે. સવારના ચાના ટેબલથી જ ગાતાં ન આવડે તોય ગાય, શ્લોક યાદ પૂરો ન હોય તોય બોલે. જેનાં ચરણ કદી પૂરાં ન કરે એવી કવિતનું એકાદ ચરણ એમને કાયમ સ્ફુરી આવે ને મુશાયરામાં ગાય તેમ ઉલટાવી ઉલટાવીને કંદને મોકળો મૂકીને ગાય. અમે બધા ખડખડાટ હસીએ ને કહીએ કે 'બહાર કોઇક સાંભળશે તો ગાંડા ગણશે, ધીરે બોલો !' તેમ તેમ તો જોર જોરથી ગાય. ગદકાં કરે ને હસાવે પહેલાં તો કોઇક કંઇન કંઈ કારણે ગંભીર બની ગયું હોય તો એને હસાવ્યે રહેતા. છોકરાં સાથે ધીંગામસ્તી પણ એવી કરે. પહેલાં તો અમે બે જણ પણ દોડાદોડને ફટાફટી બોલાવી ઘર માથે લેતા. પહેલાં છોકરાંને અને ત્યાર-બાદ છોકરાંનાં છોકરાંઓને ન આવડે તોય વાર્તાના

ટોડા ઝીંકે, છોકરાંય સમજી જઈને હસી પડે ને અમેય હસી પડીએ. ખૂબ કુટુંબવત્સલ. બાળકોને ફેરવવા-ફેરવવા લઈ જાય, રાખે, રમાડે ને વાર્તા ન આવડે તો ય કરે. બાળકોને લીલાં પીળાં પહેરાવવામાં તો કાંઈ કસર નથી રાખી. બરાબર બીજી પેઢી સુધી એ લાગણી વરસતી રહી.

## ભાઈબંધી જીવી ગયા

ઈશ્વરભાઈ શાંત, હું તેજ. ઈશ્વરભાઈ ધીરા, હું વેગવાન. ઈશ્વરભાઈ નરમદિલ, હું ઉર્મિલ. ઈશ્વરભાઈ સહીષ્ણુ, હું ઉગ્ર. આમ છતાં એકબીજાના પૂરક બની રહ્યા. એમણે મારી આમન્યા કદી નથી ઉથાપી. મેં એમની એવી જ મરજાદ જાળવી છે. એક બીજાને જાળવી ગયા અને ભાઈબંધી જીવી ગયા. બાકી ભાઈબંધી 'જીરવવી અને જીવવી એ ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે. આટલા અમે ગંભીર પ્રકૃતિના, પ્રૌઢ બન્યા તો ય નવરાશની પળે અમે એકબીજાની એવી હસી-મશ્કરી કરીએ કે કોઈ ત્રાહિત સાંભળે તો એને એમ જ લાગે કે આ બેય હજી બાળક જેવા જ રહ્યા છે. જીવનભર એકબીજાની મરજાદ સાથે એક બીજાની લહેર ઉડાવતા જ રહ્યા છીએ. નહિ તો ભારેખમપણું અમારી ભાઈબંધીને ખાઈ ગયું હોત. ઈશ્વરભાઈ ખૂબ મર્મીલા હતા. ખૂબ સમજતા ને ખૂબ મર્મ કરી શકતા. ટાણું આવ્યે મરમને ધારદાર બનાવી શકતા. લોકસાહિત્ય પરિવારના કચ્છના અંજાર ગામે મિલન-સંમેલનમાં રાજકોટથી અમે વીસેક જણા ટુરીંગકારમાં નીકળેલા. ત્યારે લોકસાહિત્યકાર મિત્રોમાંથી કેટલાક આજે ય એમના મર્મીપણાને યાદ કરે છે.

## રોવાં જોવાં ને વળાવવાં

નિરૂભાઈ અમારી નવ નવ વરસની મહેનત છતાં હાથતાળી દઈને હાલ્યો ગયો. અમારું લોહી થીજી જતું લાગ્યું. ભીતરની હરિયાળી વેરાન બનતી લાગી. કલમમાંથી કંપ વહ્યો ગયો. થયું કે હવે ફરી આંગળાં કદી નહિ કોળે. પણ અબોલ ઈશ્વરભાઈ નિરૂભાઈના અને મારા એમ બેવડા દુઃખે ડોવાતો હતો. એનાં બેવડાં દુઃખ મેંથી કેમ જોયાં જાય? પછી ઈશ્વરની અમી ફૂંકે ભીતરી વેરાનને કોળામણ આવી. આંગળે અંકુરો ફૂટયા. તે દી હજી જુવાની પ્રૌઢાવસ્થામાં નહોતી પ્રવેશી. નવસ્વાધીન દેશના પ્રશ્નો પડકારી રહ્યા હતા. અને તે પછી ૨૫–૨૫ વરસ સુધી કાળભગવાને પીંછડી ઝાલીને સામાજિક ને સાંસ્કૃતિક ક્ષેત્રે જે કાંઈ કરાવ્યું તે કરતો ગયો. એ પછી સંજોગોએ શરીરે અને મને નિવૃત્તિનાં બારણાં ખોલીને મને અંદર ધક્કો માર્યો. સસલાને લાગ્યું કે બોડ મળી ગઈ. હવે કોઈ બીક નથી. અને છેલ્લાં ત્રણ વરસથી કાળભગવાને સ્વજનોના મોતની ગમખૂટ રમત માંડી. રોવાં જોવાં અને આપ્તજનોનાં દારુણ મોત માથે અંજલિ-રૂપે ઠાલવવાં એવાં જાણે ત્રેવડાં દુખથી નિવૃત્તિમાંથી મને પ્રવૃત્ત કરી દીધો. એમાં ઈશ્વરભાઈના અકાળ અવસાને તો ભીતર ભાંગી નાખ્યું. જીવન માથે અંધકાર ફરી વળ્યો. જાણે કદીએ જીવનનાં અજવાળાં ન ભાળવાનાં હોય એવો.

## સ્વજનોનો અડીખમ આધાર :

૨૨મી ડિસેમ્બરે ઘુંટાતી સંધ્યાએ એ ગોઝારો અકસ્માત બન્યો. ૨૩મીએ બપોરે સમાચાર મળતાં એ મધ્યાહ્ન અમારા માટે કાળરાત્રિ સમો બન્યો. આઠ દી ને આઠ રાત જીવનમાં વેદના ઘુંટાયા કરી અને નવમે દિવસે 'ઊર્મિ'ના જાન્યુઆરીના અંક ઉપર ઈશ્વરભાઈની તસ્વીર મૂકતાં માથે એટલું જ લખી શક્યો :

"કીસે બંધાણું પાળ, સાયર ફાટયો સાંખડા !"

ઈશ્વરભાઈના દુઃખે ઝૂરતાં અંતરના જખમોમાંથી નીંગળતા આંસુઓનો સાયર ફાટે એને આશ્વાસનની-સમજાવટની કઈ પાળ બાંધવી? ક્યાં પાળ બાંધવી? પણ કુટુંબ-પરિવાર સામે નજર નાખું ને એ બેવડા દુઃખે ડોવાતું લાગે. નિરૂભાઈ ગયો ત્યારે મારી પડખે ઈશ્વરભાઈ ઊભો હતો. ઈશ્વરભાઈ જતાં હવે કુટુંબની પડખે કોણ? એમને મારે દુઃખી થઈને બેવડાં દુઃખી કરવાં? મારી વેદનામાં એમનાં જીવતર ઘોળવાં? સ્વજનોએ સજાગ કરી દીધો. અડીખમ થઈને પડખે

ઊભાં રહ્યાં. અમારાં તૂટી પડતાં મનને ટેકા દઈ દઈને હૈયાધરી દીધી. દિલને માંડમાંડ દાટા દેવા. પણ લખ્યું લખાય નહિ. બોલ્યું બોલાય નહિ. વેદના ને વિચાર, વિચાર ને વેદનાના ગોઝા ઊપડે. ફેબ્રુઆરીના 'ઊર્મિ'ના અંકમાં વાર્તા, પ્રસંગો ને દુહાઓમાં વલોવાતું અને વિચારે ચડતું મારું જ ચિત્ર ઊતર્યું. વેદના અને વિચારના મંથનમાંથી વિવેકની મીંદડી મનને ઊંચું લાવવા મથતી રહી ને માર્ચના અંકમાં એનાં પ્રતિબિંબ ન પડયાં.

## આઘાતમાંથી ઊઠેલા અનુકંપ

એપ્રિલના આ સ્મરણાંકમાં જીવન-મૃત્યુનાં મનોમંથન ઇચ્છા-અનિચ્છાએ પણ ઊતર્યાં. પણ ઇશ્વરભાઇ માટે શું લખું? ઈશ્વરભાઈનું જીવન અમારાથી જુદું પડયું નથી ત્યાં એમના મૃત્યુ વિષે શું લખું? જ્યાં નજર નાખું ત્યાં ઈશ્વરભાઈ જડાયેલ છે. અરે, આ પેનથી લખું છું તે પેન ૨૫ વરસ પહેલાં એ જ મારા માટે લઈ આવેલા. એક વાર સરિયામ રસ્તે પડી ગયેલી તે પણ પાછી મળી આવી. ૨૫-૨૫ વરસ સુધી જે કલમ વડે અંતરનાં ઊર્મિ-સ્ફુરણનાં આદાન-પ્રદાન કર્યાં એ કલમ ઈશ્વરભાઈના મરશિયા કેમ કરીને ગાય? ઈશ્વરભાઈનું જીવન અમારા માટે હજી સ્મૃતિ નથી બન્યું ત્યાં એમની જીવન-વિસ્મૃતિ કેમ કરીને આલેખાય? લખવું તો ઈશ્વરભાઇને મારાથી જુદા પાડીને ને? કે પછી મારે મારાં જ રૂપ-અરૂપ આલેખવાં? જીવન-વાદ્યના જુજવા તારો-માંથી એક બનેલા સંગીતને ફરી જુજવા તારો કરીને એનું બેસુરું વાદ્ય બજાવવું? અમારા જૂજવા પ્રકૃતિ-ધર્મોમાંથી એકસુરીલું બનેલું ગાન હજી ગૂંજી રહ્યું છે. એને આઘાત લાગતાં ઊઠયા એવા અનુકંપો અહીં આલેખ્યા છે.

*

ઈશ્વરભાઈ જતાં આપ સૌએ ઉત્કટ સ્નેહમાંકળ ખોઈ અને અમે સહુએ એક અન્મિત્ર ગુમાવ્યા. ઈશ્વરભાઈને હમણાંથી ઝાઝું મળાયું નહતું. મળવાની અમારી બન્નેની ઈચ્છા હતી પણ જોગ નહોતો મળતો. એકવાર વિમાનઘરે મળી જતાં અમને બન્નેને અત્યંત આનંદ થયેલો. મારા પિતા સદ્ગત દાદા-સાહેબ માવલંકરનો ઈશ્વરભાઈ અને ભારતી સાહિત્ય સંઘ સાથે નિકટનો નાતો વર્ષો સુધી રહેલો. એ મધુર સ્મરણો વાગોળતાં આજે મારું હૈયું ભરાઈ આવે છે. ઈશ્વરભાઈની સાહિત્યસેવા, પ્રકાશન પ્રવૃત્તિ, વિદ્યાવ્યાસંગ પ્રીતિ પ્રશંસનીય અને પ્રદીર્ઘ રહેલાં. સદ્ગતને હું પ્રેમાદરપૂર્વક વંદન અને શ્રદ્ધાંજલિ અર્પું છું. મારી પત્ની સૌ. પૂર્ણિમા ને હું બલકે સમગ્ર માવલંકર કુટુંબ આપ સહુને આ શોક ક્ષણે સહૃદય દિલસોજી ને ઊંડી સહાનુભૂતિ પાઠવીએ છીએ.

**પુરૂષોત્તમ ગણેશ માવલંકર (અમદાવાદ)**

*

સમાચાર જાણીને આઘાત થયો. ઈશ્વરભાઈનું પરદેશમાં મોટર-અકસ્માતમાં આમ અચાનક અવસાન થાય તેની કલ્પના જ સ્તબ્ધ કરી મૂકે છે. સમાચાર જાણી તમને કેટલું દુઃખ થયું હશે તે વિચારું છું ત્યારે વિશેષ દુઃખ અનુભવું છું. જીવન કેટલું નશ્વર છે તેનું આથી વિશેષ બીજું કયું દૃષ્ટાંત હોઈ શકે? છેવટ આવી પડેલી પરિસ્થિતિ સ્વીકારવી જ રહી. બદલાયેલી સ્થિતિમાં આપણું શું કર્તવ્ય છે તેનો જ વિચાર કરવો રહ્યો. તમે ધૈર્યપૂર્વક આ માર્ગ અપનાવી શકશો તેવો મને વિશ્વાસ છે.

**જગુભાઈ પરીખ (ભાવનગર)**

સ્વાતંત્ર્ય સંગ્રામની સરફરોશ

# સિપાહીગીરીના સામુહિક જીવનનો એક સિતારો ઈશ્વર

કાંતિલાલ મ. શાહ

૧૯૩૧ની સાલ, ગાંધી–ઈરવીન સંધિ થઈ ગઈ અને દેશવ્યાપી આમ–મુકિતની જાહેરાત થતાં અમે જેલમુકત બન્યા. મુકત થયેલા સૈનિકો, સુબેદારો, સરદારો વગેરેનાં ઠેર ઠેર સામૈયાં થયાં. તાલુકાના બધા વિભાગોની છાવણીઓમાં રહેતા સૈનિકોનું ટોચનું સંમેલન ધોલેરામાં થયું. એમાં જેમ વિજયનો ઉન્માદ હતો તો આત્મગૌરવ ને સંતોષ પણ હતો.

આ સંમેલનમાં કરાંચીથી આવેલા માણેક અને આચાર્ય જયંત, રતિલાલ ગ્રાટકિયા અને જીવરાજ મહેતા, મોહનલાલ શેઠ અને હરજીવન સોગીયા વગેરેને તો હું ઓળખતો હતો. તેમાં ઇશ્વરે હાજરી આપી હતી કે કેમ તે યાદ નથી. પરંતુ સંમેલન વીખરાયા પછી. એકાદ દોઢ મહીના બાદ ધોલેરાની પુણ્ય ભૂમિમાં ગામડાઓમાં સેવાનો સંકલ્પ કરી કામ કરવા માટે ફરીને અમે એકત્ર મળ્યા ત્યારે ઈશ્વરનો સૌથી પ્રથમ ભેટો થયો–સૌથી પહેલો પરિચય થયો. અને તે પણ એવી અણધારી રીતે, એવી વિચિત્ર રીતે કે એ પ્રસંગ આજે પણ એવો ને એવો હજીય મને સાંભરે છે !

વાત આમ બની.

સાંજનો સમય હતો. છાવણીનું મકાન સાફ-સુફ કરી કાર્યથી પરવારી દિવસના અંતે અમે સૌ સૈનિકો ધોલેરા શહેરની બહાર ભાગોળમાં ફરવા નીકળેલા. સાથે મોહનલાલ મહેતા (સોપાન) અને વજુભાઈ શાહ વગેરે વડીલો હતા તેમ જ નાનો રતુ (શ્રી રતિલાલ કોઠારી) મોટો રતુ (શ્રી રતુભાઈ અદાણી), જયમલ, ભિખ્ખુ, (ભિખાલાલ ધ્રુવ), મનુ (શ્રી મનુભાઈ પંચોળી દર્શક) સુરિંગ, રાણીંગ બાબરિયા, ધીરૂભાઈ, પુરૂષોત્તમ જેચંદ મહેતા અને ઈશ્વર વગેરે શાગીર્દો હતા. એક વજુભાઇ અને મોહનભાઈને બાદ કરતાં બાકીના બધા તેવતેવડી ઉંમરના હતા. વળી સરફરોશીની તમન્નાવાળા એક આદર્શને વરેલા મિત્રો હતા આથી બધા એકબીજાને 'તું' કહીને જ બોલાવતા 'તમે' શબ્દ તો જીભ ઉપર આવતો જ ન હતો. અને તે સ્વાભાવિક હતું. એ વખતે અમે સૌ હાથમાં મોટી મોટી લાકડીઓ રાખતા. ગામડામાં કાદવ કીચડમાં પ્રવાસ માટે એનો ટેકો ઉપયોગી નીવડતો. તે દિવસે પણ અમે સૌ હાથમાં મોટી મોટી લાકડીઓ લઈને નીકળ્યા હતા અને વાતોના તડાકા મારતા હતા.

એ વાતોના તડાકા વચ્ચે એક મિત્રે બીજા એક યુવકનો પરિચય આપતાં કહ્યું : " આ અમારો ઈશ્વર, વ્યાયામવીર છે. એના મોટાભાઈ ભૂપતભાઈ તો મેડલિસ્ટ છે. છાતી ઉપર મોટા પથ્થર ભંગાવે છે ને સાંકળો તોડી નાખે છે. ઈશ્વર એના જેવો તો નહિ પણ એની નાનકડી આવૃત્તિ જેવો છે. પહેલવાન છે. કુસ્તી સારી જાણે છે. દંડ બેઠક અને વ્યાયામથી શરીરને સારી રીતે કેળવ્યું છે. લકડી પટ્ટા ને લાઠીની બંદીશ તો એવી સરસ જાણે છે કે જોઇને તાજુબ્બ બની જવાય. તેના પર ગમે તેવા ઘા કરો તે પણ ચપળતાથી તેને રોકીને લાઠી પર ઝીલી લે."

મને એની વાતમાં રસ પડયો. કારણકે અમે પણ (અમે એટલે રતુભાઈ અદાણી, રતુભાઇ કોઠારી, હું વગેરે) અમરેલીના સમર્થ વ્યાયામ મંદિરમાં એવી જ કસરત કરીને શરીર ઘડયું હતું. અમે પણ દંડ, બેઠક, કુસ્તી, લેઝિમ ભાલા મલખમ ફરી ગદકા, લાઠીની બંદેશ વગેરેની તાલીમ લીધી હતી. શીખવામાં ફક્ત એક ઢાલ તલવાર બાકી હતા !

મેં કહ્યું 'એમ ? ગમે તેવો ઘા કરૂં તોયે એ ઝીલી લેશે ?'

મિત્રે કહ્યું, "હા." મારી અંદરનો વ્યાયામવીર સળવળી ઊઠયો. મેં ઈશ્વરને પડકાર કર્યો : 'જો હું લાઠીનો ઘા કરું તો તું ઝીલી શકીશ !'

તેણે કહ્યું, 'જરૂર'

મેં કહ્યું, "તો થઈજા તૈયાર !" અને એ જ મિનિટે મેં લાઠી હવામાં તોળી ને હજી એ સાવધાન થાય એ પહેલાં જ એના માથા પર ઝીંકી દીધી.

ઈશ્વરને એટલી ખબર નહિ કે હું આટલી ઝડપથી આ કાર્યને અમલમાં મૂકીશ. એટલે એ થોડા અસાવધ રહ્યો. ને લાઠીનો ફટકો તો બરાબર એના માથા પર પડી જ ગયો. માથામાં મોટી ફૂટ પડી. એમાંથી ખળ ખળ કરતું લોહી એના વાંકડિયાવાળને ભીંજાવી ચહેરા પર દદડતું એણે પહેરેલાં ખાદીના શુભ્ર વસ્ત્રને રંગવા લાગ્યું. ઘા કળ વળી જાય તેવો હતો પણ મોઢામાંથી નહિ અરેરાટીનો ઉંહકાર કે નહિ હાયનો સીસકારો. બીજા સાથીઓ મને ઠપકો આપવા લાગ્યા પણ એની જીભ ઉપર નહિ ઠપકાનું વેણ કે આંખમાં નહિ રોષનો અણસાર. એના હાથમાં લાઠી હતી. ધારત તો એ મને ફટકારી શકત. એ પણ એણે કર્યું નહિ ! હું તો એ શાંત મૂર્તિની સામે જોઈ જ રહ્યો.

કંઈજ ન બન્યું હોય એટલી સહેલાઈથી હસતાં હસતાં જ તેણે આ પ્રસંગ ઝીલી લીધો. એના મનની ઉદારતા, એના ક્ષમાના ભાવ, એનો પ્રેમ બધા આંખો વાટે આવીને મારા હૃદય ઉપર ચોટ કરી ગયો. ઘા તો મેં કર્યો હતો પણ એના પ્રેમ અને ઉદારતાના વળતા ઘાએ મારા પર ચોટ કરી દીધી. હું એથી ઘાયલ થયો. ગયો તો હું જીતવા પણ હું જ એનાથી જીતાઈ ગયો !

આ બધું ધોલેરાની પાદરમાં સાંજને ટાણે સૂર્યાસ્તની છાયામાં અડતાલીસ વર્ષ પહેલાં બે પાંચ મિનિટમાં જ બની ગયેલું, પણ એ આખું ચિત્ર મારા મનમાં આટલા લાંબા ગાળા પછી પણ એવું ને એવું જ અકબંધ કોતરાયેલું પડયું છે. હું ચિત્રકાર હોઉં તો આજે પણ એ પ્રસંગને આબેહૂબ ચીતરી શકું !

એ પછી અમારું સેવા જીવન શરૂ થયું. ધોલેરાને અમે અમારા સૈનિક સંઘનું મુખ્ય મથક બનાવ્યું અને દરેક સૈનિકે પોતપોતાના થાણા પસંદ કરી લીધાં. ભડિયાદ, કાદીપુર, ઓતારિયા, કામાતળાવ, સરસલા, આંબલી, ભાણગઢ, મીંગલપુર, હેબતપુર, રાહાતળાવ, ખારી આંબલિયાળા, એમ ધોલેરાની આસપાસના દસબાર માઈલની ત્રિજ્યાના ગામો પસંદ થયા. મોટું ગામ હોય તો એક અને નાના નાના પાસે પાસે હોય તો બે. બધા સૈનિકો વચ્ચે મુશ્કેલમાં મુશ્કેલ સ્થળ પસંદ કરવાની હોડ ચાલતી. દરેક સેવકે અઠવાડિયામાં છ દિવસ ગામડામાં રહીને કામ કરવાનું અને સાતમે દિવસે પગપાળા કૂચ કરીને ધોલેરા આવી કામનો અહેવાલ આપવાનો. ખર્ચ પેટે દરેક સૈનિક દીઠ અથવા મથક દીઠ રૂપિયા પંદર મંજૂર કરવામાં આવતા. તેમાંથી ખાવા પીવાનું, ટપાલ અને બીજું પરચુરણ ખર્ચ ચાલતું. છાપામાં છ પૈસાનું 'સૌરાષ્ટ્ર'નું ને એક આનાનું 'નવજીવન' આવતાં તે અમે વાંચતા. રહેવાનું ગામની પાણી ધર્મશાળામાં અને જ્યાં ધર્મશાળા ન હોય ત્યાં ગ્રામજનોએ આપેલ માટીના ઓરડામાં. અમારે ગરીબોની સાથે ગરીબ થઈને રહેવાનું હતું.

એ વખતે ભાલના એ ગામડાઓમાં રહીને સેવા કરવી એ કેટલું બધું કપરું અને વિષમ કામ હતું તેનો આજની પેઢીને ખ્યાલ પણ ન આવે ! ભાલમાં ચાર મહીના બરાબર વરસાદ વરસે એટલે ગામડાની ફરતાં દરિયાની જેમ પાણી ફરી વળે. એ પછી શિયાળાના બધા જ મહીના અને ઉનાળાના એકાદ દોઢ મહીના સુધી માદળ ગામને ફરતી અરધા માઈલની ત્રિજ્યામાં રહે. માદળ એટલે ભાલની ચીકણી માટી ને ઉપર પાણી તેમાં સાંજ સવાર ઢોર ચાલીને અંદરના રસ્તાને ખાડાખબડા વાળી બનાવી દે. અંદર પગ મૂકીને ચાલીએ તો લપસી પડીએ અથવા ભય દઈને બાવળના કાંટા ભોંકાય. એમાં પગરખાં પહેરીને ચાલવાનું પણ મુશ્કેલ. ચાલવા જઈએ તો પગરખાં નીચેના કીચડમાં ફસાય જાય ને ફક્ત ઉઘાડો

પગ જ બહાર નીકળે. આમ જ્યાં પગરખાં ને કાંટારખા કામ ન કરે ત્યાં અમારા ચંપલના તો શા ભાર કે એ પહેરીને ચલાય? તેથી ઉઘાડે પગે જ લાકડીનો ટેકો દઈ ચાલવાનું બનતું. આથી દરેક પ્રવાસેથી પાછા ફરીને સૈનિકોએ પગમાંથી કાંટા કાઢવાનું કામ કરવાનું ચાલુ રહેતું. નહાવાનું આઠ દિવસે મળે. સૌથી મોટો ત્રાસ તો શૌચ જવાનો. શૌચ માટે જાજરૂ તો શેનાં હોય? ખુલ્લામાં જવાનું એટલે ગામથી દૂર જવું પડે ચોમાસામાં તો માકળ અને મચ્છરોનો ત્રાસ. એક મિનિટ પણ ઉઘાડામાં બેસાય નહિ. સળગતુ છાણું લઈને ધુમાડો કરી મચ્છર ભગાડી શૌચ ક્રિયા થાય. આવી અનેક જાતની અગવડો વચ્ચે સ્વયંપાકી બનીને ગામડામાં રહી રાત્રિશાળા ને દિવસની શાળા ચલાવવાની. રેંટિયાના વર્ગો કાઢવાના. લોકોને કાંતતા અને પીંજતા, વાંચતા અને લખતાં શીખવવાનું, આરોગ્ય ને સ્વચ્છતાના પાઠ ભણાવવાના. રામાયણ ને મહાભારત તેમજ દેશભક્તિની કથાઓ કહી સંભળાવવાની. ઘેર ઘેર જઈ લોકસંપર્ક સાધવાનો પોતાનું દળણું પોતે દળી લેવાનું. પોતાની રસોઈ પોતે બનાવી લેવાની. ભાખરી અને શાક અથવા રોટલા ને દાળ. ઉપર કુંગળીનો દડો ને ગોળનું દડબું. દહીં છાશ મળે તો ઠીક નહિ તો હરિભજન. સામાનમાં બે ત્રણ જોડી ખાદીના જાડાં ધોતિયાં અને ખમીસ તથા પાથરવાની શેતરંજી ને ઓઢવાની ચાદર. ભલા હોય તો ઘરનો ગરમ કામળો પિતળની એકાદ બે થાળી–વાટકા ને એકાદ બે તપેલી. આ અમારું રાચરચીલું. બાકી રેંટિયો ને પૂણી, એકાદી હાથ – પીંજણ, અને રૂનો કોથળો, થોડાં પુસ્તકો. આ અમારી સંપત્તિ. આવું સાદું અમારું જીવન ને સાદી અમારી રહેણી કરણી. ત્યાં રહેવામાં બીજાને ઘણી જ અગવડ લાગે, ભય જેવું લાગે. ઘડીએ ને પહોરે રસોડામાં કે ઓરડામાં વીંછી ને કાન ખજુરા આંટા મારતા હોય. ક્યારેક છાપરામાંથી સાપ પણ ડોકિયાં કરી જાય ગામને છેવાડે વીંછી ને કાનખજૂરા તો બધાં નાખી જાય. અને અમારો મુકામ તો એ છેવાડાના મકાનમાં જ હોય. તેથી સાપ વીંછી કાનખજૂરા અમારા કેન્દ્રના મકાનમાં આવે. આવી અગવડ અને ભયભરી સ્થિતિમાં બીજાને તો ઘણી જ મુશ્કેલી લાગે પણ અમને તે દિવસે આનંદ જ રહેતો. આજે તો એ દિવસોની કલ્પના કરતાં ધ્રૂજી જવાય છે! પણ તે દિવસે દુઃખ કે અગવડનો અણસાર પણ અમારા મનમાં નહોતો આવતો. દેશસેવા, માનવ સેવા અહિંસા મુક્તિની જ ધૂન અમારા પર સવાર થયેલી. ગાંધીજીના નામ ઉપર અમે 'ગાંધીના' માણસો ઓળઘોળ થઈ ગયેલા અને એથી જ ભાલના એ અબુધ ભોળાં ગામડિયા જનો અમારા ઉપર ઓવારી જતાં, અમારા સુખ દુઃખની સંભાળ રાખતા. પોતે ભૂખ્યાં રહીને અમને દૂધની ટબુડી પરાણે આપી જતા.

આવા જ એક ગામ સાંગાસરમાં ઈશ્વરનો પણ વાસ. કરાંચી જેવું સુંદર વિશાળ સંસ્કારી નગર અને તેનું સુખ સગવડવાળુ શહેરી ભુવન છોડીને એ અહીં દોડી આવ્યો. દેશસેવામાં પાગલ બનીને ફક્ત અઢાર વરસની જ ઉંમરે તે ગામડાના ગરીબ અબુધ અને છેવાડાના લોકોની સેવા કરવાની 'ગાંધીનાં માણસ' બનવાની તેના મનમાં ધૂન હતી.

અમારું આ સેવાજીવન સમૂહજીવન હતું. સમૂહ તપશ્ચર્યા હતી. સમૂહ ઉપાસના હતી. એ તપશ્ચર્યા અને ઉપાસના દ્વારા અમારે મુક્તિ મંદિરની દેવીને પ્રસન્ન કરવી હતી. એ રાષ્ટ્રની મુક્તિના એ સેવાયજ્ઞની વેદીમાં જવતલ હોમવા ઈશ્વર પણ અમારો સાથીદાર બન્યો હતો.

આ કાર્ય કરતાં કરતાં અમને અનોખી તાલીમ મળતી ગઈ. લોકોના હૃદય સુધી અમે સહજ રીતે પહોંચી ગયા. એમની પાસે જે કંઈ કામ કરાવવું હોય તે દેશને માટે કે સમાજના માટે તે લોકો કરવા તત્પર થતાં.

પરંતુ આ રીતે અમે નિરાંતે શાંતિથી અમારું સેવાકાર્ય કરતા હતા ત્યાં બહારથી સંગ્રામનો સાદ પડયો. સંધિકાળના એ ગાળામાં બ્રિટિશ હિંદમાં તો શાંતિ હતી પણ કાઠિયાવાડના દેશી રાજ્યોમાં અવારનવાર અશાંતિ ડોકિયાં કરી જતી. કોઈ રાજાના મૂર્ખ રાજા અને ઘમંડી દીવાનો અને કોઈના આપખુદ રાજાઓના મનસ્વી વર્તનથી દેશી રાજ્યોમાં

એક પછી એક સંઘર્ષ ઊભા થતાં ગયા કે ધોલેરાના રચનાત્મક ક્ષેત્રને છોડીને અવારનવાર ત્યાં લડાઇમાં ખેંચાવું પડયું એ પરિસ્થિતિમાં મેઘાણીભાઈએ ગાયેલું :

'બેસી જનારા કોણ દેશે બેસવા
આ હરઘડી સળગી રહ્યાં યુદ્ધો નવા
આશા તજો આરામ સેજે લેટવા
આગે કદમ આગે કદમ આગે કદમ

સંધિકાળમાં ધ્રોળ ને વણોદ, મોરબી ને ધ્રાંગધ્રા, અમરેલી ને ભાવનગર એમ કંઈ જગાઓએ સ્વદેશી પ્રચાર માટે અને તેની અટકાયત કરનાર રાજ્ય સામે સત્યાગ્રહની લડત લડવા માટે ધોલેરાનું રચનાત્મક કામ છોડીને વચ્ચે વચ્ચે આવી નીકળવું પડતું

એ બધી સત્યાગ્રહની લડતોમાંથી ઘણીખરીમાં અમે સૈનિકોએ બરાબર ભાગ લીધો છે અને ખુસી બતો અને દુઃખોનો સામનો કરી રાજ્ય સત્તા સામે ઝૂઝયા છીએ, અને એ દરેક લડતમાં બીજા મિત્રોની જેમ ઈશ્વર સાથે ને સાથે જ હોય.

સૌરાષ્ટ્રના ઉેવાડાના સુરેન્દ્રનગર જિલ્લામાં પાટડી પાસે વણોદ ગામ છે. તે વખતે ત્યાં એક મુસ્લિમ દરબાર ગાદી પર હતો. સ્વભાવે મોજિલો પણ બુદ્ધિનો બેવકૂફ. ધોલેરા સત્યાગ્રહમાં ભાગ લેનારા અમારા વતુંળના શ્રી વીરચંદ ભીખાભાઈ શેઠ અને તેના પિતા ઉપર તેણે એક વખત લખાણ મોકલાવ્યું કે 'તમને તમારો દીકરો જેટલો વહાલો છે તેટલી નામદાર બ્રિટિશ સરકાર અમને વહાલી છે. તમારા દીકરાએ તેના રાજ્યમાં જઈ કાયદાભંગ કરી જેલ ભોગવી છે તો તેનો ખર્ચ અહીંની તિજોરીમાં ભરી દેવો.' શ્રી વીરચંદભાઈ એક વખત ખાદીનો બન્યુ સૂકી, અરધું ખમીસ ને ખાદીની ટોપી પહેરી ગામમાં ગયેલા દરબારે ભરબજારે તેને થપાટ મારી તેનું અપમાન કર્યું. આવા દરબારની સાન ઠેકાણે લાવવા અમારા સંઘે નિશ્ચય કર્યો. ને સૈનિક સંઘના અમે સૌ વજુભાઈ શાહની સરદારી નીચે ચડી, બાંડિયું ને ધોળી ટોપીના કોંગ્રેસ સ્વયંસેવકોનો ગણવેશ ધારણ કરી વણોદમાં પ્રવેશ કર્યો. દરબારને ખબર પડતાં જ તે ગભરાઈ ગામને બીજે નાકેથી ઘોડાગાડીમાં બેસીને બાજુના ગામમાં નાસી ગયો ને તેના કામદારોને કહેતો ગયો કે સ્વરાજ્યવાળાને મનાવી લઈ એ જેમ કહે તેમ કરી દેજો ને લાડવા જમાડીને વિદાય કરી દેજો અને ખરે જ રાજ્યના કામદારે અમને સૌને લાડવા જમાડયા ને દરબારે પોતાના કૃત્ય બદલ માફીપત્ર લખી આપ્યું. આવો બેવકૂફ હતો વણોદનો દરબાર !

વણોદથી પાછા ફરી ધોલેરામાં ઠરીને ઠામ થયા ન થયાં ત્યાં ધ્રોળમાં બુંગિયો વાગ્યો. સમાચાર મળ્યા કે ધ્રોળમાં રાષ્ટ્રધ્વજ અંગેની તકરારમાં સમજૂતી અને સત્યાગ્રહ માટે ગયેલા કાઠિયાવાડના નેતા શ્રી ફૂલચંદભાઈ તેમના પચાસેક સાથીઓ સાથે પકડાઈ ગયા છે ને સત્યાગ્રહ યુદ્ધ ચાલુ થઈ ગયું છે. થયું,વળી અમે સૌ મિત્રોએ ખભે બગલથેલા નાખીને ધોલેરાથી ધંધુકા ને ધંધુકાથી રાજકોટ થઈ ધ્રોળને રસ્તે પડયા રસ્તામાં એક રેલ્વે સ્ટેશન આવ્યું ત્યાંથી ધ્રોળ સુધી એ વખતે ટ્રેઈન નહોતી તેથી પગ રસ્તે ચાલીને જવાનું હતું. અમારામાંથી કેટલાક મિત્રો પાસે પૂરા ચંપલ પણ ન હતા તેથી ઉનાળાના બળબળતા તાપમાં ઉઘાડા પગે ચાલવાનું થયું. આથી પગ દાઝવા લાગ્યા. આમાંથી બચવા કેટલાકે પગના તળિયા પર લંગોટ બાંધ્યા કેટલાકે કપડાના લીરા એ પણ પૂરા ન મળ્યા તેથી ભાઈ ઈશ્વર, જયમલ્લ અને બીજાના પગમાં ફરફોલા ઊઠી આવેલા. તોપણ લંગડાતા પગે ધ્રોળ પહોંચ્યા. મોહનભાઈએ રસ્તામાં જ ઝંડાનું એક યુદ્ધ ગીત રચેલું.

આગે બઢો આગે બઢો ફરકાતે યુદ્ધનિશાન
જંગે ચડો જંગે ચડો મેદાને મસ્ત જવાન
ત્રીસ કોટિ જહાં ઝૂકતે સબ આર્ય ઔર ઈસ્લામ
મિટ્ટિ મિલાને ઉસકો કરતા હૈ કૌન ગુમાન
લાખ લાખ ટુકડે હોને પે નહિ સહે અપમાન
આગે બઢો આગે બઢો ફરકાતે વિજય નિશાન.

આ પંક્તિઓ ગાતાં ગાતાં ધોળામાં પ્રવેશ કર્યો એ વખતે ખબર મળ્યા કે ફૂલચંદભાઈ વગેરેએ સત્યાગ્રહ શરૂ કર્યો છે. એ પછી ત્રણ દિવસ સુધી અમે સત્યાગ્રહ કર્યો. છેલ્લે દિવસે ગામમાં સરઘસ કાઢી ધોળાની મધ્યમાં આવેલા દરબારગઢ સામે ખુલ્લી બજારમાં સોએક જેટલા સત્યાગ્રહીઓ ધરણાં દઈને બેઠા, ને બળબળતો તડકો તપ્યા. ત્યાં ઉપરથી કમોસમી વરસાદના ઝાપટા ને છાપરા ઉપરથી ગંદા કાળા પાણીની ધારો ઝીલી. કપડાં કાળાં રંગાઈ ગયાં છતાં ઝંડો પાછો ન મળે ત્યાં સુધી અમે સૌએ ન ઊઠવાની પ્રતિજ્ઞા લીધી. સદ્ભાગ્યે લોકમતનું દબાણ થતાં રાજ્યને આખરે નમવું પડ્યું ને ઝૂંટવેલો ઝંડો પાછો આપવા દીવાન કબુલ થયા ત્યારે સમાધાન થયું. ને બીજે દિવસે ઝંડાનો જય જયકાર બોલાવી ચોકમાં સભા ભરી વિજયને વરીને ધોલેરા પાછા ગયા આમ ઈશ્વરની સાથે રહી અમે સૌ ભાઈબંધો કેટલી કેટલી લડતમાં સામેલ રહ્યા છીએ !

આવા જ એક નાગરિક સ્વાતંત્ર્યના નિભાવ માટે ને ધ્રાંગધ્રાની બહેનો પર તથા નિર્દોષ પ્રજાજનો પર લાઠીઓ પડી એ અન્યાયના નિવારણ માટે ધ્રાંગધ્રામાં લડાઈ આવી પહેલી ત્યારે કુડાની ઘોડાસારમાં અમને કેદ રાખવામાં આવેલા ને ૨૫–૩૦ જણ વચ્ચે એક ગુંગણું પાથરવાનું ને એક ઓઢવાનું તેની મજા (!) મળેલી ત્યારે ઈશ્વરે પણ એ લ્હાવો લીધેલો ને અમારી સાથે બાજરાના રોટલા ને મઠના શાકની દિવસોના દિવસો સુધી મહેફીલો માણેલી. તો રાજપુરના રાણીવાસમાં પરદા બીબીની જેમ પુરાયેલા. એક ઓરડીમાં ત્રણ ત્રણ. પોલીસોની ગાળો ખાધેલી. માર અને અપમાનો ભોગવેલા એ બધા દિવસો યાદ આવે છે !

૧૯૩૨ના આરંભમાં ગાંધીજી ઈંગ્લાંડની ગોળમેજી પરિષદમાંથી ખાલી હાથે પાછા ફર્યા અને તા. ૪–૧–૩૨ના રોજ મુંબઈ બંદરે ઊતર્યા ત્યાં સુધીમાં તો હિન્દુસ્તાનનું રાજકીય વાતાવરણ બગડી ચૂક્યું હતું. બ્રિટિશ સરકારે કોંગ્રેસની સાથે કરેલી સંધી તોડી નાખી અને દેશવ્યાપી ધરપકડો કરી. જુલમ દમનની લગામ છૂટી મૂકી દીધી. ગાંધીજી અને અન્ય દેશનેતાઓ પકડાયા. કોંગ્રેસની નાની મોટી ૧૦૦૦ જેટલી સંસ્થાઓને એ વખતના વાયસરોય લોર્ડ વિલિંગડને કલમના એક જ ગોદાથી વટહુકમ દ્વારા ગેરકાયદે જાહેર કરી. છેવટ ગાંધીજીની ધરપકડ થતાં જ દેશવ્યાપી સંગ્રામના ફરી મંડાણ થયા.

એ વખતે તો અમે સૌ ધ્રાંગધ્રાની જેલમાં હતા. પણ થોડા વખતમાં છૂટીને બહાર આવ્યા ત્યાં સામે નવી લડાઈ રાહ જોતી ઊભી હતી.। અમારી ધોલેરાની છાવણી કે જ્યાં રહીને અમે ભાલમાં ગ્રામ સેવાનું રચનાત્મક કામ કરતા હતા તે તો જપ્ત થઈ ગઈ હતી. ત્યાં જવાય તેમ નહોતું. રાણપુર, બરવાળા ને ધંધુકાની છાવણીઓ અને સમિતિઓ પણ ગેરકાયદે જાહેર થઈ હતી અ થી અમે બોટાદમાં છાવણીનું મથક નાખી ત્યાંથી ધંધુકા તાલુકાના બ્રિટિશ હિંદના મુલકમાં સૈનિકોને કાયદાભંગ કરવા મોકલીને તેનો સામનો કરવા લાગ્યા. એ અંગેના ઘણા સંસ્મરણો છે એમાંથી એકાદ બે જોઈએ.

ધ્રાંગધ્રાથી છૂટયા પછી હું થોડાક સૈનિકોને લઈ સૌથી પ્રથમ કાયદાભંગ કરી સાબરમતી જેલમાં પહોંચી ગયો. ને તેથી મારા સાથીથી વિખુટો પડી ગયો. પરંતુ બહાર ઈશ્વરભાઈ, રતુભાઈ, કેશુભાઈ, મનુભાઈ વગેરે સાથીદારો ઝઝૂમતા હતા. તેઓએ એક કાર્યક્રમ રચ્યો. ધોલેરાની સત્યાગ્રહ છાવણી ઉપર હલ્લો લઈ જવાનો. એ કામ સહેલું ન હતું. તાલુકાના સત્તાવાળાઓને ખબર પડે તો અડધે રસ્તેથી જ આંતરી લે ને સીધા જેલમાં મોકલી કાર્યક્રમ નિષ્ફળ બનાવી દે. પરંતુ ભાઈબંધો પણ કાચી માટીના ઘડેલા નહોતા. તેમણે ચાર–ચારની ટુકડી પાડી ને સત્તાવાળાઓને ખબર ન પડે એ રીતે ભાલમાં પ્રવેશ કર્યો. સાથે બે ત્રણ દિવસની ભાખરી બાંધેલી. બોટાદથી સારંગપુર ગયા ત્યાં રાત રહ્યા ને બીજે સવારે ચાલી નીકળ્યા. આમ ધીમે ધીમે ફરતાં નક્કી કરેલા દિવસે તેઓ ધોલેરાના પાદરમાં આવી ચડયા

અને મુખ્ય બજાર વીંધી સીધી છાવણી પર દોટ દીધી. મહાત્મા ગાંધીના જયજયકાર અને ઇન્કીલાબના ક્રાન્તિનાદની ઘોષણા સાથે તેઓએ આખું ગામ ગજવી મૂકયું. સૈનિકોમાંથી કેટલાક છાવણીના ઓટાના પગથિયા ચડી ગયા ને બારણા પર લાગેલું સીલ તોડવા આગળ ધપ્યા.

પણ ત્યાં તો રાત દિવસ પહેરો ભરનાર સિપાહીઓ સામનો કરવા તૈયાર હતા. સૈનિકોની ઘોષણા સાંભળી લોકો ઘરમાંથી બહાર નીકળ્યા ને દૂર ઊભા ઊભા એ દૃશ્ય જોઈ રહ્યા.

પોલીસોએ લાકડીઓ હવામાં તોળી ને ફડાફડ કરતા સૈનિકોને ઝૂડવા માંડયા. રતુભાઈ અદાણીના માથામાં બંદુકનો કુંદો પડયો તેનું માથું ફાટી ગયું. તે લોહી નીતરતા થયા. બીજા સાથીદારો ઈશ્વરભાઈ, કાનજીભાઈ, મગનલાલ સતીકુમાર, મનુભાઈ, કેશુભાઈ વગેરે બધા સારી પેઠે ઘવાયા. બધાના શરીર ઉપર બંદુકના કુંદા ને લાકડીઓના મારના લાલ લીલા ચકામા ઉપસી આવ્યા ને દિવસો સુધી તેની નિશાની રહી. એક ભાઈનો હાથ ભાંગી ગયો. આ બનાવોનું વિગતવાર વર્ણન કેશુભાઈએ તે દિવસે ટપાલમાં મોકલેલું તે સંગ્રામની પત્રિકામાં પ્રસિદ્ધ થયેલું ને કેટલાયે સૈનિકોને પ્રેરણા અને ઉત્સાહ આપતું રહ્યું !

એ પછી બધા ગિરફતાર થયા ને સૌને ૭ છ મહીનાની સજાઓ થઈ. થોડા દિવસ સાબરમતીમાં રાખ્યા પછી તેમની બદલી નાસિક જેલમાં થઈ. નાસિકમાં ગયા પછી બે દિવસમાં જ આ બધા સૈનિકોને જેલના સત્તાવાળાઓ સાથે અથડામણ થઈ. જેલમાં સાંજ સવાર રોજ બે વખત કેદીઓને જોડી જોડીમાં બેસીને ગણવાની પ્રથા હોય છે. પણ તેના મૂળ સ્વરૂપની રીત એવી કઢંગી હોય છે કે તેનો અમલ કોઈપણ સ્વમાન પ્રેમી કેદી ન જ કરે. જેલના દારોગા ને ઉપરી અધિકારી આવે ત્યારે માત્ર બબ્બેની લાઈનમાં જ બેસવું, એમ નહિ, પણ ઊભડક બેસી માથું નીચું નમાવી પગ ઉપર હાથ રાખવાના અને દારોગાઓ પસાર થાય ત્યાં સુધી ચૂપચાપ બેસી રહેવું. ચૂં કે ચા કર્યા વગર માથું નીચું જ નમાવી રાખવાનું. જેથી નજર સરખી કરવી નહિ. મૂળ તો ગુનેગાર કેદીઓને અને ભયંકર ચોર, ડાકુ તથા ખૂનીઓને પાળેલ પશુ બનાવવાની આ એક જંગલી પદ્ધતિ હતી. આ પદ્ધતિને ક્રિમીનલ કેદીઓ બરાબર અનુસરે પણ આઝાદી માટે લડવા ને મરવા નીકળેલા કોઈપણ સ્વમાન પ્રેમી સૈનિક તેને કેમ તાબે થાય ? તેથી રતુભાઈ, મનુભાઈ, ઈશ્વર અને તેમની પાર્ટીના બધાજ મિત્રોએ તેનો સામનો કરવાનું નક્કી કર્યું.

એક દિવસ દારોગા પાસે ખબર આવ્યા કે સુપરિટેન્ડન સામ – બડા સાબ આવે છે. તેથી તેઓ બધા કાચી મિનિટમાં જ પાઘડી–પટા ઠીક કરી તૈયાર થઈ ગયા ને જેલના તમામ કેદીઓને પોત પોતાના વોર્ડમાં હારબંધ બેસવાના હુકમો થઈ ગયા. આ બધું ચૂપચાપ થોડી મિનિટોમાં જ પતી ગયું. જમાદારે ઈન્સ્પેક્શન શરૂ કર્યું. સ્વરાજના સૈનિક-કેદીઓ બબ્બેની લાઈનમાં બેસી ગયા, પણ હંમેશ મુજબ તેમની મોજમાં આવે તેમ !

આ જોઈ તેમણે વોર્ડરને ફટકાર્યા ને કહ્યું : 'ઈન સવરાજવાલેકુ કાયકુ કાયદા નહિ સીખાતા ?' પછી પોતે જ કાયદો શીખવવા હુકમ કરવા લાગ્યો 'દેખો, ઐસા નહિ ઠીક સે બેઠો, કાયદે સે બેઠો.' કહીને તે ક્રિમીનલ કેદીઓ નીચી મુંડી કરી પગ પર હાથ રાખી ગરદન ઝુકાવી પાળેલાં પશુની જેમ બેઠા હતા તેની તરફ આંગળી ચીંધી જોરથી બરાડી ઊઠયો. "દેખો ઉસી કી તરહ બેઠો."

સાંભળીને ધોલેરાના સૈનિક કેદીઓ જોરથી હસી પડયા. જમાદારના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમણે તુરત જેલરને રિપોર્ટ કર્યો. જેલર અને હવાલદારોની ફોજ દોડતી આવી. તેઓએ પણ સત્યાગ્રહી કેદીઓને ખૂબ ધમકાવ્યા, હડબડાવ્યા. જેલના કાયદો તોડયો તો કાનૂન મુજબ સજા થશે એવી બીક પણ બતાવી. પણ આ બધા સત્યાગ્રહી જેલના કાનૂનોને ઘોળીને પી ગયા હતા. જેલનો કાયદો તૂટવાની ને તેની સજાની તેઓને પરવા ન હતી. તેમણે સ્વમાનનો ભંગ

કરનારા આ કાયદાનો છડેચોક ભંગ કર્યો. આથી બધાને દરવાજે રજૂ કરવામાં આવ્યા. તેમના પર ખટલો થયો ને તેમને ગુણી કપડા, ચડ્ડી, અધારી ખોલી, દંડા બેડી, આડા બેડી, ઊભા બેડી, જે ખાઈને પુષ્કળ ઝાડા થઈ જાય એવી મીઠાંની ગંજી (રાબ) વગેરેની સજા થઈ. રોજ જેલના સત્તાવાળાઓ તેમને પૂછી જાય કે કેમ હવે પગ પર હાથ રાખીશ કે? ને રોજ સૌ મક્કમ મને ના પાડે એ. પછી ફટકાની પણ ધમકી આપેલી ને ગેરકાયદેસર મારપીટ પણ શરૂ થઈ. સુરતના અમૃતલાલ નામના એક ભાઈ ઉપર તો એટલો માર પડયો કે માર ખાતાં ખાતાં જ તે બેભાન થઈ ઢળી પડયા. આખી કોટડીની ફરસબંધી લોહીલોહાણ થઈ ગઈ. બબ્બે દિવસ સુધી તે ભાનમાં જ આવ્યા નહિ. બીજાઓનો પણ હવે વારો આવશે ને તેમની પણ તે જ દશા થશે એવી ધમકી સત્તાવાળાઓ તરફથી મળી. આમ છતાં ધોલેરા અને ગુજરાતના એ બધા સૈનિકો છેવટ સુધી અડગ અને અણુનમ રહ્યા. તેમને આખો દિવસ ખજવાળ ચાલુ રહે એવા ગુણી કપડાં તો ઠીક પણ છ છ કલાકો આડા બેડી અને ખડાબેડી પહેરાવી જેલની દિવાલ સાથે તેમના ઊંચા કરેલા હાથને બેડીઓમાં જકડી દીધા. પેશાબ કરવા માટે વોર્ડર નાડી છોડી ને ફૂંડું મૂકી જાય ત્યારે એ જ સ્થિતિમાં ઊભા ઊભા પેશાબ કરવાનો. આમાં કેટલુંક બહાર પડે. છેવટ વોર્ડર આવીને ચડ્ડી ઊંચી કરી નાડી બાંધી જાય ને ફૂંડું ખૂણામાં યથાસ્થાને મૂકી જાય. આવી આકરી ને બેહૂદી સજા સ્વમાનને ખાતર તેઓએ હસતાં હસતાં સહી લીધી.

સૌરાષ્ટ્રના ખાનદાન અને આબરૂદાર કુટુંબના આ સંસ્કારી યુવાનોએ જેલની આવી નરકયાતનાઓ ભોગવી, પણ દુશ્મનોને નમતું ન આપ્યું. ભૂલાભાઈ દેશાઈ, સ્વામી આનંદ, અમૃતલાલ શેઠ વગેરે કોંગ્રેસના આગેવાનો એ વખતે નાસિક જેલમાં હતા. તેમણે ગુજરાત–સૌરાષ્ટ્રના આ જુવાનોની બહાદુરીને બિરદાવી. તેમના સ્વાર્પણથી યુવાનોને પ્રેરણા અને બળ મળ્યા.

નાસિક જેલનો પ્રશ્ન જગબત્રીશીએ ચડયો. નેતાઓના પ્રયત્નથી તે પ્રસિદ્ધ થયો. અખબારોમાં તેની ચર્ચા ચાલી. છેવટ જેલ સત્તાવાળાઓને નિરૂપાયે પગલાં લેવા પડયાં. આઈ. જી. પી.ની તપાસ પછી નાસિકના જેલર જનરલ રોસને સસ્પેન્ડ કરવામાં આવ્યો. તેની વિરુદ્ધ કારવાઈ ચાલી ને તેને માત્ર દંડની જ નહિ, પણ જેલની સજા કરવામાં આવી ને જે જેલમાં જેલર તરીકે સત્તાનો દોર ચલાવતો હતો તેમાં તેને કેદીની હાલતમાં દિવસો ગુજારવા પડયા. આ વિજયનું શ્રેય ઈશ્વરભાઈ, રતુભાઈ અને બીજા જુવાનોને ફાળે જાય છે!

કેટલા પ્રસંગો ગણાવું? જેમ જેમ લખું છું તેમ એક પછી એક પ્રસંગોની હારમાળા ડોકિયાં કરી જાય છે. પણ હવે તો ઈશ્વર સાથે સંકળાયેલો લડતનો એક છેલ્લો પ્રસંગ રજૂ કરીને જેલના અને સંગ્રામના આ સંસ્મરણો અહીં પૂરાં કરીશ.

૧૯૩૨–૩૩માં એ વખતના હિંદના વાયસરોય લોર્ડ વિલિંગ્ડને જાહેર કરેલું કે ગાંધીની ચળવળને હું સાત દિવસમાં ખતમ કરી નાખીશ. પણ સાત દિવસને બદલે સાત અઠવાડિયા અને સાત મહિના પૂરા થઈ ગયા. વરસ વળોટ પણ પૂરું થયું છતાં ચળવળ ચાલુ જ રહી. ભારતના સત્યાગ્રહી દેશભક્તોએ ગાંધીજીની ગેરહાજરીમાં પણ સવિનય કાયદાભંગ અને સંઘર્ષના કાર્યક્રમો આપીને સંગ્રામની ધારા સતત ચાલુ જ રાખી. આવો એક હિંદ વ્યાપી કાર્યક્રમ હતો, સરકારે ગેરકાયદેસર જાહેર કરેલી કોંગ્રેસનું અધિવેશન ભરવાનો અને તે પણ બીજે ક્યાંય નહિ, પણ બ્રિટિશ હિંદની એ વખતની રાજધાની દિલ્હીમાં. આ માટે દરેક પ્રાંતમાંથી પ્રતિનિધિઓ મોકલવાના હતા અને સરકારની આંખમાં ધૂળ નાખી એની નજર સામે અધિવેશન ભરી તેના અસ્તિત્વને પડકાર કરી પ્રજાનો પૂર્ણ સ્વરાજનો હક્ક સાબીત કરવાનો હતો. આ અધિવેશનને નિષ્ફળ બનાવવા બ્રિટિશ સરકારે પોતાના છૂપી પોલીસના માણસોને દેશભરમાં પાથરી દીધા હતા ને કોઈપણ પ્રાંતમાંથી કોંગ્રેસના પ્રતિનિધિ અને સૈનિકો દિલ્હી જાય એ પહેલાં તેમને ગિરફતાર કરીને

જેલ ભેગા કરવાના હતા.

આ અધિવેશનમાં ભાગ લેવા માટે સૌરાષ્ટ્રમાંથી જે ચાર-પાંચ જુવાનોને મોકલવામાં આવેલા તેમાં રતુભાઈ અદાણી અને ઈશ્વરલાલ દવે એ બે જણ હતા. સરકારી માણસોની આંખમાં ધૂળ નાખી ભૂલ-ભૂલામણીના આટાપાટા રમતા બંને જણ દિલ્હી પહોંચી ગયા ને અધિવેશનને ઠરાવેલે દિવસે અને સમયે પહોંચી જવા સુસજ્જ થઈ તેઓ ચાંદની ચોક તરફ જવા નીકળ્યા. પણ એ આખા રસ્તા ઉપર તો સશસ્ત્ર દળો ને લાઠીધારી લાલ પાઘડીવાળા પોલીસોની ભરમાર હતી ને કોઈપણ ધોળી ટોપીવાળાને અથવા ઉઘાડા માથાવાળા ખાદી ધારીને અટકાવી માર મારી પાછા કાઢતા હતા. રતુભાઈ અને ઈશ્વરને માટે હવે વટનો સવાલ હતો. દેશની આબરૂનો સવાલ હતો, તેઓ મારની પરવા ન કરતા સોટીઓ ઝીલતા ચાંદની ચોક સુધી દોડતા પહોંચી ગયા ને પછી ખિસામાંથી રાષ્ટ્રધ્વજ ફરકાવતા ઇન્કિલાબ ઝિન્દાબાદની ઘોષણા કરતા કોંગ્રેસ અધિવેશનના સ્થળે દોડયા. પછી તો લાઠીઓનો જાણે વરસાદ વરસ્યો. બંને જુવાનો લાઠીના મારથી પડી ગયા છતાં બીજી પળે ઊભા થઈ આગળ વધવા પ્રયત્ન કરવા લાગ્યા. ચાંદની ચોકના તમામ વેપારીઓ અને દુકાનદારોના મોમાથી 'વાહ જવાન, વાહ જવાન'ના પ્રશંસા બોલ નીકળી ગયા. છેવટ જ્યારે તેઓ ઘવાઈને અર્ધા બેહોશ જેવા ધરતી પર પડયા રહ્યા ત્યારે દિલ્હીના એ દેશવાસીભાઈઓએ તેમને ઊંચકી દુકાનમાં લીધા. શરબત અને પતાસાનું પાણી પાયું. અને થોડો આરામ લીધા બાદ નવું ચેતન આવતા વળી પાછા સત્યાગ્રહ કરવા નીકળી પડયા. વેપારીઓ તેમને પ્રેમથી સમજાવતા રહ્યા ને થોડો વખત બંને પક્ષે મીઠી ખેંચતાણ ચાલી. તે દિવસે કાર્યક્રમના યોજકોએ ઠરાવેલા સમય અને સ્થળે કોંગ્રેસનું અધિવેશન મળ્યું અને બ્રિટિશ સત્તાને હિંદમાથી ખતમ કરવાનો ને આખર સુધી ઝૂઝવાનો ઠરાવ પસાર કરવું ગયું. બ્રિટિશ સલ્તનતની આબરૂ માટીમાં મળી ગઈ. એની સફળતામાં ઈશ્વર જેવા નવજુવાનોનો હિસ્સો જેવો તેવો ન હતો, '૩૦-૩૨ની લડતના સ્વરાજ્યના સંત્રી ઈશ્વરની આ કામગીરી દેશને ચોપડે ને ઈશ્વરને ચોપડે નોંધાઇ ગઈ.



૧૯૩૩-૩૪માં પૂર્ણ સ્વરાજની બીજી લડત પૂરી થયા પછી ધોલેરા સત્યાગ્રહના સૈનિકો વીખરાયા એટલે ઈશ્વર કરાંચી ગયો અને હું સૌરાષ્ટ્રમાં રહ્યો. એક વરસ દક્ષિણામૂર્તિમાં કામ કર્યું ને બીજે વરસે કાશી વિદ્યાપીઠમાં ભણવા ગયો. એ દરમ્યાન ઈશ્વર ત્યાં કરાંચીમાં રહી મોટાભાઈને પ્રેસ ચલાવવામાં મદદ કરતો. ધોલેરાના મિત્રો પત્રવ્યવહાર દ્વારા એકબીજાની પ્રવૃત્તિથી માહિતગાર રહેતા.

ચારેક વરસ પછી વિધિના વિધાન મુજબ ફરી એકવાર સાહિત્ય પ્રવૃત્તિએ અમને જોડયા. કરાંચીથી એ વખતે એક માસિક નીકળતું હતું: 'ઊર્મિ' તેના પ્રકાશક ઈશ્વરના મોટાભાઈ હતા. આ બાજુ ભાઈ જયમલભાઈ સ્વાણીએ વજુભાઈના તંત્રીપણા નીચે 'નવરચના' માસિક શરૂ કરેલું. વખત જતાં બંને માસિકોનું જોડાણ થયું. ઉપરાંત બીજી ગ્રંથમાળાઓની યોજનાઓ પણ થઈ. આ બધા પાછળ પ્રેરક બળ શ્રી મોહનલાલ મહેતા (સોપાન)નું હતું. અમે મિત્રો સૌ ભેગા થયા ને એમાંથી ભારતી સાહિત્ય સંઘનું સર્જન થયું. જયમલાઈ સ્વાણી, મોહનભાઈ મહેતા, ઈશ્વરલાલ દવે, લક્ષ્મીદાસ ગાંધી અને હું સૌ એમાં સક્રિય રીતે જોડાયા. પાછળથી તારાચંદ સ્વાણી પણ આવીને અમારામાં ભળ્યા. ભારતી સાહિત્ય, સંઘનો ઉદ્દેશ પ્રજાને પોષક, પ્રેરક અને માર્ગદર્શક સાહિત્ય સસ્તે ભાવે આપવાનો હતો. રાષ્ટ્રીય, ધાર્મિક અને સામાજિક સુધારણા તરફ એની ગતિ હતી. તેની કિંમત લોકોને પોસાય એટલા માટે વાર્ષિક ગ્રાહકો નોંધવા માટેની એક યોજના કરી હતી. ચાર રૂપિયા જેવી નજીવી કિંમતમાં પાકાપૂંઠાના હજારેક પાનાનાં પુસ્તકો આપવાનું નક્કી થયું. આના પ્રચાર માટે સંઘના મિત્રો અને કાર્યકરો હિન્દુસ્તાનના પ્રાંતે પ્રાંતમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ રહેતા હતા ત્યાં ત્યાં ગયા. આવા એક

પ્રવાસમાં ઈશ્વર ને હું સાથે હતા ને બિહાર, ઓરિસા, બંગાળ ને બર્મામાં ફરેલાં. તેના ઘણા સ્મરણો અત્યારે યાદ આવે છે. ભારતી સાહિત્યમાં કામ કરનાર જુવાનોની સ્થિતિ દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી જેવી હતી. દરેક જણ તેને ભાગે જે જે કામ આવે તે રાજી ખુશીથી ઉપાડી લેતા. તેમાં ઝાડુ કાઢવાની ને ઘરની રસોઈ બનાવવાથી માંડીને સાહિત્યના સંપાદન, પ્રકાશન અને વેચાણનું બધું જ કામ પોતપોતાની શક્તિ અને રુચિ અનુસાર કરવાનું રહેતું. એક રીતે જોઈએ તો આ સત્યાગ્રહ છાવણી હતી, તેમ તાલીમ શાળા પણ હતી. સૌની સહિયારી આવક અને સંયુક્ત કુટુંબ જેવો આ કાચો પાકો ઘાટ હતો. આમાં ઈશ્વર પણ દરેક કામમાં સાથે ને સાથે જ હોય. અમારા મિત્રોમાં તેના લગ્ન સૌથી પહેલાં થયેલાં. એથી બહેન વિદ્યા પણ આ સંયુક્ત કુટુંબનો ભાર વહન કરવા આવી પહોંચેલી. વિદ્યાના આવતાં જ તેના નિખાલસ સ્વભાવ અને હેતભર્યા વર્તાવને કારણે તે અમારા સંયુક્ત કુટુંબમાં દૂધમાં સાકરની જેમ ભળી ગઈ ને વરસો સુધી બધા જ કાર્યકર્તાઓને કુટુંબીજનો માની પ્રેમ ભાવે જમાડયા, સેવા સુશ્રુષા કરી એના મીઠાં સ્મરણો પણ અનેક છે. પણ એ અહીં અસ્થાને છે. અહીં તો ફક્ત એટલું જ બતાવવાનો ઉદ્દેશ છે કે ઈશ્વર અને વિદ્યા અમ નવજુવાનોના કુટુંબમાં કેવા દૂધ-સાકર ન્યાયે ભળી ગયા હતા! આમ છતાં એક પ્રસંગ અહીં ટાંકવાનું પ્રલોભન હું રોકી શકતો નથી.

વિદ્યા પરણીને આવી ત્યારે સોળ-સત્તર વરસની છોકરી હતી. બહુ સીધી સાદી નિખાલસ. એની ઓળખાણ તો ઈશ્વરને લીધે થયેલી અને એ રીતે સ્નેહાળ ભાભી તરીકે લેખું તો તેમાં કંઈ અજૂગતું ન કહેવાય! પરંતુ કોણ જાણે કેમ એ આવી તેના પહેલા જ દિવસથી મેં તો એને નાની બહેન તરીકે ગણી છે. અને એ રીતે તેને ચીડવવામાં, હેરાન પરેશાન કરવામાં, ટીખળ કરવામાં મેં મજા માણી છે. તોફાન-મસ્તી તો એ દિવસોમાં અમારો ખોરાક હતો. આમ તો વિદ્યા અમને ખૂબ પ્રેમથી જમાડતી ને જ્યારે જ્યારે જે કંઈ ખાવાની ઇચ્છા થાય એ કરી આપતી. પણ એક દિવસ મને મસ્તી સૂઝી કે આજે મારે એને હેરાન કરવી છે!

સવારના દસ વાગે અમે બે ત્રણ મિત્રો જમવા બેઠા. સાત આઠ માણસની ભાખરીનો લોટ એણે બાંધેલો અને અમે જમવાની શરૂઆત કરી. ભાખરી ઉતરતી જાય અને હું ખાતો જાઉં. ખબર નથી તે દિવસે કેટલી ભાખરી ખાધી. પણ જેટલો લોટ બાંધ્યો હતો એ બધો અમે બે ત્રણ જણે જ ખલાસ કરી દીધો. અમે હસતા જઈએ, ટીખળ કરતા જઈએ ને ખાતા જઈએ. ધૂંવા પૂંવા થતી વિદ્યા ભાખરી વણ્યે જતી હતી. તે મનમાં ને મનમાં અકળાતી હતી તેના ચહેરા પર અંતરના ઉકળાટની લાલીના ચિતરામણ થવા લાગ્યા હતાં. તેની ભ્રમર ખેંચાઈને ગુસ્સાનો વળાંક લઈ ગઈ હતી. પણ અમે તો ખાવાનું ચાલુ જ રાખ્યું, હસવાનું ચાલુ જ રાખ્યું. છેવટ તેણે લોટનો ડબો ઊતારી ભોંય પર ધબ દઈને પછાડયો ને બીજો લોટ બાંધવા લાગી. બાંધતાં બાંધતાં તેનો ગુસ્સો આંસુ રૂપે બહાર નીકળ્યો. ટપ ટપ કરતા ભાખરીના નવા બંધાતા લોટમાં એના આંસુ પડયા. જોરથી એ રડી પડી. તેની પહેલી મિનિટ સુધી અમે ખડખડાટ હસતા જ રહ્યા, કટાક્ષ કરતા રહ્યા, ચીડવતા જ રહ્યા. પણ બનાવે જે રૂપ લીધું એવું તો અમે પણ ધાર્યું ન હતું. અમને પણ પછી તો પશ્ચાતાપ થયો ને રિસાયેલી, દુઃખી થયેલી એ બેનને મનાવવા પૂરો પ્રયત્ન કર્યો. આજે પણ કોઈવાર મળીએ છીએ ત્યારે એ પ્રસંગ યાદ કરીને બંને જણ હસી પડીએ છીએ.

આજે સંયુક્ત કુટુંબમાં સગા ભાઈની પત્નો સાથે આવો પ્રસંગ બને તો સંભવ છે કે તેને ખોટું લાગે, એમાંથી વડચડ થઇ જાય. પણ તે દિવસોમાં કૌટુંબિક ભાવના કેવી હતી એ બતાવવા જ આ પ્રસંગ ટાંકયો છે. ઇશ્વરની ઉદાર દૃષ્ટિ અને મિત્રના નિર્વ્યાજ સ્નેહભાવનાથી જ આવા પ્રસંગો બની શકયા અને તે પણ કશી જ કટુતા વગર!

વાસ્તવમાં આવા પ્રસંગો જ અમારી મિત્રતાને ઘનિષ્ઠ બનાવવામાં કારણભૂત બનતા !

વાત તો કરવી હતી ભારતી સાહિત્ય સંઘના ઉગમ કાળની, તેની વિકાસ કથાની, ને તેમાં ઈશ્વરે આપેલા ફાળાની. પણ એ બાજુ પર રહી ગઈ ને હું અંગત સ્મરણોમાં સરી પડયો. હા, તો સંઘના વિકાસમાં ઈશ્વરનુ પ્રદાન તેનું આગવું હતું, મૌલિક હતું. શરૂઆતમાં તે લેખક અને પ્રકાશક બંને હતો. સંપાદનનું કામ પણ તે કરતો હતો. તેણે લેખન ચાલુ રાખ્યું હોત તો કદાચ તેના લખેલા કેટલાંક પુસ્તકો આપણને મળી શકત. પરંતુ મારી દૃષ્ટિએ તેનામા લેખક કરતાં સંપાદકનું તત્ત્વ વિશેષ જોરદાર હતું. પ્રકાશક અને વિક્રેતાની શક્તિ પણ તેનામાં વિકસિત થયેલી હતી. પણ સંપાદન કાર્યમાં એનો આત્મા વિશેષ ઝળકી ઊઠતો. ગુજરાતમાં કેવા કેવા લેખકો સફળ નીવડી શકે તેમ છે એ તેની સહજબુદ્ધિ તુરત જ પારખી લેતી અને એવા લેખકોનો સંપર્ક સાધી તે તેમની પાસે નવા નવા લખાણો તૈયાર કરાવી પ્રસિદ્ધ કરાવતો. લેખકોને યથા કાળે પુરસ્કાર અને પ્રસિદ્ધિ બંને મળતાં તેથી તેઓ પણ રાજી થઈને તેના કાર્યમાં સહકાર આપતાં. શ્રી પન્નાલાલ પટેલ અને ઈશ્વર પેટલીકર જે પાછળથી ખૂબ જ લોકપ્રિય નીવડયા તેના શરૂઆતના પુસ્તકોનું પ્રકાશન, વેચાણ અને નવું બજાર ઊભું કરવામાં ને તેની બહોળી પ્રસિદ્ધિ કરવામાં ભારતી સંઘ અને ઈશ્વરલાલ દવેનો ફાળો નાનો સૂનો ન હતો. ઈશ્વરના પુરુષાર્થે તેમાં ઘણો ભાગ ભજવ્યો છે.

ભારતી સંઘના પ્રથમના તબક્કામાં શ્રી મોહનલાલ મહેતા (સોપાન)ના 'અંતરની વાતો,' અંતરની વ્યથા', 'સંજીવની' 'પ્રાયશ્ચિત' વગેરે પુસ્તકોએ લોકપ્રિયતા પ્રાપ્ત કરી તો બીજા તબક્કામાં પન્નાલાલ અને પેટલીકરે એ મેદાન સર કર્યું. શ્રી ઝવેરચંદ મેઘાણીના પ્રકાશનોને ભારતી સંઘ તરફ વાળવામાં ઇશ્વરનો ઘણો મોટો હાથ છે. લેખકોને સંતુષ્ટ રાખવાની અને રીઝવવાની કળા તેને સહજસિદ્ધ હતી એમ કહું તો ખોટું, નથી. મેઘાણીભાઈના ઘણા પુસ્તકોની આવૃત્તિઓ શરૂઆતમાં ભારતી સંઘ તરફથી જ પ્રકાશિત થયેલી. તેમાં તુલસીક્યારો, વેવિશાળ અપરાધી, પ્રભુ પધાર્યા જેવી નવલકથાઓ, વેરાનમાં પરિભ્રમણ, પરકમ્મા અને બીજાં એવાં કેટલાક વિવેચન પુસ્તકો વગેરે ભારતી સંઘ પ્રસિદ્ધ કરી શકયો તે ઈશ્વરને જ આભારી છે. છેલ્લે છેલ્લે 'કાળચક્ર'ની તેમની છેલ્લી નવલકથા અધૂરી મૂકીને એ ચાલ્યા ગયા ત્યાં સુધી પ્રકાશક ઈશ્વરભાઈએ મેઘાણીભાઈ સાથેનો સંબંધ ચાલુ રાખેલો. જે કોઈના સંપર્કમાં આવે તેનો પ્રેમ જીતી લેવાની ઈશ્વરની આગવી કળા હતી. મેઘાણીભાઈને માત્ર લેખન પૂરતી જ નહિ, પણ ઘરમાં મોટાભાઇ તરીકે રાખી તેના જીવનની ખાસિયતો જાણી ખાવા પીવા અને આરામમાં એટલી કાળજી ભરી વ્યવસ્થા કરી આપતો કે મેઘાણીભાઈને એ સ્વજન જેવો – અનુજ જેવો, આત્મીય બંધુ જેવો લાગતો. પછી એમનો પ્રેમ અને આગ્રહ ભરી વિનંતી એ શી રીતે નકારી શકે ? ઈશ્વરના લેખકો સાથેના આવા પ્રેમ અને આત્મીયતાભર્યા વર્તાવને લીધે જ તે માત્ર મેઘાણીભાઈ પાસેથી જ નહિ, પણ પન્નાલાલ, પેટલીકર, અને બીજા સુપ્રસિદ્ધ લેખકો પાસેથી પુસ્તકો મેળવી શકેલો. આ આત્મિયતા જ તેના પ્રકાશક તરીકેના જીવનની સફળતાની ચાવી હતી.

સંઘ દ્વારા પ્રકાશિત એ વખતના ઘણાં પુસ્તકો અને તેમાં ભાઇ ઈશ્વરે ભજવેલા ભાગની વિગતવાર ચર્ચા કરવાનુ અહીં શકય નથી અને જરૂરી પણ નથી. પણ સંઘના પ્રસિદ્ધ થયેલા પુસ્તકોમા જે 'મણિ' સમું ઝળકે છે, એ 'બાપુસાઈના દીવા'નો ઉલ્લેખ તો અહીં કરી જ દઉં. એ પુસ્તકે જેમ શ્રી મેઘાણીભાઇ તેમ પ્રકાશક તરીકે ઈશ્વરને પણ યશ અપાવ્યો છે. એના દસ્તાવેજી મૂલ્યને તેમજ બીજી અનેક વિશિષ્ટતાઓને કારણે એ પુસ્તક માત્ર ગુજરાત અને ભારતમાં જ નહિ, પણ વિશ્વસાહિત્યમાં મૂકવા લાયક છે. અને તેથી જ પૂ. કાકાસાહેબ જેવા સાહિત્યકાર અને સંસ્કૃતિના મર્મજ્ઞ વિદ્વાને એનો અનુવાદ ભારતની પ્રાદેશિક ભાષાઓમાં જ નહિ, પણ વિશ્વની જુદી જુદી ભાષાઓમાં થાય એવી અભિલાષા વ્યકત કરી છે.

આ પુસ્તકનાં સર્જનમાં ઇશ્વરે ભજવેલો ભાગ,

ઘણો ઉલ્લેખનીય છે. એની રચનામાં જેમ રવિશંકર મહારાજ અને મેઘાણીભાઈનો આગવો ફાળો છે, તેમ ભાઈ ઈશ્વરનો પણ એમાં નમ્ર છતાં સબળ ફાળો છે. એના વિનંતીસભર આગ્રહને માન આપીને મેઘાણીભાઈ અને રવિશંકર મહારાજનું મિલન શક્ય બન્યું ન હોત તો આ પુસ્તક પ્રસિદ્ધ ન થઈ શક્યું હોત. આ ત્રણેમાંથી એક પણ તત્ત્વની ગેરહાજરી હોત તો જે ઉત્તમ રીતે આ પુસ્તકનું સર્જન થયું ને પ્રકાશમાં આવ્યું તે ન થાત. પૂ. રવિશંકર મહા. રાજના જીવનના આ અનુભવ પ્રસંગો શ્રી રતુભાઈએ 'દાદાની ડાયરીમાંથી' એ શિર્ષક નીચેની લેખમાળામાં પ્રસિદ્ધ કરેલા ગુજરાતના પ્રખર લોકસેવક શ્રી બબલભાઈ મહેતાએ 'રવિશંકર મહારાજ' લખેલું ને સંસ્કાર સાહિત્ય મંદિરે પ્રસિદ્ધ કરેલું તેમાં પણ આ અનુભવો અને પ્રસંગો આપેલા છે. પરંતુ મેઘાણીભાઈએ જે અદ્ભુત રીતે એનું નિરૂપણ કર્યું છે તે સચોટ ઉતાર શબ્દચિત્રો આપ્યાં છે એવું તો બીજા કોઈથી ન થઈ શકત. આ ગ્રંથની રચના ત્રિવેણીમાં પૂ. રવિશંકર મહારાજની કહેણી અને મેઘાણીભાઈની કલમે જો ગંગા–જમનાનો ભાગ ભજવ્યો છે, તો ભાઈ ઈશ્વરે એમાં અંતઃસ્રોતા સરસ્વતીની જેમ ગુપ્ત પ્રવાહનું કામ કર્યું છે.

ત્રિવેણી – તીર્થ પ્રયાગરાજના મહાત્મ્યમાં અંતઃ સ્રોતા સરસ્વતીનો ફાળો નાનોસૂનો નથી. સરસ્વતીના એ અપ્રકટ પ્રવાહને કારણે જ પ્રયાગ એ પ્રયાગરાજ બન્યું છે. અને એથી જ એ દ્વિવેણી નહિ, પણ ત્રિવેણીતીર્થ બન્યું છે. ભાઈ ઈશ્વરની અપ્રગટ પ્રેરણા અને પુરૂષાર્થને કારણે 'માણસાઈના દીવા' એ સાહિત્ય જગતનું એવું જ ત્રિવેણી–તીર્થ બની શક્યું છે.

૧૯૪૨માં હું કૌટુમ્બિક કારણોસર મુંબઈ છોડીને સૌરાષ્ટ્રમાં સ્થિર થયો ને 'ક્વીટ ઈન્ડીઆ' લડત શરૂ થતાં ભાવનગરમાં એક વરસ અટકાયતી જેલમાં રહેવાનું થયું. એથી ભારતી સાહિત્ય સંઘમાંથી છૂટો થયો. ત્યારથી તેની સાથેની સહ–પ્રવૃત્તિ બંધ થઈ ગઈ. બંનેના કાર્યક્ષેત્રો જુદાં પડયાં. ત્યારથી અમારો રોજ–બ–રોજનો સંપર્ક છૂટી ગયો પરંતુ અમારો અંગત સંબંધ તો ચાલુ જ રહ્યો. ઈશ્વરને પોતાના કામ માટે અમદાવાદ, મુંબઈ અને છેલ્લે છેલ્લે આફ્રિકા જવાનું થયું એથી અમારી વચ્ચે મિલનના ગાળા લાંબાને લાંબા થતા ગયા. પરંતુ દોસ્તીનો જે સંબંધ ધોલેરાના રણમેદાનમાંથી શરૂ થયેલો તે સાવ તૂટયો નહિ. ભલેને પાંચસાત વરસે મળવાનું થાય ત્યારે પણ અજાણ્યા જેવું કંઈ લાગે નહિ. જ્યારે મળીએ ત્યારે એ જ જૂની ભાવનાથી અને હેતપ્રીતથી મળીએ ને જૂનાં સંસ્મરણો તાજાં કરીએ.

છેલ્લે છેલ્લે ફરીને વધારે નજીક આવવાનું કુદરતનું નિર્માણ હશે તેથી રાજકોટમાં રોજ રોજ મળવાનું થયું. વાત એમ બની કે છેલ્લાં સાત આઠ વરસથી તબિયતને કારણે મારે ફરજિયાત રાજકોટ જ રહેવાનું થયું તે દરમ્યાન હું અવાર નવાર સવારમાં ફરવા નીકળતો, ઈશ્વર પણ છેલ્લા ઠીક ઠીક લાંબા ગાળા સુધી રાજકોટ રહ્યો એટલે તે પણ રોજ નિયમિત ફરવા નીકળતો. જયમલ્લભાઈ પણ સાથે જ હોય. એટલે રોજ ફરતી વખતે નિરાંતે એક જગાએ બેસીએ પછી ભૂતકાળની વાતોએ ચડીએ. કયારેક સાહિત્યની, રાજકારણની અને ચાલુ પ્રશ્નોની પણ ચર્ચા થાય. આમ અમારો જૂનો સંબંધ નવેસરથી તાજો થયો. એક વખત તો વાતો કરતાં કરતાં છેક તેને ઘેર પણ જઈ પહોંચેલો ને ત્યાં ત્રણ કલાક જમાવટ કરેલી. વાતો દરમ્યાન તેણે કહેલું કે હવે આફ્રિકાની મારી આ લગભગ છેલ્લી ખેપ છે. હવે થાક પણ ઠીક ઠીક લાગે છે ને હવે બધું સંકેલીને અહીં કુટુંબ સાથે જ રહેવું છે. મને થયું કે ચાલો, જુવાનીના કાળમાં જેમની સાથે ભાઈબંધી શરૂ કરેલી તેનું ઉત્તર કાળમાં પણ પુનરાવર્તન થશે, પણ વિધિને એ મંજૂર નહિ હોય એટલે આફ્રિકા છોડીને અહીં આવવાની તારીખો લગભગ નજીક આવી પહોંચી બરાબર ત્યારે જ ઉત્તરકાળની આફ્રિકાની એની કર્મભૂમિમાં જ કરુણ અકસ્માત સર્જાઈ ગયો અને ઈશ્વરને મળવાને બદલે તેના અવસાનના કરુણ સમાચાર સાંભળવા મળ્યા: ઈશ્વરેચ્છા બલિયસી–

આ સંસ્મરણોની હારમાળા પર નજર નાખતાં કેટલાકના મનમાં કદાચ પ્રશ્ન ઊઠશે કે અરે, આણે તો

ઈશ્વરલાલ દવેના ઘણાં બધાં ગુણગાન ગાઈ નાખ્યાં. પ્રશંસાયુક્ત ગુણોનો ખડકલો રજૂ કરીને લેખકે તેને દેવની કોટિમાં મૂકી દીધો. તો શું તે ખરેખર દેવ હતો? શું તેનામાં બધા જ ગુણો હતા ને અવગુણ એકેય ન હતા? તો એનો જવાબ ફક્ત એટલો જ છે કે હા, તેનામાં દોષ પણ હતા. એ કંઈ દેવ ન હતો, એ મનુષ્ય હતો ને મનુષ્ય સહજ નબળાઈ, રાગદ્વેષ જેમ આપણા સૌમાં છે તેમ તેનામાં પણ હતાં. આમ છતાં તેનું જમા પાસું એટલું મોટું હતું કે તેના દોષ મારી નજરમાં વસ્યા જ નહિ અને તેને યાદ કરતાં કરતાં વધારે તો એની ઉજળીબાજુ જ દૃષ્ટિ સમીપ તરવરી રહી. એનામાં રહેલી ઊંચા પ્રકારની ઈન્સાનિયતે તેના સામાન્ય દોષ ઢાંકી દીધા ને આપણા સૌની સમક્ષ ફલક પર એનું ઊજળું ચિત્ર જ ઉપસી આવ્યું



પોતાની દરેક પ્રવૃત્તિની સાથે સાથે ઈશ્વરે તેનું શરીર પણ સારી રીતે સાચવેલું અને પાંસઠની ઉંમરે પહોંચ્યા છતાં કેમ હજી પાંચ-સાત વર્ષ નાનો હોય એવો એ દેખાતો. એની સરખામણીમાં જુવાનીની શરૂઆતમાં દોઢ-બે વરસ અને ઉત્તરાવસ્થાનાં છેલ્લાં દસ બાર વર્ષથી અસ્થમાએ મને ઘેરી લીધો. એટલે દુનિયામાંથી વિદાય લેવાનો જ હોય તો મારો વારો પહેલો આવવો જોઈએ. ઘણીવાર મિત્રો મારી તબિયતના સમાચાર પૂછે ત્યારે ક્રિકેટ શોખીનોની પરિભાષામાં હું જવાબ આપું છું કે નથી રન કરતો, નથી આઉટ થતો. હજી રમતમાં ઊભો છું ને ટચ ટચ કરીને રમત ચલાવ્યે રાખું છું. એ જ પરિભાષામાં આગળ વધીને કહું કે આ વખતે ઈશ્વરે તો દાવ ઉપર આવતાં જ બોલરબાઉન્ડ્રી લગાવી લીધી ને અણધારી રીતે એ મારી પહેલાં આઉટ થઈ ગયો. જેની પાસેથી અંજલિ પામવાનો અધિકારી હતો તેને અંજલિ આપવાનો કપરો પ્રસંગ જીવનમાં ઊભો થયો. આની પાછળ ઈશ્વરનો શો હેતુ હશે એ કોણ કહી શકે? એ ગયો તે ગયો જ, પરંતુ મને એટલો વિશ્વાસ છે કે એ જ્યાં હશે ત્યાં સુખી હશે, સ્વસ્થ હશે અને આપણા સૌ સ્નેહીજનો ઉપર એની અમીભરી નજર વરસાવતો હશે।

*

ઈશ્વરના અકસ્માત અવસાનના ખબર વાંચી ધક્કો અનુભવ્યો. આપણા નજીકના મંડળમાંથી આ પહેલી જ ચિરવિદાય થઈ. ઘણાં સ્મરણો મનમાં ઊભરાયાં – ખાસ કરીને નાસિક જેલના કઠીન કાળના. આમ તો ઘણા વખતથી અમે તો મળ્યા ન હતા. કાર્યપ્રદેશ પણ બદલાઈ ગયા, છતાં તે જીવન તો થોડું જ ભૂલાય?

મનુભાઈ પંચોળી (દર્શક)

શ્રી. ઈશ્વરભાઈના અકસ્માત દુઃખદ અવસાનના સમાચાર આજે છાપામાં વાંચી ખૂબ દુઃખ થયું. ઘણાં વર્ષો સુધી સાહિત્ય સેવા કરી અને સતત પરિશ્રમથી કાર્ય કર્યું. આઘાત સહન કરવાની પ્રભુ તમને શક્તિ આપે.

(અમદાવાદ) પુષ્પાબહેન મહેતા

ભારતી સાહિત્ય સંઘના સંચાલક અને તમારા સાથી ઈશ્વરભાઈ ગયા. ગાંધીજીએ કહ્યું છે કે: ઈશ્વરની કૃપા તેનાં કામ કરવાથી મળે છે. અને શરીર વડે, મન વડે સમજ વાણી વડે દુખિયાંની સેવા કરવાથી ઈશ્વરનાં કામ થાય છે" ઈશ્વરભાઈ આવાં સારાં કામો કરી ગયા. તેમના આત્માને શાંતિ મળો.

(અમદાવાદ) રાઘવજીભાઈ લેઉઆ

# નાના ભાઈ સમા ઈશ્વરનાં સૈનિક—જીવનનાં સંભારણાં

વીરચંદ ભીખાભાઈ શેઠ

શ્રી. દેવીબહેન પટ્ટણીના પત્રથી ભાઈ ઈશ્વરના પરદેશમાં થયેલ દુઃખદ અને અકાળ અવસાનના સમાચાર જાણી ખૂબ દુખ થયું અને લગભગ પચાસ વર્ષ પૂર્વેના દેશના ઇતિહાસના એ સુવર્ણકાળનાં અને અમારા સૌના જીવનનાં એ અપૂર્વ વર્ષોનાં સ્મરણો તાજાં થયાં.

દેશની આઝાદીની લડતમાં સૌરાષ્ટ્રનો ફાળો આપવા શ્રી. અમૃતલાલ શેઠે ધોલેરામાં સત્યાગ્રહ કેન્દ્ર શરૂ કરેલું. સૌરાષ્ટ્રના ખૂણે ખૂણેથી દેશભરમાંથી અને વિદેશોમાં વસતા સૌરાષ્ટ્રવાસીઓમાંથી સેંકડો નવયુવાનો દેશની આઝાદીની એ લડતમાં ભાગ લેવા ધોલેરા ઊતરી પડેલા. અને ધોલેરા સત્યાગ્રહે માત્ર ગુજરાતમાં જ નહિ, પણ દેશની જનતાનું વિસ્મય બનાવીને ધ્યાન ખેંચેલું.

એ લડતમાં ભાગ લેવા આવેલા યુવાનોનું એક જૂથ ખૂબ જ નજીકના સંબંધે જોડાયું અને એ સંબંધો ત્યારબાદ જીવનના ગમે તે ક્ષેત્રમાં જવા છતાં અત્યાર સુધી ચાલુ રહ્યા છે. આ જૂથમાં શ્રી. મોહનલાલ મહેતા (સોપાન) અને શ્રી. વજુભાઈ શાહ મોખરે હતા. એ બધામાં ઉંમરમાં હું મોટો હતો. તે વખતે મારી ઉમર પચ્ચીસ વર્ષની હતી તો બીજા યુવાન મિત્રો સોળથી વીસ વર્ષની વયના હતા. આથી સ્વાભાવિક રીતે જ તેઓ મને વીરચંદભાઈ કહીને બોલાવતા હતા, પણ હું તો એ બધા જ ભાઈઓને નાનાભાઈની માફક ઈશ્વર, કાન્તિ, રતુ, જયમલ્લ, મનુ, ભિખુ વગેરે એક વચનથી જ સંબોધતો. આજે જ્યારે એ દિવસોનાં સંસ્મરણો લખી રહ્યો છું, ત્યારે ભાઈ ઈશ્વરને જિંદગીભર જે 'ઈશ્વર' શબ્દથી સંબોધ્યો છે તેને બદલે 'ઈશ્વરભાઈ'નું સંબોધન કરવાની કૃત્રિમતા દાખવી શકતો નથી.

એ સત્યાગ્રહ સંગ્રામના બન્ને તબક્કા ૧૯૩૦ અને ૧૯૩૨માં મારા ભાગે એવું કામ આવેલું કે ઘણા નાના મોટા ભાઈઓના સંપર્કમાં આવવું પડેલું. ૧૯૩૦માં મને બહાર રહી કામ કરવાનો ઓછો સમય મળેલો. આથી ભાઈ ઈશ્વર સાથેનો પરિચય ગાઢ થયેલો નહિ. ત્યારબાદ ૧૯૩૧ની સાલમાં ગાંધી – ઈરવીન સંધીકાળમાં ધોલેરાનાં ગામડાંમાં એ બધા ભાઈઓ બીજી લડતની શક્યતાને ખ્યાલમાં રાખી રચનાત્મક કાર્ય માટે બેઠા ત્યારે હું ધોલેરામાં ખેડૂતમંડળ અને કોંગ્રેસ કમીટીનું કામ સંભાળતો હોઈ એ બધા સાથેનો સંબંધ ખૂબ દૃઢ થયો, અને તે જીવનભર એવો જ દૃઢ રહ્યો.

૧૯૩૦નું વર્ષ યુદ્ધવિરામનું હતું, છતાં સૌરાષ્ટ્રને માટે તો એ યુદ્ધકાળ જ બની ગયો હતો. દેશની આઝાદીની લડતમાં ભાગ લઈ સ્વાતંત્ર્યની મશાલ પોતપોતાના ગામે લઈ ગયેલા સૌરાષ્ટ્રના યુવાનો માટે ઘર આંગણે નવાં નવાં યુદ્ધો આવી પડયાં. મોરબી રાજ્યમાં બે વખત, એ જ રીતે પ્રાંગ, વણોદ, અને છેલ્લે ધ્રાંગધ્રા એમ સત્યાગ્રહની લડતો આવતી જ ગઈ. ધોલેરાના ગામડાંમાં બેઠેલા આ બધા સૈનિક સંઘના મિત્રોએ એ બધી લડતોમાં ઝંપલાવ્યું. ભાઈ ઈશ્વરે પણ એ બધી લડતોમાં ભાગ લીધો હતો.

૧૯૩૨ની લડત શરૂ થઈ ત્યારે ભાઈ ઈશ્વર અને બીજા સાથીઓ ધ્રાંગધ્રા રાજ્યના કુડાના અગરની મીઠાની વખારમાં જેલ ભોગવી રહ્યા હતા. ત્યારબાદ તેમનો છૂટકારો થતાં તુરત જ ફરી શરૂ થયેલા ધોલેરા સત્યાગ્રહમાં જોડાઈ ગયા. મને યાદ છે ત્યાં સુધી જૂન કે જુલાઈ ૧૯૩૧ના ભાઈ રતુ, ઈશ્વર, મનુ (દર્શક) સુરેશ બાબરીઆ, કેશુ, નલિન મહેતા વગેરે આઠ દસ મિત્રો ધોલેરામાં સરકારે જપ્ત કરેલ સત્યાગ્રહ છાવણીના મકાનનો કબજો લેવા ગયા. ત્યાં તેમના ઉપર ભારે લાઠીમાર થયો અને પછી તેમની ધરપકડ

કરવામાં આવી એમાં ભાઈ રતુ તથા ઈશ્વરને વધારે માર પડેલો.

૧૯૩૧ના મે માસમાં દિલ્હી શહેરમાં ગેરકાયદેસર ઠરેલી કોંગ્રેસનું અધિવેશન પં. મદનમોહન માલવિયાના પ્રમુખપણા હેઠળ ભરવાનું જાહેર થયેલું. ધોલેરા સત્યાગ્રહ સંગ્રામ તરફથી પણ એક ટુકડી તેમાં ભાગ લેવા ગયેલી. ભાઈ ઈશ્વર અને રતુ પણ તેમાં હતા. માલવિયાજીને તો દિલ્હી આવતાં જ શહેર બહારથી પકડી લીધેલા, પરંતુ અમદાવાદના ઉદ્યોગપતિ શ્રી રણછોડભાઈ શેઠના પ્રમુખપણા હેઠળ ચાંદની ચોકમા એ અધિવેશન મળ્યું. સરકારની ભારે તકેદારી છતાં પણ દેશભરના પ્રતિનિધિ સમા સેંકડો સૈનિકો (સ્વયંસેવકો) તેમાં ભાગ લેવા પહોંચી જઈ શકેલા. તેમને વીખેરવા તેમના ઉપર ઘોડા દોડાવેલા ને ભયંકર લાઠીમાર થયેલો. એમાં ભાઈશ્રી રતુભાઈ, ઈશ્વર અને વીરમગામના ભાઈશ્રી ભરસુખરાય ખારોડ વગેરેએ રાષ્ટ્રધ્વજ ન છોડતાં ભારે સખ્ત માર પડેલો. એ દ્રશ્ય જોઈને દિલ્હીની જનતાએ અરેરાટી અનુભવેલી. એ મારમાંથી કળ વળતાં જ ભાઈ રતુ ઈશ્વર વગેરે ધોલેરા છાવણી–સત્યાગ્રહમાં સામેલ થયેલ.

૧૯૩૨ની સાલમાં સજા થતાં એ બધાને સાબરમતીથી નાશિક સેન્ટ્રલ જેલમાં બદલવામાં આવેલ. નાશિક સેન્ટ્રલ જેલ સત્યાગ્રહી કેદીઓ માટે દોઝખ જેવી બની ગયેલી. એ મિત્રોમાંથી શ્રી કેશુભાઈએ તથા રતુભાઈએ જ એની વિગતો આપી છે એટલે તે અહીં નથી આપતો. એમાંએ સૌ મિત્રો એ ભયંકર સીતમો સહન કરેલા

૧૯૩૨ પછી પાછા ૧૯૩૩માં એ બધા મિત્રો સાબરમતી આશ્રમમાંથી પકડાયા ને એક એક વરસની સખત જેલની સજા સાબરમતી જેલમાં ભોગવતા રહ્યા. ૧૯૩૪માં જેલમાંથી છૂટવા બાદ ભાઈ રતુ તથા જયમલ્લે વાંકાનેરમાં ચર્માલય દ્વારા પાયાનું રચનાત્મક કામ ઉપાડયું, કેટલાક મિત્રો આગળ અભ્યાસ વધારવામાં જોડાયા, જ્યારે શ્રી. મોહનભાઈ મહેતા (સોપાન) અને ભાઈ ઈશ્વરે કરાચી જઈ સાહિત્ય દ્વારા સંસ્કાર ઘડતરનું કામ શરૂ કર્યું. કરાચીથી તેઓએ અમદાવાદ અને મુંબઈમાં પણ ભારતી સાહિત્ય સંઘની શાખાઓ શરૂ કરેલી. આ ભારતી સાહિત્ય સંઘ ભાઈ ઈશ્વરે અનેક લીલી સૂકી વચ્ચે થઈને મોટર અકસ્માતમાં મૃત્યુ પામ્યો ત્યાં સુધી ચલાવ્યો.

હું 'જન્મભૂમિ' દૈનિકના કામે મુંબઈ ગયો અને ત્યાં જ સ્થિર થયો. પરંતુ ગુજરાતમાં જાઉં ત્યારે મળવાનું ઘણીવાર બનતું.

ભાઈ ઈશ્વરે મહારાષ્ટ્રના યુવાનોની પ્રેરણામૂર્તિ અને સંત શ્રી સાને ગુરૂજીના એકાદ પુસ્તકનો ગુજરાતી અનુવાદ પ્રગટ કરેલો. ઈશ્વરની ઇચ્છા સાને ગુરૂજીનાં બધાં મરાઠી પુસ્તકોનો ગુજરાતીમાં અનુવાદ કરી પ્રકાશન કરવાની હતી મારે, હું સાને ગુરૂજી સાથે ૧૯૩૨માં નાશિક જેલમાં હતો ત્યારથી પરિચય હતો. ૧૯૪૨ની ભૂગર્ભ લડત અને પછી યરવડા જેલમાં ફરી ભેગા થતાં એ પરિચય ખૂબ દઢ થયેલો. ગુરૂજી સાથે એવી નિકટતાને કારણે ઈશ્વરે વ્યક્ત કરેલી ઈચ્છા પ્રમાણે ગુરૂજીની સંમતિ મેળવવાનું મને સહજ લાગેલું. એ વખતે ગુરૂજીને નાશિક જેલમાં મેં પત્ર લખેલો. ગુરૂજીનો જવાબ આવ્યો કે : "મારા સાહિત્યની સંપૂર્ણ સત્તા અમલનેરના મારા સ્નેહી શ્રી. પુસાળકર વકીલને આપેલી છે. તમે તેમને લખો."

ગુરૂજી તો ભોળા ને લાગણીપ્રધાન માણસ હોઈ ગમે તે માણસ તેમની પાસેથી તેમનું કોઈ ને કોઈ પુસ્તક પ્રસિદ્ધ કરવા પરવાનગી મેળવી લેતો ને પછી તેનો ગેરલાભ લેતો. કેટલીકવાર તો કોઇ વિદ્યાર્થી મદદ માટે જાય તો ગુરૂજી એક પુસ્તક તેને પ્રસિદ્ધ કરાવી પૈસા મેળવી લેવા આપી દે.

એ જ રીતે તેમનું ખૂબ વખણાયેલું પુસ્તક 'શ્યામચી આઈ'ને પુનાના અનાથ વિદ્યાર્થીગૃહને આપી દીધેલું. એ પુસ્તકે ગુરૂજીને ખૂબ પ્રસિદ્ધિ આપી. ગુરૂજી હતા કોંગ્રેસી અને સમાજવાદી, જ્યારે એ સંસ્થાના સંચાલકો હતા હિંદુમહાસભાવાદી. ગુરૂજી લોકપ્રિય થાય તે તેઓને ખૂચે. કારણ કે ગુરૂજી કોમ-

વાદ સામે સખત લખતા ને બોલતા. એ પુસ્તકની ઘણી મોટી માગણી છતાં તેઓ એની બીજી આવૃત્તિ છાપે નહિ કે કોઈને છાપવા દે નહિ. આ અનુભવથી ધડો લઈને શ્રી. પુસાળકરે આ ગોઠવણ કરેલી. પુસાળકર મને ઓળખે નહિ અને ગુરુજીની સૂચનાથી મેં મંજૂરી માગી. પુસાળકરનો જવાબ આવ્યો કે મારી સંમતિ વિના ગુરુજીનાં કોઈ પુસ્તક છાપશે નહિ.

પુસાળકરે મારી 'શેઠ' અટક પરથી મને કોઈ વેપારી શેઠીઓ માની લીધેલો હશે, પરંતુ આ વાત ગુરુજીને જેલમાં લખી એમના કોમળ હૃદયને દુઃખ લાગે તેમ કરવું મને ઠીક નહિ લાગેલું. એ કારણે એ વખતે ગુરુજીનાં પુસ્તકોનો ગુજરાતને લાભ મળવો અટકી ગયેલો. ગુરુજી છૂટયા પછી એકવાર મેં તેમને આ વાત કરેલી. તેઓ કહે કે: 'પુસાળકર પણ તમારા જેવા મારા સંબંધી જ છે અને મારાં લખાણોનો કોઈ દુરુપયોગ ન કરે એ ખાતર મિત્રભાવે જ આ વ્યવસ્થા કરેલ છે.' પરંતુ એ વખતે વાતાવરણ પણ પલટાઈ ગયેલું એટલે એ સાહિત્ય છાપવાનો પ્રશ્ન રહ્યો ન હતો.

છેલ્લે ભાઈ ઈશ્વરને ૧૯૬૩ના ઓગસ્ટમાં અમદાવાદ મળવાનું થયેલું. હું મારા દીકરા ચંદ્રકાન્તનાં પત્નીને અમદાવાદ મિત્રો ને સગાં સંબંધીઓનો પરિચય કરાવવા લઈ ગયેલો. ત્યારે ભાઈ ઈશ્વર અને બહેન વિદ્યાબહેન વગેરે તેમના ઘરે મળેલાં. પછી અમદાવાદ જાઉં ત્યારે ઈશ્વર મોટે ભાગે પરદેશ હોય તેથી મળવાનો અવસર ન મળ્યો તે હવે તો નથી જ મળવાનો. પણ નાનાભાઈ સમા ઈશ્વરનું સ્મરણ તો જિંદગી ભર કાયમ જ રહેવાનું.

*

ઈશ્વરભાઈના અકાળ અવસાનના અણકલ્પ્યા સમાચારથી આઘાત અનુભવ્યો. આંખ ભીની થઈ. ઘડીભર તો બુદ્ધિ બહેર મારી ગઈ. તમને સમાચાર સાચા જ મળ્યા હશે કે કે કોઈ વેરીએ ભડકાવ્યા હશે ? (પોણોસો વર્ષ પહેલાં લીંબડીમાં અમારા એક સગાના ખોટા સમાચાર રંગુનથી આવેલા) ■ હીં ઘરનાં સૌ ખળભળી ગયા ત્યારે તમો આપ્તજનો ઉપર શું શું વીત્યું હશે ? પણ બનવા કાળને મિથ્યા બનાવી શકાતો નથી. પ્રભુના હાથમાં સોંપી દીધા વગર આપણાથી કાંઈ બનતું નથી.

નાથાલાલ શાહ (મુંબઈ)

*

ઈશ્વરભાઈના અકાળ અવસાનના સમાચાર મળતાં કપરો આઘાત અનુભવ્યો. ઈશ્વરભાઈ જેવા સાલસ, કર્મઠ અને સન્નિષ્ઠ સજ્જનને આવા કરૂણ સંજોગોમાં કાળ આપણી વચ્ચેથી ખેંચી લે તો ક્રૂરતા દેખાડવાનો જાણે એણે સંકલ્પ કરી લીધો હશે એમ જ માનવું ને ? ખેર, મનુષ્ય એની આગળ અસમર્થ છે, આવી પડેલી વિપત્તિમાં પરમકૃપાળુ પરમાત્મા આપ સૌને ધૈર્ય આપે એવી પ્રાર્થના છે.

ગિજુભાઈ વ્યાસ (દિલ્હી)

*

ઈશ્વરભાઈએ ઝાંબિયામાં પત્ર મૂક્યો હશે અને હું ત્યાંથી નીકળ્યો. મારી ભાણીને ત્યાં તેઓ ઉતરતા એ વાત તમને લખું તે દિવસે જ આ કરૂણ ઘટના બની ગઈ ! કાળ કેવો ક્રૂર છે ? પ્રભુ તેમના આત્માને સદ્ગતિ આપો એવી પ્રાર્થના. તમારા બધાના દુઃખમાં મને પણ ભાગીદાર ગણજો.

લલ્લુભાઈ પટેલ (મટવાડ : તા. નવસારી)

*

# એકરંગો ને ઊજળો

કેશુભાઈ મહેતા (શારદાગ્રામ)

ઇશ્વરભાઈના સમાચાર વાંચતાં એટલો બધો આંચકો લાગ્યો છતાં મન હજી માની શકતું નથી. ૧૯૩૦-૩૨ના સ્વાતંત્ર્ય સંગ્રામમાં ધોલેરાથી અમે આઠ પકડાયેલા અને આઠે આઠ હજી સુધી અકબંધ હતાઃ ઈશ્વરભાઈ, રતુભાઈ (અદાણી) મગનલાલ સતી-કુમાર, રતુ કોઠારી, સુરેશ બાબરીઆ, મનુભાઈ પંચોળી, હું અને બળવંતભાઈ મહેતાનો ભત્રીજો નલિન મહેતા. માર ખાવામાં આગળ રહેનારા પહેલા બે હતા. આ યાદ આવે છે ત્યારે ઈશ્વરભાઈની વાત કરવાની હળવી-મીઠી શૈલી અને એની ધીરજ ભૂલી ભુલાતી નથી.

જવાનું તો સૌને માટે નિશ્ચિત છે જ, પણ આપણા જેરૂભ ઘો સૌ ખમીર જાળવીને જીવ્યા છે એવા ખમીર સાથે ઈશ્વરભાઈએ જીવનની વિદાય લીધી એ જીરવવી વસમી થઈ પડી. તમારી વેદનાની તો કલ્પના નથી થઈ શકતી. હું કઠોર હૃદયનો ગણાઉં છું. પણ આ સાંભળ્યા પછી બહુ વેદના થાય છે, એમ થાય છે.' કે આપણો ઈશ્વરભાઈ સહેજે આપણને મળે તો !

તમારી, નિરૂભાઈની અને ઇશ્વરભાઇની ત્રિપુટીની વાત ઘણીવાર કરું છું ત્યારે સાંભળનાર દંગ થઈ જાય છે. 'એ મરદ કાજ કો-નવ કહેજો, પ્રભુ દે એને વિશ્રામ' એમ કહેવાની હિંમત ચાલતી નથી, ઇશ્વર-ભાઈ માટે લખવાનું મારા માટે મુશ્કેલ છે, વાતો કરવી હોય તો ખૂટે નહિ એટલી વાતો કહી શકું.

૧૯૩૨માં તમે બધા મિત્રો ધ્રાંગધ્રા સત્યાગ્રહ કરીને જેલ ભોગવતા હતા. મારી નબળી તબિયતને કારણે હું ધ્રાંગધ્રા આવી શક્યો નહિ. એ દરમિયાન ગાંધીજી લંડનની રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાંથી ખાલી હાથે પાછા આવે છે અને જોરશોરથી લડાઈ ફાટી નીકળશે એવી હવા પ્રસરી. તમે બધા ભાલનાં ગામડામાં ગ્રામ-સેવા કરવા બેઠેલા ત્યાંની બધી વસ્તુઓ સત્યાગ્રહ થાય તો સરકાર જપ્ત કરી લે, એટલે વીરચંદભાઈએ મને બોટાદ બોલાવ્યો અને ભાલમાં પડેલો બધો સામાન ભેગો કરીને બોટાદ લઈ આવવાનું કામ મને સોંપ્યું. મારી રીતે એ બધો સામાન લઈ આવીને મેં બોટાદમાં ધામા નાખ્યા.

દરમિયાન દેશભરમાં સત્યાગ્રહ શરૂ થઈ ગયો હતો. તમે બધા ધ્રાંગધ્રા જેલમાંથી છૂટયા અને એમાંથી કેટલાક બોટાદ આવ્યા. ઈશ્વરભાઈ મૂળ ધ્રાંગધ્રાની રૈયત એટલે એમને તમારા બધાથી જૂદા પાડીને ધ્રાંગધ્રાની જેલમાં રાખેલા અને મોડા છોડેલા એ પણ બોટાદ આવી પહોંચેલા.

ભરચક ચોમાસું જામી પડેલું. અમે મિત્રોએ નક્કી કર્યું કે આવા ચોમાસામાં ધોલેરા પહોંચીએ અને છાવણીનો કબજો લઈએ તો રંગ રહી જાય. પોલીસને સ્વપ્ને ય ખ્યાલ ન આવે કે આવા ચોમાસામાં કોઈ ધોલેરા પહોંચી શકે. અમે આઠ મિત્રો રતુભાઇ, ઈશ્વરભાઇ, રતુ કોઠારી, મગનકાકા, મનુભાઇ પંચોળી, સુરેશ બાબરિયા, નલિન મહેતા અને હું રવાના થયા. યુદ્ધના હરેક પગલે પાછા ફરવાની તો વાત જ નહિ, ખપી જવાની જ તમન્ના.

ગારો ખૂંદતા ભર ચોમાસે ધોલેરા પહોંચ્યા અને 'ઈન્કીલાબ ઝીંદાબાદ'ના નારા સાથે એકાએક છાવણીમાં દાખલ થવા દોડયા. પોલીસને સ્વપ્નેય ખ્યાલ ક્યાંથી હોય ? પોલાસો હાંફળા ફાંફળા બંદૂકો ને લાઠી લઈને જ્યાં હતા ત્યાંથી ઊઠીને આવે તે પહેલાં સૌથી પહેલો રતુભાઈ દાખલ થયો ને ઉશ્કેરાયેલા પોલિસે રતુભાઈના માથામાં જોરશોરથી બંદૂકનો કુંદો ફટકાર્યો. ઈશ્વરભાઈ દોડયોને એને લાઠીઓથી સોરી નાખ્યો. અમને બધાને પકડયા. માર ખાવામાં ત્યારે રતુભાઇ ને ઈશ્વરભાઈ અને સૂત્રો પોકારવામાં અમે બધા. એમાં રતુંભાઈને જે ઘા પડેલો એની કલ્પના આજે પણ થઈ શકતી નથી. એમાં વળી અજડ ડોકટરને હાથે સારવાર થઈ. એ ઘા વર્ષો સુધી દુખતો જ રહેલો.

અમને આઠે ય મિત્રોને ધંધુકામાં સજા થઈ.

સાબરમતી જેલમાં લઈ ગયા. સાત મિત્રોની પહેલી-વારની જેલયાત્રા મારી બીજી વારની. થોડો સમય સાબરમતી રાખીને નાશિક જેલમાં લઈ ગયા. નાશિ-કમાં જેટલો ત્રાસ આપી શકાય તેટલો ત્રાસ આપ-વાની ગણતરીપૂર્વકની વ્યવસ્થા. જેલ અધિકારીઓ નજીવી બાબતોમાં હેરાન કરે. ડંડાબેડી, ખડાબેડી, આડા બેડી, કાંજી, ગુણીઆનાં કપડાં વગેરેની સજાની શરૂઆત થઈ ગઈ. છતાં મચક ન આપી એટલે ફટકા મારવાની તૈયારી થઈ. તેમાં સુરતના અમૃતલાલ પછી રઘુભાઈ, રતુભાઈ અને ઈશ્વરભાઈને ફટકા માર-વાની તૈયારી થઈ. આ સીતમની વાતો બહાર ખૂબ પ્રસરતાં છેલ્લી સજાઓ કરવાની અટકી પડી. જેલર-ની બદલી થઈ ને એને સાથે કેસ ચાલી જેલની સજા થઈ. અમને બધાને સૌની સાથે નહિ રાખતાં જુદા જ રાખેલા, તેથી ઈશ્વરભાઈ સાથેના સંબંધો વધ્યા અને તે જિંદગીભર ટક્યા.

જેલમાંથી છૂટી હું બર્મા ગયો. ઈશ્વરભાઈ તો ૧૯૩૪ના સત્યાગ્રહમાં ફરી જેલ ગયા. પછી કરાંચી, અમદાવાદ ને મુંબઈ ભારતી સાહિત્યસંઘના કામે લાગ્યા. ૧૯૪૨માં હું બર્માથી પાછો આવી મુંબઈ રહ્યો એ દરમિયાન દર રવિવારે બપોરે અચૂક ઈશ્વરભાઈના નિવાસે માટુંગામાં અયુબ મેન્શન (બાબુ-ભાઈ ટેરેસ)માં જવું, જમવું અને આબાર નિરૂભાઈ પાસે બેસી અલકમલકની વાતો કરવી. હું બર્મા હતો અને ઈશ્વરભાઈ કરાંચી હતા ત્યારે મને કરાંચીનું આકર્ષણ થયેલું. અને ત્યાં જઈ ઠરીઠામ થવું એવું વિચારેલું પણ ખરું. એમની સાથે કામમાં જોડાવાનું તો ઠેઠ સુધી રહેલું.

મારા કરતાં ઈશ્વરભાઈ આઠ દિવસે મોટા. તેમનો જન્મ તા. ૨૦-૯-૧૩ અને મારો જન્મ ૨૮-૯-૧૩. એક પ્રસંગ આજે નજર સામે તરે છે. ૧૯૩૭માં લગ્ન કર્યા પછી હું અને મારાં પત્ની બર્મા જતાં હતાં. અમદાવાદ ઈશ્વરભાઈને મળવા ન જઈ શકયો. એટલે અમને મળવા ઈશ્વરભાઇ અને વિદ્યાબહેન મહેસાણા પહોંચ્યાં અને બે કલાક સુધી સાથે રહ્યા.

પછી તો કાર્યક્ષેત્ર જુદાં જુદાં એટલે જ્યારે જ્યારે મળીએ ત્યારે અમારા સૌની વાતોમાં ઊંડા ઊતરી જઈએ. ૧૯૩૦ની સાલમાં જે મિત્રો હતા તે પૈકી કોઈ નમાલો ન હતો. જે ક્ષેત્રમાં જે પડયો ત્યાં તે ઝળકી જ ઊઠયો. આ વાતનું ઈશ્વરભાઈને ભારે ગૌરવ હતું.

એક વખતે પરદેશથી આવી ઈશ્વરભાઈ એક મિત્રને મળવા ગયા. એમને મળતાં ઈશ્વરભાઈનું હૃદય ઘવાયું. અને વાત કરી. મેં કહ્યું આમાં દુઃખ લગા-ડવા જેવું નથી. તુલસીદાસજી ૪૦૦ વરસ પહેલાં કહી ગયા છે કે :

નહિ કૌઉ અસ જન્મા જગ માંહિ,
પ્રભુતા પાહિ જાહિ મદ નાહિ.

મારા મોંમાં તુલસીદાસજીની પંક્તિ સાંભળી તેને તે દિવસે આશ્ચર્ય થયું હતું. વાત વાતમાં મેં કહેલું કે જાહેરક્ષેત્રમાં જેને કામ કરવું હોય તેણે આજી-વિકા પૂરતું કમાઈ લેવું જોઈએ

સ્વરાજ પછી જે ભાઈઓ ગામડામાં બેઠા તેની કોઈ કિંમત રહેવા ન પામી. પછી જાહેરજીવનમાં નામના મેળવેલ એક બહેન મને મળ્યાં અને કહે કે "કેશુભાઈ ! તમે તો ઊભડ થયાને ?" તેના કહેવાનો ભાવાર્થ એ હતો કે તમે તો ખેતીમાં પડયાને ? ઊભડ અને ખેડુત વચ્ચેનો ભેદ તેઓ જાણતાં નહતાં. એટલે મારે કહેવું પડયું કે જે ચીભડાં ખાતા હતા તે સફરજન ઉપર આવ્યા અને સફરજન ખાનારા ચીભડાં ખાય છે.

ઈશ્વરભાઈ સાથે એ દિવસે રામાયણની ખૂબ વાતો થઈ. રાજાજીએ રામાયણની પ્રસ્તાવના કરતાં લખ્યું છે કે : "મારા જીવનનો કોઈ મહત્ત્વનો પ્રસંગ હોય તો તે રામાયણના અનુવાદનો છે."

રાજકોટમાં મળ્યા ત્યારનો એક પ્રસંગ છે. ઈશ્વરભાઈ કહે : "તું તો મોટો જ્યોતિષી થઈ ગયો છે, એમ સાંભળ્યું છે." મેં કહ્યું: 'એ વિષયમાં રસ છે એ વાત સાચી. જે મિત્રો અને સગાં–સંબંધીઓ મારી પ્રશંસા કરતા હતા તેઓ એમ કહેવા લાગ્યા કે આ ધનનો પ્રવાહ ચાલ્યો ગયો છતાં તેમાંથી હું કાંઈ લઈ શકયો નહિ એટલે મારા જેવો મૂરખ

કોણુ? આ સાંભળ્યા પછી બોલનારા સાથે સંબંધ બગાડાય નહિ એટલે સાંભળ્યા કર્યું' એ જ્યોતિષનો પ્રતાપ."

માનવીનું કોઇ સારું ખરાબ કરી શકતું નથી. અહમાન મજબૂત થાય છે છતાં ક્યારેક કમાન છટકી જાય છે, ને વેરભાવ ઊભા થઈ જાય છે. આવી વાતો કરતાં ઈશ્વરભાઇની જન્મ કુંડલી મૂકીને ઘણી વાતો કરી.

એમની જન્મકુંડળી જોઈએ. આઠમા સ્થાનમાં ગુરુ શુભગતિ આપે. ખોટી રીતે પૈસા કમાઇ શકે નહિ. કોઇને શીશામાં ઉતારે નહિ, ઉતારી શકે નહિ. જેવા હોઇએ તેવા જ દેખાવાનું પસંદ કરે. ગમે તેવા સંજોગોમાં રોટલે દુઃખી થાય નહિ. છેતરાવામા હરકત નહિ પણ કોઈને છેતરે નહિ. આ બધી વાતો તો મારી સાથેના સંબંધે મને સમજાણી છે. લગ્ને એટલે પહેલા સ્થાનમાં શનિ છે ને તે મિત્રક્ષેત્રી છે, એટલે બહુ દુઃખી ન કરે; પણ કલ્પનામાં ન આવે એવી મુશ્કેલી વેઠી પોતાના પગ ઉપર ઊભો રહે. વારસામા કાંઇ જ ન મળે. મળે તો મુશ્કેલીએ મળે. પોતે ભૂખ્યો રહીને બીજાને ખવરાવે.

શારદાગ્રામ આવ્યા પછી જ્યોતિષનું કોઈ પુસ્તક વાંચ્યું નથી. એ વિષયનું જ્ઞાન ભૂલવા પ્રયત્ન કર્યો છે. છતાં ઇશ્વરભાઈની વિદાયે ૧૫-૨૦ વર્ષ પહેલાંની વાત હૈયે ચડી બેઠી છે. આ જન્મકુંડળી નહીંતર મને યાદ શા માટે આવે?

રાજકોટ છોડયું ત્યારે હુ બહુ ઉગ્ર-વ્યગ્ર હતો. એ વખતે તમે (જયમલ્લભાઈએ) મને એક પત્ર લખેલો. એ પત્ર મેં દસ વરસ સાચવ્યો. જ્યારે ખોપરી ગરમ થાય ત્યારે એ પત્ર વાંચી જતો અને તેમાંથી શાતા વળતી. એવો જ એક પત્ર ઈશ્વરભાઈનો અહીં આવેલો. મેં ખાટી મીઠી લખેલી તેનો જવાબ હતો. આ બન્ને પત્રો રાખ્યા હોત તો વાંચવા ગમત, પણ છેલ્લાં બે વરસથી બધું કાઢી નાખ્યું.

ઈશ્વરભાઈ એકરંગી હતો. સપ્તરંગી સાથે રહેવા છતાં રંગ બદલ્યો ન હતો. એ એના જીવનની મોટી સિદ્ધિ હતી. નાશિક જેલમાં મને અને ઈશ્વરભાઈને દરજીકામ આપેલું, એટલે કે જે કેદીઓના કપડાં ફાટયાં તૂટયાં હોય તે સાંધવાનું. જે મિત્રો જેલના બીજા કામે જતા હોય એ બધાનાં કપડાં ભેગા કરી હું ઢગલો કરું, અને જેલર વગેરે અધિકારી ચક્કર લગાવીને જાય એટલે આરામથી સૂવાનું.

એક દિવસે આરામથી સૂતા હતા અને જેલરે જોયા. એટલે મને ને ઈશ્વરભાઈને દરજીકામમાંથી ખેતી કામમાં મૂકી દીધા, અને ત્યારથી અમારી ઉપર ત્રાસ ગુજારવાની શરૂઆત થઈ. આ વાત લખું છું એટલા માટે કે અમારી સાથે થોડા આશ્રમના ભાઈઓ હતા. તેઓ અમને મદદ કરવાને બદલે અવરોધ ઊભા કરી રહ્યા હતા અને પાછા ગાંધીજીના નામે. આ આશ્રમવાસીઓમાં ચિત્રેજી કરીને એક મહારાષ્ટ્રીઅન હતા તેમનું વજન ૭૭ રતલ હતું અને એમને દંડાબેડીની સજા થયેલીને બેડી ૧૧ રતલની હતી. સ્વભાવે આગના ભડકા જેવા. તેમને મેં પૂછયું કે આશ્રમમાં જઈને માણસ વેદિયા થઈ જાય છે? ત્યારે એમણે જવાબ આપ્યો કે વેદિયા હોય એ જ આશ્રમમાં જાય છે. આ ચિત્રેજી સાથે અમને ફાવી ગયેલું.

પણ મારી વાણી કડવી. ઢોંગી તે ધુતારાઓને બહુ વસમી લાગે, ત્યારે ઈશ્વરભાઇ સાથે અંત સુધી સંબંધ રહ્યો. એ એટલા નિખાલસ કે એમની સાથે મારી વાણી આપોઆપ સાલસ ને સરળ બની જતી. કડવાશનું કારણ જ ન રહે. ઇશ્વરભાઈએ કોઇ દી મોટાઈની વાત કરી નથી. એમના પરિચયમાં જે કોઈ આવ્યું હશે તે એમની વિદાયથી વેદના ભોગવતું હશે.

સંત અને અસંત બન્ને એક વેનાના ફળ છે ને બન્ને દુઃખ દેનારાં છે. એકને ભાગં એ ત્યાં છાતીનાં પાટિયાં ભીંસાતા હોય તેમ લાગે અને એક જતા હોય ત્યારે દારૂણ વેદના ભોગવીએ. ગોસ્વામીજીએ કહ્યું છે:

બંદઉ સંત અસંતન ચરણા।
દુઃખપ્રદ ઉભય બીચ કછુ વરણા,
બિછુરત એક પ્રાણ હરિ લેહિ
મિલત એક દારૂણ દુઃખ દેહી.

ઈશ્વરભાઈ મળતાં અને જતાં બન્ને વખત સજ્જન જ રહ્યો. જ્યારે મળતો ત્યારે હર્ષનાં આંસુ આવતાં અને અચાનક ગયો ત્યારે શોકાગ્નિમાં ધકેલતો ગયો. વિદ્યાબહેનને ધીરજ આપશો. જ્યારે જ્યારે હું તેમને મળ્યો છું ત્યારે સગી બહેન જેવો ભાવ મને થયો છે ને સગાભાઇની જેમ તેમણે મને જાળવ્યો છે.

# સ્વાતંત્ર્ય સંગ્રામના સાથીદારનાં સંભારણાં

રતુભાઈ અદાણી

૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી તારીખની મધરાતે કોંગ્રેસ અધિવેશને સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઐતિહાસિક ઠરાવ પસાર કર્યો. ૧૯૩૦ના જાન્યુઆરીની ૨૬મી તારીખે દેશભરમાં ભારે ઉત્સાહપૂર્વક સ્વાતંત્ર્યદિનની ઉજવણી થઈ. લાખો ભારતવાસીઓએ આઝાદીની પ્રતિજ્ઞા લીધી. પૂ. ગાંધીજીએ ૧૨મી માર્ચે સત્યાગ્રહ આશ્રમમાંથી દાંડીકૂચનો પ્રારંભ કર્યો. કૂચ દાંડી પહોંચી ત્યાં સુધીમાં તો દેશભરમાં જાગૃતિ અને ઉત્સાહના પૂર ઉમટયા. તા. ૬ઠી એપ્રિલે પૂ. ગાંધીજીએ દાંડીના દરિયાકિનારે બીન જકાતી મીઠું પકવી સવિનય કાનૂન ભંગ કરી, સત્યાગ્રહ સંગ્રામના મંડાણ કર્યાં એની સાથે દેશભરમાં આંદોલન ફેલાઈ ગયું.

શ્રી. અમૃતલાલ શેઠની સરદારી નીચે ધોલેરા સત્યાગ્રહ સમિતિની રચના થઈ. સૌરાષ્ટ્ર–ગુજરાતમાંથી સત્યાગ્રહી ભાઈબહેનોની ટુકડીઓનો પ્રવાહ શરૂ થયો. સત્યાગ્રહ છાવણી ધમધમી ઊઠી. કરાંચીમાં વસતા ગુજરાતી ભાઈબહેનોની પણ એક પછી એક ટુકડી ધોલેરા આવતી રહી. આવી એક ટુકડીમાં સત્યાગ્રહી સૈનિક તરીકે આવેલ એક જુવાન અખાડામાં કસાયેલ ઘાટીલો દેહ, અંગેઅંગમાં તરવરાટ, ગોરો વાન, નમણો ચહેરો, મોઢા ઉપર સદાય રમતું હાસ્ય અને મસ્તી ભરેલી ચાલથી જુદો તરી આવતો હતો. એ જુવાનનું નામ શ્રી. ઈશ્વરભાઈ દવે.

ધોલેરામાં તા. ૬ઠી એપ્રિલથી ટુકડીવાર અને ૧૩મી એપ્રિલે સામૂહિક સત્યાગ્રહના કાર્યક્રમો યોજાયા બાદ, સૈનિકોને ધોલેરા, બરવાળા, રાણપુર ધંધુકા અને ત્યારબાદ નાની નાની છાવણીઓમાં વહેંચી દેવામાં આવ્યા. જુદી જુદી છાવણીઓમાં હોવાને કારણે શરૂઆતમાં તો ઈશ્વર સાથે ખાસ પરિચયમાં આવવાનું ઓછું બનતું, પરંતુ સત્યાગ્રહ સંગ્રામ વધુ ઉગ્ર બનતો ગયો, સરકાર તરફથી પણ જુલમો વધતા ચાલ્યા, પરિણામે યોજાતા ખાસ કાર્યક્રમોમાં ઈશ્વરની દોસ્તીનો લાભ મળતો ગયો. સત્યાગ્રહ સંગ્રામ, બાદમાં યુદ્ધ વિરામ દરમિયાન ભાલના ગામડાંઓમાં શરૂ કરેલા લોકજાગૃતિના થાણાં, ફરી સત્યાગ્રહ, એમ ખાસા ચાર વર્ષ સુધી અમે મિત્રો સાથે રહ્યા. એના મીઠાં સંસ્મરણો યાદ કરીએ તો પાર ન આવે. પણ જેમાં ઈશ્વર નીડર–બહાદુર સૈનિક તરીકે ઝળકી ઉઠયો એવા થોડા પ્રસંગો જ નોંધું છું.

અનેક પ્રકારના જુલમો વરસાવ્યા પછી પણ સત્યાગ્રહીઓના ઉત્સાહને તોડી પાડવામાં નિષ્ફળ ગયેલી સરકારે અંતે સત્યાગ્રહ છાવણીઓ જપ્ત કરવાનો નિર્ણય કર્યો. સત્યાગ્રહીઓને આશ્રય કે ભોજન આપનાર લોકો ઉપર પણ ધરપકડ અને જપ્તીની ધમકીઓ આપવામાં આવી.

આ મુજબ એક દિવસસ ધોલેરા છાવણી ઉપર પોલીસનું ધાડું આવી પહોંચ્યું. પહેલે કપડે સત્યાગ્રહીઓને ગિરફતાર કર્યા. છાવણીનો પોલીસે કબજો લઈ લીધો. બાદ સત્યાગ્રહીઓને છોડી મૂકવામાં આવ્યા. સરકારે માનેલું કે થાકીને સત્યાગ્રહીઓ ધોલેરા છોડીને ચાલ્યા જશે. પણ સત્યાગ્રહીઓ તો આઝાદી માટે ખપી જવાની તૈયારી સાથે આવેલા. સ્મશાન ભૂમિમાં જઈને ત્રિરંગી ઝંડો લહેરાવી સત્યાગ્રહ છાવણી શરૂ કરી. ભોજન માટે આઝાદ રોટી ઉધરાવવી શરૂ કરી. સરકારની ધાક ધમકી છતાં લોકોએ અજબ સહકાર આપ્યો. પોલીસોએ સ્મશાન ભૂમિ ઉપર આવી, છાવણી વિખેરવા ઘણા પ્રયાસ કર્યા. પણ એમને સફળતા મળી નહીં. ઈશ્વરે તો કાનૂન ભંગના કાર્યક્રમમાંથી મળતા સમયમાં સત્યાગ્રહી સાથીઓને અખાડાની તાલીમ આપવાનું શરૂ કરી દીધું. – દિવસો સુધી એની સાથે સૌએ છાવણીની મોજ માણી. સમય મળ્યે અમારી ચર્ચા સભાઓ

મળે. ઇશ્વરનો સ્વભાવ ઓછું બોલવાનો. શાન્તિથી બેઠો બેઠો સાંભળ્યા કરે, પણ બોલે ત્યારે બે ચાર વાક્યો બોલે, પણ એમાં સમગ્ર ચર્ચાનો સાર આવી જાય. એનાં બોલનું ભારે વજન પડે. જપ્ત થયેલી છાવણી ફરી કબજે કરવાનો કોંગ્રેસે કાર્યક્રમ જાહેર કર્યો. અમદાવાદમાં જપ્ત કરેલ કોંગ્રેસ ભવન ઉપર કૂચ કરવા માટે ધોલેરાની પણ એક ટૂકડીને આદેશ મળ્યો. કોંગ્રેસ ભવન સુધી કોઈ સત્યાગ્રહી પહોંચી ન શકે એ માટે પોલીસે ભારે કડક બંદોબસ્ત ગોઠવેલો. પણ આવે પ્રસંગે ઓછાબોલો ઈશ્વર વ્યૂહ ગોઠવવામાં પાવરધો. ટાવરમાં પાંચના ડંકા પડયા અને પોલીસના કડક બંદોબસ્તને ભેદીને અમારી ટુકડી કોંગ્રેસભવન સુધી પહોંચી ગઇ. ખીજાયેલી પોલીસે આંધળો લાઠીમાર કર્યો. ઈશ્વર બેભાન બની જમીન ઉપર પટકાઈ પડયો ત્યાં સુધી ખુમારી પૂર્વક લાઠીઓ ઝીલતો રહ્યો.

*

ચોમાસાના દિવસો. ભાલનો મોટા ભાગનો પ્રદેશ જળબંબાકાર બની જાય. સરકારે માની લીધું કે આટલા પાણી - કાદવ ખૂંદીને ધોલેરા આવવાની કોઈ હિંમત નહીં કરે. સત્યાગ્રહ સમિતિએ આઠ સૈનિકોની બનેલી અમારી ટૂકડીને કોઇપણ ભોગે ધોલેરા પહોંચી છાવણી ઉપર કૂચ લઇ જવાનો આદેશ આપ્યો. ધોલેરા જવા માટેનો એક જ માર્ગ, કેવળ ધંધુકાથી જ જવાય. પણ એ માર્ગે સીધી સડકે જઈએ તો તો રસ્તામાં જ ગિરફતાર થઈ જઈએ. એટલે અમે બોટાદથી અમારી કૂચ શરૂ કરી. ગાડા કેડો છોડી, વચ્ચે આવતા ગામો તારવી, વરસતા વરસાદમાં ખેતરોનો ગારો ખૂંદતા ખૂંદતા, અને નાવડા પછીના ભાલ પ્રદેશમાં કેડકેડ સમાણા પાણીમાં ચાલતા અમે ચોથે દિવસે મેં સૂઝળું થતા જ ધોલેરા પહોંચ્યા. લોકો આભા બની ગયા. પોલીસ પણ તાજુબ બની ગઈ. છાવણીના દરવાજા સુધી અમે પહોંચી ગયા. રોષે ભરેલા પોલીસે, લાઠી તરીકે બંદૂકનો ઉપયોગ કરી અમને પોંખ્યા. બધા સૈનિકો ઘાયલ થયા. ઇશ્વર એમાં મોખરે.

○ ○ ○

કોંગ્રેસને ગેરકાયદેસર સંસ્થા તરીકે જાહેર કરવામાં આવેલી. એટલે એનું અધિવેશન તો મળી શકે નહીં. પણ સરકારના હુકમનો અનાદર કરી દિલ્હીમાં કોંગ્રેસ અધિવેશન ભરવાનો નિર્ણય લેવાયો. દેશભરમાંથી સત્યાગ્રહી ટૂકડીઓનો દિલ્હી તરફ ધસારો શરૂ થયો. ધોલેરા છાવણી તરફથી ઈશ્વરની અને મારી પસંદગી થઇ. દિલ્હી જતી ટ્રેઇનોમાંથી જ સત્યાગ્રહીઓની ધરપકડ કરવામાં આવી. વેશપલટો કરીને દિલ્હી પહોંચવાની અમને લાલચ થઈ આવી. પણ એ લાલચ છોડી, સત્યાગ્રહીના ગણવેશમાં જ અમે દિલ્હી માટે રવાના થયા. ઈશ્વરની કુનેહને કારણે અમે દિલ્હી તો પહોંચ્યા. પણ એ વખતનું દિલ્હી લશ્કરી છાવણીમાં ફેરવાઈ ગયેલું. જ્યાં જુઓ ત્યાં પોલીસના ધાડા. કોંગ્રેસ અધિવેશન માટે આવ્યાનો વહેમ પડે કે ધરપકડ. આમ છતાં અમે એક હોટલમાં ઉતારો તો મેળવ્યો. હોટલનો માલિક પામી ગયો, પણ અર્ધી-અર્ધી કલાકે પોલીસ તરફથી થતી તપાસ છતાં હોટલ માલિકે અમને બચાવી લીધા. પણ સાંજે એમણે પણ હાથ જોડી અમને વિદાય આપી. ત્યાર પછી બે દિવસ દિલ્હીમાં પકડાયા સિવાય રહેવાની વ્યવસ્થા કરવામાં ઈશ્વરની અક્કલે જ યારી આપી.

કોંગ્રેસ અધિવેશનનો નિશ્ચિત દિવસ આવી પહોચ્યો. ચાંદની ચોકમાં નિશ્ચિત સમયે પહોંચી જવાની અમને સૂચના મળી. ત્યાં પહોંચવા આવ્યા અને ગુજરાતની અમારી ટુકડીને એ જાહેર કાર્યક્રમમાં ભાગ ન લેવાની સૂચના મળી. અમારે માટે વ્યવસ્થાપકોએ સાંજના પાંચ વાગ્યાનો કાર્યક્રમ નક્કી કરેલો.

રસ્તાની બંને બાજુ પોલીસોની કતાર. રસ્તા ઉપર પણ ઘોડેસ્વારોની કૂચ ચાલુ. આમાં ચાંદની ચોક પહોંચવું કઈ રીતે એ સવાલ હતો. પણ છૂટા છૂટા ચાંદની ચોક નજીક પહોંચી જઈ, સંકેત મળ્યે બધાએ પોલીસની કતાર વિંધી રસ્તા ઉપર સરઘસાકારે ગોઠવાઈ જવાનું હતું. એમાં અમને સફળતા મળી. ભવસુખભાઈ ખારોડ ત્રિરંગી ઝંડો લઇને સૌથી આગળ અને એની પાછળ અમે બધા બબ્બેની હારમાં. ઇશ્વર અને હું એક જ જોડીમાં. સરઘસ શરૂ થયું અને

ઘોડેસવારો તૂટી પડયા. ઝંડો આંચકવા એક ઘોડેસવારે પ્રયત્ન કર્યો. અમે ત્રણ ચાર જણા ઝંડાને વળગી ગયા. ઘોડા ઉપર બેઠેલા સાર્જન્ટોને મારવાનું વધારે ફાવે. ભાગ્યે જ માણવા મળે એવી મોજ માણી. અમને લાઠીઓની ત્રમઝૂટ સાથે ટીંગાટોળી કરી કરી દૂર ફેંકી દેવામાં આવ્યા – પણ ઈશ્વર એની પહોળી છાતી અને કસાયેલા દેહ ઉપર લાઠીઓ ઝીલતો ઝીલતો બેભાન બની ગયો એટલે એની ધરપકડ કરવામાં આવી.

*

નાશિક જેલમાં અમે સાથે. જેલનો એ વખતનો એવો નિયમ કે જેલ અધિકારી આવે ત્યારે બધા કેદીઓને માથું નીચું નમાવી, ઉભડકપગે, પગ ઉપર હાથ રાખીને બેસવાનું. માનભંગ કરતા આ નિયમનો અમે વિરોધ કર્યો, અને જેલમાં સત્યાગ્રહનો કાર્યક્રમ શરૂ થઈ ગયો. સત્યાગ્રહીઓને નમાવવા, જેલ અધિકારીઓએ દમન કરવામાં મણા ન રાખી. ગુણપાટ, ગોળા, મીઠાની કાંજી, આડાબેડી, ડંડાબેડી, રાતે હાથકડી, ખડાબેડી જેવી અનેક સજાઓ પછી પણ સત્યાગ્રહીઓએ નમતું ન આપ્યું. એટલે છેવટ જેલ અધિકારીઓએ ફટકાનો ઉપાય વિચાર્યો. એની બધી તૈયારીઓ પણ થઈ ગઈ. ફટકા મારવા માટે દરેક સત્યાગ્રહીઓને પસંદ કર્યા, ઈશ્વર તો એમાં હોય જ. અને પસંદગીની તક મળે તો સૌથી પહેલો વારો લેવાની એની તૈયારી અને આગ્રહ. પણ જેલઅધિકારીઓએ ફટકા મારવાને બદલે મારઝૂડ શરૂ કરી અને એ પ્રકરણે એવો વળાંક લીધો કે જેલ અધિકારીઓ જ દંડાયા.

ચાર વરસ સુધી સત્યાગ્રહ સંગ્રામમાં આવા અનેક પ્રસંગોએ ઈશ્વર સાથેનો લહાવો મળ્યો. સત્યાગ્રહ કાર્યક્રમ મુલતવી રહેતાં સૌ પોતપોતાના મનપસંદ કાર્યક્રમમાં પરોવાઈ ગયાં. ઈશ્વરે સાહિત્ય–પ્રકાશન પ્રવૃત્તિ અપનાવી. એમાં અનેક તડકા – છાંયા જોયા. પણ નિષ્ઠાપૂર્વક એ ક્ષેત્રને વળગી રહ્યો અને છેવટ એ અંગેની કામગીરી બજાવતાં બજાવતાં જ એક ગોઝારા અકસ્માતે એનો ભોગ લીધો.

મિલનસાર – પ્રેમાળ સ્વભાવ, વિવાદથી દૂર રહેવાની વૃત્તિ, મોં ઉપર સદાય રમતું હાસ્ય, અને બીજા ઉમદા ગુણોને લીધે એણે ચોમેર જીવનની સુવાસ પેદા કરેલી. તે સદેહે આપણી વચ્ચે નથી, પણ એના જીવનની સુવાસ તો મઘમઘતી જ રહેશે.

*

મુ. ઈશ્વરભાઈના દુઃખદ અવસાનના સમાચાર સાંભળીને અમોને ઘણો જ આઘાત લાગ્યો છે. મારો તો થોડો જ પરિચય, છતાં પણ તેમના ઉમદા સ્વભાવની તેમજ તેમની સાહિત્યસેવાની મારા મન ઉપર ઘણી ઊંડી છાપ પડી છે. એના પુણ્યશાળી પવિત્ર આત્માને પ્રભુ શાંતિ અર્પે તેવી પ્રાર્થના.

ડૉ. જે. બી. જસાણી (ધારી)

*

સૌરાષ્ટ્રની આકાશગંગાનાં સાંસ્કૃતિક ક્ષેત્રે ચમકતા સિતારાઓમાંથી એક ખરી પડયો. પ્રથમ તો મન આ સ્વીકારવા તૈયાર જ ન થયું. એક સૌજન્યશીલ, અસીમ લાગણી–સભર, અમીના ભંડાર સમ, શાંત સ્વભાવ અને સમભાવનાવાળા વડીલની વિદાય મારા જેવા અનેકને વસમી લાગી છે. આ દુઃખ આપણા સૌ માટે અસહ્ય છે, પણ સહ્યા વગર છૂટકો નથી. ઈશ્વર એ સહન કરવાની પૂ. વિદ્યાબહેન અને પરિવારને શક્તિ આપે એમ પ્રાર્થના કરું છું.

રસિકલાલ ચંદારાણા (ચલાળા)

# વડપણ વિવેક ને વ્હાલપનાં વશીકરણ

વજુભાઇ વ્યાસ

૧૯૩૯નું વરસ અને અમદાવાદ જિલ્લાનું સૌરાષ્ટ્રની પાંખમાં પડેલું ગ્રામ રાણપુર. આ ગામમાં 'ફૂલછાબ' કાર્યાલયની સામે જ છોટુભાઇ દરજીનું વિશાળ ફળીવાળું ઊંચા ઓટલાનું હરિજનવાસના રસ્તા ઉપર પડતું બે ઓરડાવાળું મકાન. એ મકાનમાં શ્રી. જયમલ્લ પરમાર અને એમના સાથીદાર શ્રી. નિરંજન વર્મા રહે. સૌરાષ્ટ્ર અને ગુજરાતના નાના મોટા કાર્યકરોની ધડસાળ આ મકાને બેસે. જયમલ્લભાઇના લંગોટિયા ભાઈબંધ ઈશ્વરભાઈ પણ અવારનવાર સહકુટુંબ આવે ત્યારે આનંદના હિલોળા ઊછળે.

બન્ને એકબીજાના સુખદુઃખના ભાગીદાર, દરિયાવ દિલની દોસ્તી અને દૂધમાં સાકર ભળે તેમ એકબીજાનાં કુટુંબો એકબીજામાં ભળી જાય. અમારા જેવા અનેક નાનકડીઆ મિત્રોને તો આ સંયુક્ત જીવનની ભાવના હેરત પમાડતી. ત્યાં નિરૂભાઈનાં બા ને બહેન હોય, જયમલ્લભાઈનાં બા અને એમના ભાઈનું કુટુંબ હોય. બીજા મિત્રોનાં કુટુંબો પણ સાગરમાં સરીતા મળે તેમ આવી મળે. દેશ અને દુનિયાની, દેશી રાજ્યોની અને મુત્સદ્દીગીરીની ચર્ચાઓ ચાલે તો લોકસાહિત્યની છોળો ઊડે.

હરવા ફરવાનાં બે ત્રણ જ સ્થળ એક રાણજીનો ટિંબો અને બીજું રાણપુરનું રેલ્વે સ્ટેશન. થોડે દૂર એક ભગત દેરી. પણ સાંજ પડે સરઘસ નીકળે એટલા મિત્રો અને મિત્રકુટુંબો વાતુંના ગુલતાન કરતા લટાર મારવા નીકળે. ઈશ્વરભાઈ આવે ત્યારે અમને સૌને ખૂબ આનંદ પડે. જયમલ્લભાઈનાં બા અતિ પ્રેમાળ. ભર્યું વ્હાલ જ નીતરે ને એમની રસોઈની જૂનરટમાંથી રસની હેલું છૂટે. એમનાં રસદાર અને મધમધતી હેલું છૂટતી હોય એવાં રજવાડી શાક–દાળ અને મીઠા સાકર જેવા ઘીથી તરબતર રોટલા ફરી કદી કયાંય ખાવા નથી મળ્યા. બહુ બહુ પ્રેમથી સૌને જમાડે. રસોઈની સૌની પ્રેમપૂર્વકની તૃપ્તિ એ જ એમનો આનંદ. રસોઈમાં કાંઈ કમી રહી ગઈ હોય તો આખો દિવસ જીવ બાળે.

એ દિવસોમાં મેઘાણીભાઈ પણ બપોરનું ભોજન જયમલ્લભાઈને ત્યાં જ લેતા. સાંજે બોટાદ જાય, પણ કામના દિવસો દરમિયાન રાણપુર રોકાય ત્યારે જયમલ્લભાઈને ત્યાં જ જમવાનું હોય. રજવાડી ઢબની રસોઈના બહુ પ્રેમી ખૂબ પ્રેમથી જમે અને જમ્યા બાદ અર્ધો કલાક વાતોના ગલબા કરે.

ત્યારે હું તો સાવ નાનો, નવોસવો ને ગામઠીઆ જેવો. વળાના સત્યાગ્રહમાંથી સીધો 'ફૂલછાબ' માં આવેલો, પણ જયમલ્લભાઈએ ને નિરૂભાઈએ મને નાનાભાઈ તરીકે અપનાવી લઇ કુટુંબનો સભ્ય જ બનાવી દીધેલો. એટલે 'ફૂલછાબ'ની જેમ ઘરના નાના મોટા કામકાજમાં પણ ગોઠવાઈ ગયેલો.

રાણપુરમાં લીલાં શાક કરતાં તે દિવસોમાં પોપૈયાં વધુ આવે. દેદ નામનેશની વાડીઓમાંથી પણ ઉતરે. ઇશ્વરભાઈને પોપૈયાનો રસ ખૂબ ભાવે. આ પોપૈયાં ને શાકભાજી લઈ આવવાનું કામ મારા માથે હતું. ધીરે ધીરે એમાં હું નિષ્ણાત બની ગયેલો. સુધારી સારા છણીઆમાં છણીને એનો ઘાટો રસ બનાવીએ. એમાં જોઇતી સાકર ને લીંબુ ભેળવીએ. આ કળા જયમલ્લભાઈની. એ રસ ખાઇ મહેમાનો હેરત પામી જાય કે ખરે શિયાળે આ કેરી આવી કયાંથી ? સીમ વગડાના વેલાના પાંદ, ટેટીઓ વગેરેનાં વિવિધ શાક બનાવતાં. એ અમારી ભોજનમોજ.

'ફૂલછાબ' પ્રગટ કરવાના દિવસે રાત દિવસ ભરચક કામ રહેતું. એ દિવસો દરમિયાન, નાની મોટી ચીજ વસ્તુઓ લઈ આવવાનું અને અમને પીરસવા કરવાનું કામ ઈશ્વરભાઇ ઉપાડી લેતા. ને અમને ખૂબ રાહત આપતા. ઘરના કામકાજમાંથી પરવારી કાર્ય-

હયમાં આવી વાંચે ને બધી વ્યવસ્થાનું નિરીક્ષણ કરે. અહીં એમણે મેઘાણીભાઈ અને નાથાભાઈ સાથે સંબંધ કેળવ્યા. જતે દિવસે સ્વાધીન મુદ્રણાલયમાં સંઘનાં પુસ્તકો છપાવવાનું ગોઠવ્યું અને ફૂલછાબનાં પુસ્તકો સંઘ તરફથી વેચવા અને કેટલાંક પ્રકાશિત કરવાનું નક્કી કર્યું. મેઘાણીભાઈનું શરીર નબળું પડયું ને થાકીને 'ફૂલછાબ' છોડી ગયા ત્યારે શ્રી. ઈશ્વરભાઈ જ એમને અમદાવાદ લઈ ગયા. ઈલાજ ઉપચાર કર્યા અને ફરી કલમ હાથમાં પકડાવી 'ઊર્મિનવરચના'માં લોકસાહિત્યનો પ્રવાહ વહેવડાવ્યો. મેઘાણીભાઈનાં ઘણાં પુસ્તકો સંઘ તરફથી પ્રગટ કરેલાં. 'માણસાઈના દીવા'નું ઘણું શ્રેય તો શ્રી. ઈશ્વરભાઈને ફાળે જ જાય છે.

મને યાદ છે કે શ્રી. જયમલ્લભાઈ ને શ્રી. નિરૂભાઈ '૪૨ની ક્રાંતિ દરમિયાન મુંબઈમાં એક ઘરમાં છુપાયેલા. ત્યાંની બારીનો ખૂણો લાગતાં પ્લુરસીમાં પટકાયા ને ઈશ્વરભાઈને ત્યાં માટુંગાના અપુષ્પ મેન્શનમાં પથારીવશ હતા ત્યારે મેઘાણીભાઈ ગુરુવર ટાગોરનાં ગીતોનું રૂપાંતર 'રવીન્દ્રવીણા' રૂપે કરતા. મેઘાણીભાઈના દિલમાં થયું કે આ ગીતો તો મૂકી જઈશ, પણ એના મેં પ્રયોજેલા ઢાળ કોના કંઠમાં મૂકી જાઉં ? એથી તેઓ જયમલ્લભાઈના કંઠમાં એ ગીતો મૂકી જવા રોજ ઈશ્વરભાઈના નિવાસસ્થાને આવતા. રવીન્દ્રવીણાના ઢાળો ગાઈ–સમજાવી જતા અને જયમલ્લભાઈના કંઠમાં ઢાળ જળવાઈ રહેશે એનો સંતોષ અનુભવતા. કેટલીકવાર એમના ભત્રીજા ચિત્રકાર શ્રી લાભચંદ મેઘાણી પણ સાથે આવતા. એ દિવસોમાં મેઘાણીભાઈના યજમાન શ્રી. રતિલાલ ઝાટકિયા ઘાટકોપર રહેતા, તે મેઘાણીભાઈને રોજ મૂકી જતા ને લઈ જતા. પછી તો મેઘાણીભાઈએ શ્રી. જયમલ્લભાઈને 'વેણીનાં ફૂલ'ના, 'હાલરડાં'ના, 'યુગવંદના'ના અને 'એકતારા'ના એમ તમામ ઢાળો બતાવી ગયેલા. આજે જ્યારે મેઘાણીભાઈનાં ગીતો ગમે તેમ ગાંગરાતાં હોય છે ત્યારે થાય છે કે શા માટે તેઓ જયમલ્લભાઈ પાસેથી અસલી તળપદા ઢંગના મેઘાણી રચિત અને મેઘાણીભાઈએ બતાવેલા અસલી ઢાળો નહિ શીખવા જતા હોય ?

૧૯૪૨ની ક્રાંતિના દિવસોની એ વાત છે. જયમલ્લભાઈ, નિરૂભાઈ અને હું તો સત્યાગ્રહની બીજી રણભેરી ન વાગે ત્યાં સુધી જ 'ફૂલછાબ'માં કાળ નિર્ગમન કરતા હતા. એ રણભેરી વાગી અને શ્રી. જયમલ્લભાઈ અને નિરૂભાઈએ જે કાંઈ સરસામાન એમનાં બાને જોઈતો હતો તે સિવાયનો તમામ હરિજનવાસમાં વહેંચી દીધો ને લગભગ પહેર્યે લુગડે અમે સૌ ભૂગર્ભમાં ઊતરી ગયા. મુંબઈથી ઈશ્વરભાઈ ભૂગર્ભ પ્રવૃત્તિમાં પડયા. ભારતી સાહિત્ય સંઘ ચાલતો રહ્યો ને '૪૨ની ભૂગર્ભ પ્રવૃત્તિ પણ ચાલતી રહી. ઈશ્વરભાઈ અંત સુધી એમાં કામ કરતા રહ્યા.

'૪૨ની લડતમાં સરકારનાં કારખાનાં સળગાવવાં, લડાઈના કામમાં આવે તેવાં મશીનો તોડવાં, પૂલો તોડવા, દારૂગોળો લઈ જતી રેલ્વે તોડવી કે ખેડવી નાખવી, પાટા ઉખેડી નાખવા, રેલ્વેની બોગીઓ લૂંટવી, હથિયારો ઉપાડી જવાં, તાર–ટેલીફોનના થાંભલા તોડવા, હથિયારો અને બોમ્બ બનાવવા, એકથી બીજે ઠેકાણે પહોંચાડવા, ખાનગી પત્રિકાઓ બહાર પાડવી વગેરે કંઈક કામ ચાલતાં. એમાં દરેક સ્તરે ને દરેક તબક્કે ઈશ્વરભાઈ ભાગ લેતા રહ્યા. પાછું છૂપાવાનું સ્થળ એમનું જ ઘર હોય. ઈશ્વરભાઈ સાથે વિદ્યાબહેન સહિત આખું કુટુંબ સદાય આ જોખમો વચ્ચે જ જીવતું.

જોખમો વચ્ચે જ કુટુંબ જીવતું હોય પછી અગવડોનો તો કોઈ આરોવારો ન હોય. પણ કોઈના મન ઉપર મેં ક્યારેય લગીરેય કંટાળો કે ભાર જોયાં નથી. સદા હસતા ને આનંદ કરતા હોય. કાંઈ નવું કરી બતાવે છે કે દેશને માટે જાનફેસાનીની રમત ખેલી રહ્યા છે એવી કોઈ બડાઈની વાત મેં એમના કોઈના કે કુટુંબના મોઢે ય સાંભળી નથી. જે દિવસે મુંબઈમાં પકડાયો જે બ્લોક બોમ્બ બનાવવા ભાડે રાખેલો તેમાં બોમ્બ અચાનક ફૂટયા ને મોટા ધડાકા–ભડાકા ને દારૂગોળાની ગંધના ધુમાડાના ગોટા ઊડયા ત્યારે થોડી ચિંતા થયેલી, પણ પરિવાર પૂરતી જ,

કે વખતે બધાંને પકડી જશે તો બાળકોની શી દશા થશે? પણ બીજા દિવસથી બધું સામાન્યપણે જ ચાલવા માંડેલું.

'૪૨ની પ્રવૃત્તિ મંદ પડી ત્યારે તો જેમની પાછળ પોલીસ પડેલી ને વૉરંટો નીકળેલાં એ બધાને આશરો આપવાની બેવડી ફરજ ઈશ્વરભાઈ ને વિદ્યાબહેન ઉપર આવી. છતાં એમના જીવનમાં કોઈ બોજો કે કોઈ ભય ડોકાયા નહિ. એમાં નિરુભાઈ બિમાર પડયા એની સેવા સુશ્રુષા જયમલ્લભાઈ સાથે ઈશ્વરભાઈ ને વિદ્યાબહેનની ઉપર આવી પડી. પછી તો પોલીસના પીછાને કારણે એક ઘરથી બીજા ઘરે, એક પરાથી બીજા પરામા અને એક ગામથી બીજા ગામે ભાગતા ફરવુ પડયું, ત્યારે જયમલ્લભાઈ, ઈશ્વરભાઈ અને વિદ્યાબહેને નિરુભાઈના આજાર શરીરને ઉઠાવી ઉઠાવીને અવર્ણનીય રીતે છુપાવતા રહી સેવા ચાકરી કરતા રહ્યા, નિરુભાઈને બચાવતા રહ્યા ને પોલીસથી બચતા રહ્યા.

એ તમામ સમયનો હું સાક્ષી અને સાથીદાર રહ્યો છું. મુંબઈ, ઘાટકોપર, પાર્લા, ખાર અને પછી માથેરાન, દેવલાલી, પંચગીની, વર્ધા–મગનવાડી એમ ઠેર ઠેર આજાર નિરુભાઈને ઉઠાવી ઉઠાવીને ભાગતા–છુપાતા રહ્યા. જયમલ્લભાઈ તો અમારા સૌના વડીલ હતા અને માથું મેલીને નીકળેલા, પણ ધન્યવાદ ઘટે છે ઈશ્વરભાઈને અને વિદ્યાબહેનને કે બાળકો સાથે એમણે જીવનનાં આ ચઢાણ ઊતરાવ્યા. આ ભાગાદોડી અને દિનરાત અખંડ ઉજાગરા અને થાક વેઠી વેઠીને નિરુભાઈની સારવાર કરતા રહ્યા. મારે ભાગે આવતું કાર્ય મારે કરવાનુ જ હોય, કારણ કે હું તો એ સહુનો નાનો ભાઈ હતો.

માત્ર નિરુભાઈ અને જયમલ્લભાઈનો પ્રશ્ન ન હતો પણ ઘણા ભૂગર્ભવાસીઓને ખવરાવવા પીવરાવવાનો અને છુપાવવાનો પ્રશ્ન હતો. પોલીસ પગેરું દબાવતી આવતી હોય. એમાં વિવિધ પ્રકારની વિકટતાભરી જવાબદારી જયમલ્લભાઈ, ઈશ્વરભાઈ અને વિદ્યાબહેન અદા કરી રહ્યા હતા. આ બધું કેમ ભૂલાય, કેમ વિસરાય? જમતને તો આ બધી બાબતો સાથે ઓછો સંબંધ છે, કારણકે ગમે તેવી ક્રાંતિ વીતી ગયા પછી એનું મહત્ત્વ સહેલાઈથી વિસરાઈ જાય છે ને શાક બકાલાની કે સરકારી કર્મચારીઓની હડતાલોનું મહત્વ મુખ્ય બની જાય છે. પણ જેઓ' ૪૨ની એ ક્રાંતિ જીવ્યા તે અમારા જેવા કેમ બધું વિસરી શકે? એ કાળને જીવવાનો અવસર મળવા માટે હું તો મને ભાગ્યશાળી ગણું છું ને એનું શ્રેય મારા એ વડીલ–મુરબ્બીઓને યાદ કરી કરીને આપું છું.

ઈશ્વરભાઈનો આત્મા એટલો વિશાળ, એમનું દિલ એટલું ઉદાર અને એમના વિચારો એટલા ઉદાત્ત નહોત તો આ બધું બનવું અશક્ય હતું, સદાય ઝરણાની પેઠે હસતા ને સ્મિત વેરતા એ ખેલદિલ આદમીનું દંપતીજીવન પણ એટલું ખુશનુમા હતું. આટલા બધા મિત્રોનો હલચો પામવો એ તો જેના ઘરનું માણસ જોગમાયા જેવું હોય એનાથી જ બની શકે. માણસોને નોતરવાનું કામ ભલે પુરુષ કરતો હોય, પણ એને જાળવનારી અન્નપૂર્ણા ઘરમાં ન હોય તો આંગણે કૂતરુંય અડકે ન આવે. સો આઘાપાછા થઈ જાય અને આ કાંઈ એક, બે દિવસ કે પાંચ–પંદર મહિનાની વાત નથી. ૧૯૩૯થી અમે જોતા આવીએ છીએ કે ૧૯૫૦ સુધી તો ઈશ્વરભાઈનું ઘર છાવણીરૂપે જ રહેતું અને એનું મોટું શ્રેય વિદ્યાબહેનને ફાળે જાય છે. રાજકોટ નિવાસ કર્યા પછી પણ એમાં ઓછો ફેર પડેલો.

અમારા જેવા ઘણા નાના – મોટા મિત્રો ત્યાં જળવાતા એ તો ઠીક પણ દીકરો મોટો થાય અને એના માટે કન્યાની પસંદગી કરવી, પરણાવવા ને ઘર માંડી દેવા સુધીની ચિંતા બન્ને માણસે કરી છે. એમાં તો મારે કહેવું પડે કે ખાસ કરીને વિદ્યાબહેને એ બધી ચિંતા સેવી છે. પોતાની પાસે હોય ન હોય તો પણ અમને પરણાવી, પહેરાવી બે સારાં લુગડાં પહેરાવીને પછી દુઃખણાં લીધાં છે. પરણ્યાને અમે સ્થિર થઈએ એની પણ ચિંતા સેવતા રહ્યા છે.

આટલા બધા સાથીદાર મિત્રો, વળી નવા

પણ આવે જાય, છતાં કદી કોઈનામાં પંક્તિ ભેદ નથી કર્યો. ઈશ્વરભાઈના કે જયમલ્લભાઈના ભાણામાં ન હોય એવી ચીજ વસ્તુ અમારા સૌના ભાણામાં પીરસાય. લગીરે ટંકટીકો નહિ અને પાછળ જે કાંઈ વધ્યું હોય તે પોતે ખાય. ન વધ્યું હોય તો ખબર પણ ન પડવા દયે. આમાં કોઈ નાનું નહિ, કોઈ મોટું નહિ. સૌની સાથે એક સરખો સમાન વર્તાવ. આ વિદ્યાબહેન અને ઈશ્વરભાઈને અમે કેમ કરીને ભૂલી શકીએ ? અમારા સૌ ઉપર જયમલ્લભાઈની અમી નજરના આશીર્વાદ ઊતર્યા કરતા.

આમ જયમલ્લભાઈ, ઈશ્વરભાઈ, વિદ્યાબહેન અને કુટુંબ સાથે વર્ષો સુધી સાથે રહેવાનો, કામ કરવાનો મોકો મળ્યો છે. એમના સુખદુઃખના સાક્ષી રહેવાનો અવસર મળ્યો છે. એમાંથી અમે અમારા જીવનના પાઠ ભણ્યા છીએ. અમારા જેવા અનેકના તેઓ મોટાભાઈ અને મોટાં બહેન બન્યા છે. સાચા અર્થમાં મા ને બાપ બની અમને મોટા કરી પરણાવી પહેરાવીને જીવનમાં સ્થિર કરી હુંફ આપતા રહ્યાં છે. પણ એમણે ઈશારેય કદી પોતાનું મુરબ્બીપણું બતાવ્યું નથી કે વડીલપણાનું અભિમાન વરતાવ્યું નથી. '૪૨ પછીની અમદાવાદની ભારતી સાહિત્ય સંઘની ઓફિસમાં પણ હું જોડાયેલો. મુંબઈ ઓફિસમાં પણ મેં કામ કર્યું છે ને 'ઊર્મિનવરચના' રાણપુરથી પ્રગટ થતું ત્યારે પણ મેં એનું આયોજન કરેલું છે. આમ પ્રકાશન સંસ્થા સાથે પણ હું જોડાયેલો. એ કાળે લેખકો, કવિઓ, કલાકારો, વિવેચકો પ્રકાશકો અને મુદ્રકો સાથેના ઈશ્વરભાઈના ઉચ્ચ સંબંધોની વાતો લખવા બેસું તો આરો ન આવે, પણ એટલું જ કહું કે એ બધા સંબંધોમાં ઈશ્વરભાઈ સદાય ગૌરવશીલ રહ્યા છે.

આ બધામાં બે વાત મારા દિલમાં અવિસ્મરણીય રહી ગઈ છે. એક તો એમના સાથીદાર શ્રી હરજીવન સોમૈયાની અંત સમય સુધીની ઉમદા સારવાર અને આગળ મેઘાણીભાઈની મુલાયમ માવજત. હતાશ મેઘાણીભાઈને ફુલાવી ફુલાવીને ઈશ્વરભાઈ જ ઘણું લખાવી શક્યા. આવા ઈશ્વરભાઈને જીવનને દરેક તબક્કે વિદ્યાબહેનનો સહારો મળ્યા જ કર્યો છે. એમના દાંપત્યજીવનના એકધારા, અન્યને અનેકવિધ રીતે ઉપકારક પ્રવાહને કારણે ઈશ્વરભાઈનું જીવન ડાળે ને પાંદડે ફાળી ઊઠેલું.

વાદ્યો નવા સવાં હોય ત્યારે ગમે તેટલો મેળ કરો તો પણ થોડાં બેસૂરાં બોલે જ. પણ જીવનના પ્રથમ પહોરમાં બેસૂરાપણું સાંભળવાની સાન નથી હોતી, જીવન બેહોશ હોય છે. પછી વાગતાં ઘસાતાં વાદ્યો સૂરમાં આવતાં જાય છે ને વિસંવાદીમાંથી સુસંવાદી થાય છે. આવો અનેરો સંવાદ ઊભો થયો અને સંવાદીજીવન પરિવારના અને અનેકના જીવનમાં સંવાદીતાના ઝંકાર ભરી રહ્યાં હતાં ત્યારે જ ન જાણે વિધિને કંઈ એવી ઈર્ષ્યા આવી કે આવા સુખી સંસારને વીંખી નાખ્યો ?

*

ઈશ્વરભાઈ આપણને છોડીને આટલા જલદી ચાલ્યા જશે અને તે પણ પરદેશની ભૂમિ ઉપર એ કલ્પના જ મનને મુઝાવી નાખે છે. સ્થૂળ દેહે હવે આપણે એમને જોઈ શકીશું નહિ. એમનું એ હાસ્ય, વાત કહેવાની સૌમ્ય શૈલી, એમની નમ્રતા, એમના દિલની વિશાળતા, વાણી અને વર્તન વચ્ચેનો સુમેળ અને વ્હાલ નીતરતો ચહેરો કેમેય ભૂલાય તેમ નથી. બીજામાં ભાગ્યે જ જોવા મળે એવું વીરલ વ્યક્તિત્વ આપણી વચ્ચેથી ચાલ્યું ગયું છે. મમતા ને માયાનું બંધન કેટલું પ્રબળ હોય છે ? એમનું વિખૂટાપણું સ્વીકારવા આપણે તૈયાર નથી. આમાં કોણ કોને આશ્વાસન આપે ? ને આશ્વાસન પણ શું આપે ? પણ આવી પડેલી આપત્તિ સ્વીકારવા મનને વાળવું જ રહ્યું. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

(અમદાવાદ) — બલ્લુભાઈ દેસાઈ (બી. આર. દેસાઈ)

# દરિયાવદિલ ઈશ્વરભાઈ

બાલકૃષ્ણ વૈદ્ય

'૩૦ ના સ્વાતંત્ર્ય યુદ્ધમાં ગાંધી–ઈરવીન કરારને કારણે વિરામ આવ્યો. લડતમાં જોડાવામાં હું મોડો પડયો અને મારી આકાંક્ષા અધૂરી રહી ગઈ. અજંપાનો ઉકેલ વિચારતો હતો અને લોકોને ઉપયોગી થવાય એવું કંઈક શીખી લેવાના હેતુથી આયુર્વેદનો અભ્યાસ કરતો હતો ત્યાં રાણપુરથી પ્રસિદ્ધ થતું 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક વાંચવા મળ્યુ. કેટલાક સ્વાતંત્ર્ય સૈનિકો લડત બંધ થતાં ધોલેરાની આજુબાજુનાં ગામડાંઓમાં લોકસેવા કરવા માટે રહેલા એમની એમાં રોજનિશિ છપાતી. સાપ અને વીંછીનો ત્રાસ, પીવા માટે તળાવનાં ગંદાં પાણી, રસોઈ આવડે નહિ, છતાં હાથે રાંધીને જમવાનું. એટલે કાચું પાકું ખવાય અને ભાલનો એ વિસ્તાર મેલેરીઆનું તો ઘર ગણાય. આ બધી મુશ્કેલીઓની વચ્ચે પણ તેઓ જે હોંશથી લોકોની સેવા કરતા હતા એ જોઈને હું આકર્ષાયો અને સીધો ત્યાં જઈને ઊભો રહ્યો

મારી ઉંમર ત્યારે વીશ વર્ષની હતી. મેં ત્યાં જઈને જોયું કે મોહનભાઈ મહેતા (સોપાન) અને ડેવીડભાઈ (એક ઈન્ડિો આઈરીશ ભાઈ) અને બીજા એક બે ભાઈઓ બાદ કરતાં ઘણાખરાં મારાથી પણ નાની ઉમરના હતા એમાં એક ઈશ્વરભાઈ હતા મોઢું બંધ જ હોય પણ હસતું રહે અને બોલે થોડું, ક્યારેક જ બોલે પણ મીઠું બોલે. સરસ ગમ્મત કરી જાણે. બહુ ઊંડા હશે ! કંઈ ઊંડી રમત રમતા હશે ? કંઈ ખબર ન પડે. પણ આંખોમાંથી સ્નેહ નીતરતો લાગે એટલે ચિંતા ન રહી. થોડા વખતમાં ભળી ગયા. શરીર ભરાવદાર અને કસાયેલું દેખાયું. પૂછતાં જાણવા મળ્યું, કે વ્યાયામ અને ખાસ કરીને કુસ્તીના શોખીન છે. અખાડામાં જ પડયા રહેતા.

એ પછી તો પરિચય વધતો જ રહ્યો. એમની સરળતા, નિખાલસતા અને સદાય પ્રસન્નતા હૃદયને સ્પર્શી ગયાં. ગમે તેટલું કામ આવે પણ એની ના નહિ, થાકે નહિ, કંટાળે નહિ અને બોલે પણ નહિ. છતાં હોય હસતા.

એમની આ સ્વાભાવિક વૃત્તિની કસોટી કરી ધ્રાંગધ્રા રાજ્યે ધોલેરા છાવણીના અમે બધા મિત્રો ધ્રાંગધ્રા સત્યાગ્રહમાં જોડાયા. અમને એક ગામડાનાં મકાનમાં પૂર્યા. પરંતુ ઈશ્વરભાઈ હળવદના વતની એટલે ધ્રાંગધ્રા રાજ્યનાં પ્રજાજન ઠર્યા. એમને અમારાથી જુદા પાડીને ધ્રાંગધ્રાની મોટી જેલમાં રાખ્યા. અમને છોડયા ત્યાર પછી ઘણા મોડા એમને છોડયા. ત્યારે જાણવા મળ્યું કે એમના પર રાજ્યે ખૂબ વિતાવી હતી. હાથે પગે બેડીઓનાં ચાઠાં પડી ગયેલાં, ઘંટી પીસીને અને સખત મજૂરી કરીને હથેળીમાં છાલાં પડી ગયેલાં. વજન ઘણું ઉતરી ગયેલું. પણ અમારે એમના દિદાર પરથી જ આ બધું સમજી લેવાનું. તેઓ પોતાને મોઢેથી કંઈ ન કહે. બીજા કોઈ હોય તો કેટલુંય વધારીને વર્ણન કર્યું હોય.

ગાંધીજી વિલાયતથી પાછા ફર્યા એ પહેલાં જ સરકારે આક્રમણ શરૂ કરી દીધું હતું. લડત ફરી શરૂ થઈ ગઈ હતી. અમારા મિત્રો બેટાદમા છાવણી નાખીને રહ્યા હતા. ટુકડીઓ એક પછી એક સત્યાગ્રહ કરવા જાય. બીજાઓ પત્રિકાઓ લખે, ખાનગી રીતે છાપે અને એટલી જ ખાનગી રીતે જ્યાં જ્યાં પહોંચાડવી હોય ત્યાં પહોંચતી કરે. આ બધું કામ રાત્રે ચાલે. ઈશ્વરભાઈ એમાં બરાબર ગોઠવાઈ ગયેલા. દિવસ રાત મુંગા મુંગા કામ કરતા જ હોય. અમે પકડાતા ગયા એમ જૂદી જૂદી જેલોમાં ધકેલાતા ગયા. છેક લડત બંધ પડી ત્યારે ભેગા થઈ શક્યા.

શ્રી. મોહનભાઈ સોપાને અને ઈશ્વરભાઈએ ભારતી સાહિત્ય સંઘની રચના કરી. લગ્ન કર્યાં. વિદ્યાબહેન અને ઈશ્વરભાઈની જુગલ જોડી ભગવાને

મેળવી આપી છે એમ લાગ્યું. દાંપત્ય પણ એમના સ્વભાવ જેવું જ પ્રસન્ન હતું.

જયમલ્લભાઈ 'ફૂલછાબ'ને દૈનિક બનાવવા રાજકોટ આવ્યા. ઈશ્વરભાઈને પરદેશ ખેડવાનું થયું. વિદ્યાબહેન અને બાળકો ત્યારથી રાજકોટ વસતાં થયાં. જ્યારે જ્યારે ઈશ્વરભાઈ રાજકોટ આવે ત્યારે મળીએ, નિરાંતે બેસીએ, વાતો અમે કરીએ એ બેઠા બેઠા રસપૂર્વક સાંભળતા રહે.

હું જામનગર આવ્યો ત્યારથી મળવાનું ઓછું થઈ ગયેલું. પણ એક દિવસ ઓચિંતા જયમલ્લભાઈનો પત્ર આવ્યો: 'ઈશ્વરભાઈ આવ્યા છે. ડાયાબીટીસ છે. તમે આવો છો? કે અમે આવીએ?'

મેં લખ્યું: 'હું આવીશ તો હું એકલો જ એમને મળીશ. ઘણો વખત બહાર રહ્યા છે. અહીં આવો તો ઘરમાં બધાને એમનો પરિચય થાય. બન્ને કુટુંબો ઘણા વખતે સાથે બેસી શકીશું!' ઈશ્વરભાઈને એ દરખાસ્ત ગમી અને બધાં જામનગર આવ્યાં.

ઈશ્વરભાઈની એવીને એવી પ્રસન્નતા, એવીને એવી ગરવાઈ અને એવીને એવી અલ્પભાષિતા. કસરતબાજ ઈશ્વરભાઈને ડાયાબીટીસ થાય એ નવાઈ હતી. પણ ઈશ્વરભાઈએ જ સ્પષ્ટતા કરી કે એ જ કારણ છે કે હવે કસરત થતી નથી. બેઠાડુ થઈ જવાયું છે એનું આ પરિણામ છે.

ઉપચાર શરૂ કર્યા. પથ્યાપથ્ય પણ સૂચવી દીધું. અને એમણે પણ અનુષ્ઠાનની જેમ એ બધું શરૂ કરી દીધું. પંદર દિવસ પછી લોહિ તપાસ્યા તો જણાયું કે ઘણો સારો સુધારો થયો છે. પહેલાં જે ઢીલાશ આવેલી એનું સ્થાન સ્ફૂર્તિએ લીધેલું. હૃદય અને આંખની નસો પર એની જે અસર હતી એ પણ ચાલી ગયેલી. એટલે દવાઓ લઈને આફ્રિકા ઉપડી ગયા.

ઈશ્વરકૃપાથી કુટુંબનું પણ સુખ હતું. દીકરીઓ સારી રીતે ભણી અને પરણીને સારા કુટુંબોમાં ગોઠવાઈ ગઈ. દીકરો રાજુ તૈયાર થઈ રહ્યો હતો. અભ્યાસ પૂરો થવા આવ્યો હતો એટલે હવે તો એમ પણ વિચાર્યું કે ઈશ્વરભાઈ પ્રવાસો બંધ કરે, અહીં જ રહે અને જવાબદારી ઉપાડવા માટે રાજુને તૈયાર કરે. આવતા માર્ચ સુધીમાં આફ્રિકાનું બધું કામ પતાવી લેવાનું નક્કી થયું. હવે તો ક્યારે ઈશ્વરભાઈ પરવારીને દેશમાં આવે છે એવી રાહ જોવાતી હતી. પણ આ દુનિયામાં કોઈનું ધાર્યું ક્યાં પાર પડે છે? રાજારામના વખતથી ચાલ્યું આવતું જોઈએ છીએ કે પ્યાલો હોઠને અડે એ પહેલાં તો ઝૂંટવાઈ જતો હોય છે. કાળની આ લીલા સામે સૌ લાચાર બની રહે છે.

અચાનક છાપામાં આવ્યું કે ઈશ્વરભાઈ દવેનું અવસાન થયું છે. વાંચનારે મને બૂમ પાડીને બોલાવ્યો અને કહ્યું કે 'ઈશ્વરભાઈ ગુજરી ગયા.' મગજ બહેર મારી ગયું. વાત માનવા મન તૈયાર ન હતું. હૃદય રોગનો હુમલો આવવાનું હવે કોઈ કારણ ન હતું. અચાનક મૃત્યુ ક્યાંથી આવે? પણ બીજે દિવસે જયમલ્લભાઈ પાસેથી વિગતે સમાચાર આવ્યા ત્યારે જાણવા મળ્યું કે મોટર અકસ્માતથી મૃત્યુ થયું છે. કાળદેવતા પણ કેવાં અણધાર્યાં નિમિત્ત ઊભાં કરે છે?

વિરાટ ચેતના તો એના પોતાનો કોઈ હેતુને આગળ ધપાવવા એક સંઘાત ઊભો કરતી હશે અને એ હેતુ સિદ્ધ થતાં એ સંઘાતને પડતો પણ મૂકી દેતી હશે એની તો સહજ લીલા હશે. પરંતુ આ સંઘાતોમાં અહં મમત્વ લઈને બેઠેલાં આપણે માનવ જીવો કેવી દશામાં મૂકાઈ જઈએ છીએ? આપણાં આદર્શો એમ જ રઝળી પડે છે અને ફક્ત શોકનો બોજ વેંઢારવો પડે છે. જ્ઞાન ઘણું ય હોય છે, પણ પેલા અહં મમતાને વીંધીને આરપાર એ જ્ઞાન ગયું હોતું નથી. એને માનવીની નબળાઈ ગણો, અથવા એને જ માણસાઈ ગણો. માણસ જાત તો આથીય વધુ નિષ્ઠુર આઘાતો વેઠતી આવી છે. એમાંથી જ માણસ આશ્વાસન મેળવતો હોય છે.

અહં મમત્વથી ઉપર ઊઠવાની ફરજ પાડવા માટે ભગવાન માણસ જાતને આવા નિષ્ઠુર ધક્કા દેતો હશે? વિદ્યાબહેન, દીકરા દીકરીઓ, કુટુંબીજનો અને

અસંખ્ય સ્નેહી મિત્રો જેમની ચાહના ઈશ્વરભાઈએ મોટા પ્રમાણમાં મેળવી છે એ સૌના પર શોકનો મોટો ભાર છે જ, પણ એ બધામાં સૌથી વધુ કરુણ સ્થિતિ જયમલ્લભાઈની છે. લડતમાં આવ્યા ત્યારથી જ જયમલ્લભાઈએ અંગત કુટુંબ જેવું કશુંય રાખ્યું નથી. ઈશ્વરભાઈ અને નિરંજનભાઈ (સ્વ. નિરંજન વર્મા) એ જ જાણે એના સગા ભાઈઓ અને એમનો વ્યવહાર એ જ જાણે પોતાનો વ્યવહાર નિરંજન ભાઈ ઉપર તો એમને અઢળક હેત. સાથે વાંચે, સાથે લખે, કામકાજ સાથે જ કરે. ભાવનગર હરિજન આશ્રમમાં અને તરવડામાં ચંપલ સીવતાં ત્યારે પણ સાથે જ. 'ફૂલછાબ'ના સંચાલનમાં સાથે અને લડતમાં પણ સાથે. પરંતુ 'જરની લડતની છૂપી ધમાલમાં નિરંજનભાઈ બિમાર પડી ગયા. પ્લુરસી થઈ, શરીર ઘસાતું ચાલ્યું. પોલીસોથી છૂપાવવા નિરંજનભાઈ ને અહીં રાખે, ત્યાં રાખે, અનેક સ્થળો ફેરવતા રહે. પ્રવૃત્તિની ધમાલ વચ્ચે પણ નિરંજનભાઈને આંખ – માથા પર રાખે. પણ છેવટે નિરંજનભાઈનો દેહ પડયો એનો ઘા એમને બહુ વસમો લાગ્યો.

નિત્ય પ્રવાસી ઈશ્વરભાઇનાં કુટુંબને ઇશ્વરભાઈની ગેરહાજરી દરમ્યાન જયમલ્લભાઈ જતનથી સાચવતા રહ્યા. વિદ્યાબહેન ને નાની બહેનની જેમ સાચવ્યાં. દીકરીઓના વ્યવહારો પતાવવામાં પૂરી ચીવટ રાખી. આખા કુટુંબના વડીલ તરીકેની ફરજ મમતાપૂર્વક બજાવતા રહ્યા. હવે શરીર ટૂંક્યું છે, પણ ઈશ્વરભાઈ હવે આવે છે અને અહીં જ સ્થિર રહેશે એ આશાએ હળવા થઈ રહ્યા હતા ત્યારે જ ઈશ્વરભાઈની અચાનક ખોટ પડી ગઇ અને સમગ્ર બોજ થાકેલા જયમલ્લભાઇ પર આવી પડયો. પરમાત્માએ એ માટે જરૂરી ધૈર્ય પણ એમને આપ્યું છે. દુન્યવી દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ જયમલ્લભાઈ, ઈશ્વરભાઇ અને નિરંજનભાઈ ત્રણેની જ્ઞાતિ સાવ જુદી જુદી. છતાં લડતે, સાહિત્ય પ્રવૃત્તિએ અને વિધાતાએ ત્રણેયને એક કુટુંબના સ્વજન બનાવ્યા આજે કોઇને એમ ન લાગે કે આ ત્રણેય અલગ પરિવારમાંથી આવતા હશે. પણ આવી મીઠી પરિવાર ભાવનાનાં પાયામાં ઇશ્વરભાઇના દિલની સરળતા અને વિશાળતા હતાં. આવા દરિયાવ દિલે ઇશ્વરભાઇને, જયમલ્લભાઇ અને નિરંજનભાઈ જ. નહિ, દેશ અને પરદેશમાં કેટલાય મિત્રો અને ચાહકો મેળવી આપ્યા છે એનો આજે ખ્યાલ આવે છે. ઇશ્વરભાઇ ગયા છે, પણ એ દિલ અમર થઇ ગયું છે.

*

આફ્રિકાની સફરો ઈશ્વરભાઇ માટે નિયમિત બની ગઇ હતી, પણ ત્યાંની ધરતી એમને પોકારતી હશે તેનું આપણે કલ્પી પણ ન શકીએ. ઈશ્વરભાઇ સાથેનો સંબંધ સત્યાગ્રહની લડતના સમયનો છે. રાણપુરની સત્યાગ્રહી છાવણીના સૈનિકો માંહેના તેઓ એક હતા. પછી તો હમણાં સુધી મળતા જ રહ્યા છીએ. વિદ્યાબહેનને અને તમને સૌને કયા શબ્દોમાં આશ્વાસન આપું ? પ્રભુ આ ઘા સહન કરવાની શકિત આપો એ જ પ્રાર્થના.

છબીલભાઇ શાહ (મુંબઇ)

*

ઇશ્વરભાઈના આકસ્મિક અને અકાળ અવસાનથી ન વર્ણવી શકાય તેવો આઘાત અનુભવીએ છીએ. આ ઘટનાને વ્યકત કરવા કોઈ શબ્દો નથી જડતા. અમે તમારા દુઃખમાં ભાગીદાર છીએ. વિદ્યાબહેનને અમારા તરફથી ખૂબ દિલસોજી આપશો. ઇશ્વરભાઇના આત્માને પ્રભુ શાંતિ આપો.

નબુબહેન : ચંપકભાઇ શાહ (મુંબઇ)

# ઇશ્વર : સ્મૃતિ અને સંવેદન

મોહનલાલ મહેતા (સોપાન)

આમ તો ઇશ્વર મારાથી ત્રણ-ચાર વર્ષ જ નાનો હતો, પરંતુ પહેલેથી છેલ્લે સુધી અમારી વચ્ચેનો સંબંધ એવો રહ્યો કે હું મુરબ્બી અને વડીલ હોઉં, તે મારો અનુજ હોય. આ સંબંધ મૂળ બંધાયો કરાંચીની એક વ્યાયામશાળામાં. એ ૧૫-૧૬ વર્ષનો અને હું ૧૮-૧૯ વર્ષનો. ઈશ્વરના ભાઈઓ ડૉ. ભૂપતરાય દવે અને શંકરભાઈ દવે ત્યારે વ્યાયામ-વીર તરીકે પંકાયેલા. ઈશ્વરનું શરીર-સૌષ્ઠવ અને શરીરબળ પણ ખૂબ ધ્યાન ખેંચનારું. એ મૌન રાખી સ્થિર હોય કે ઊભો હોય ત્યારે ગુલાબી ઝાંયવાળા આરસની કંડારેલી પ્રતિમા જેવો સુંદર અને પ્રભાવી લાગે. પ્રાચીનકાળના રોમન યોદ્ધા જેવું એના સુગઠિત શરીરનું રૂપ. ગળામાં કાળો દોરો ને માદળિયું-કોઈની નજર ન લાગે તે માટે. વ્યાયામમાં એ મારાથી બધી રીતે આગળ હતો, મારે એની પાસે કંઈક શીખવાનું રહેતું. એનું સમગ્ર કુટુંબ પણ એના જેવું જ પ્રેમાળ. એકવાર પરિચય થાય કે જાણે એમનામાં આપણો અને આપણામાં એમનો સમાવેશ થઈ જાય. પિતા, વડીલબંધુ મૂળશંકરભાઈ અને બીજા નાના-મોટા ભાઈઓ-ભાભીઓ સૌ કુટુંબીજન જેવા જ લાગે. સ્નેહસંબંધમાં અંગત સ્વાર્થની છાંટ પણ લાગે નહિ, સ્નેહ અને સહકારનો ભાવ જ પ્રબળ.

રાષ્ટ્રપિતા ગાંધીજીની દાંડીકૂચની હાકલ પછી સમગ્ર ભારતની ધરતી ધ્રુજી ઊઠી. તેની અસર કરાંચી ઉપર પણ પડી હતી. મારા મિત્ર વજુભાઈ અને હું કરાંચી છોડી ગુજરાતમાં ક્યાંક સત્યાગ્રહમાં જોડાવા વહેલા નીકળ્યા. પૂજ્ય કાકાસાહેબ સાથેના પત્રવ્યવહારમાં નક્કી તો એમ થયેલું કે દાંડીકૂચ માટેની પ્રાથમિક વ્યવસ્થાઓને તૈયારી કરવા ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ 'અરુણ ટુકડી' રૂપે આગળ જાય તેમાં અમારે પણ જોડાવું, પરંતુ સંયોગોવશાત અમે કરાંચીથી ઘણા વહેલા નીકળ્યા અને ધંધુકા તાલુકાના એક મથક બરવાળામાં ગયા. ત્યાં સ્વ. ઝવેરચંદ મેઘાણી અને બળવંતરાય મહેતાએ અમને ઝડપ્યા. એ વખતે સ્વ. અમૃતલાલ શેઠની સરદારી નીચે ધોલેરાના મીઠા-સત્યાગ્રહની તૈયારીઓ ચાલતી હતી. મેઘાણીભાઈ અને બળવંતભાઈની સાથે અમે રાણપુર પહોંચ્યા અને એમણે અમને ધોલેરા સત્યાગ્રહના પ્રથમ બે સૈનિકો તરીકે જોડી દીધા. કાકાસાહેબની સંમતિની જરૂર હતી તે એમણે મેળવી લીધી.

એ પછી કરાંચીથી છૂટા છૂટા અને જથ્થામાં ઘણા સૈનિકો આવ્યા. ભાઈ ઈશ્વર એમાંનો એક હતો. ધોલેરા સત્યાગ્રહની યુદ્ધભૂમિ પર અમારું મિલન થયું. એ પછી તો સત્યાગ્રહની લડતના મેદાનમાં, જુદી જુદી છાવણીઓમાં, સત્યાગ્રહની ચેતના જગાવવા માટે સમગ્ર તાલુકાના અનેક ગામડાંઓમાં, ખેતરોમાં, જંગલઝાડીઓમાં સૂકાભઠ ભાલ વિસ્તારમાં અમારે સાથે ફરવાનું અને કામ કરવાનું. સાબરમતી જેલમાં પણ લાંબી સજા લઈ લગભગ સાથે જ ગયા. વચ્ચે ગાંધી-ઈરવીન કરાર થતાં 'યુદ્ધવિરામ'ના દિવસો આવ્યા ત્યારે ભાલનાં ગામડાંઓમાં દટાયા ને ત્યાં રચનાત્મક કાર્યમાં ૨૦-૨૫ મિત્રો સાથે સંકળાયા. એ દિવસો અદ્‌ભુત હતા. 'ખડિયામાં ખાંપણ' લઈને અમે મસ્તીમાં-ખુમારીમાં જીવતા હતા. સત્યાગ્રહ અને રચનાત્મક કાર્ય એ બે પાંખોની સહાય લઈ સ્વરાજસાધનના આકાશમાં અમારે ઊડવાનું હતું. એ વખતે ૨૦-૨૫ સાથીઓનું અમારું જૂથ રચાઈ ગયું હતું અને 'ધોલેરા સૈનિક સંઘ' ને નામે તે ઓળખાતું હતું. અમે મરજીવાઓ તરીકે પ્રખ્યાત હતા. આ જૂથમાં ઇશ્વર પણ સાથે. આ રીતે લડાઈના મેદાનોમાં, ભાલનાં ગામડાંઓમાં, સત્યાગ્રહની છાવણીઓમાં, સાબરમતીની જેલમાં, કોઈ પણ પરિસ્થિતિનો સામનો કરવા અને જરૂર પડે તો ખપી

જવાની તમન્ના સાથે અમે સાથે રહ્યા હતા.

મારા મન ઉપર એવી છાપ રહી છે કે આઝાદીના સિપાહી તરીકે તે શિસ્તબદ્ધ અને જમે તેવાં જોખમમાં પણ કર્તવ્ય ચૂકે નહિ, પાછા પડે નહિ. મુંઝવણના પ્રસંગે સામે ચાલી હસતે મુખે કુરબાન થઇ જવા તત્પર એવો પ્રથમ પંક્તિનો એ સૈનિક હતો. અમારા સૈનિક સંઘે યુદ્ધવિરામના દિવસો દરમ્યાન જેમ ભાલના રચનાત્મક કાર્યમાં ઝૂકાવ્યું હતું તેમ મોરબી, પ્રોળ, ધ્રાંગધ્રા વગેરે દેશી રાજ્યોની લડતમાં પણ ઝૂકાવ્યું હતું. ઇશ્વરે સાચા અર્થમાં સૈનિક તરીકે મોખરાનું સ્થાન ત્યારે સાચવ્યું હતું. એની વફાદારી અને સરફરોશીની તમન્ના તો શી વાત કરવી ! લડત સમયના અમારા નેતાઓ પણ એની શક્તિ, સુસજ્જતા અને તત્પરતા ઉપર મુગ્ધ હતા. લડતની જ વાત કરું છું ત્યારે ૧૯૪૨ના 'હિંદ છોડો' આંદોલનની પણ યાદ આવી જાય છે. એ આંદોલન વખતે અમે મુંબઈમાં હતા. ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે'નો નાદ વહેતો કર્યો. સરદાર સાહેબે આદેશ આપ્યો હતો કે સરકારી તંત્ર સ્થગિત થઈ જવું જોઇએ. એ વખતે સાધનની વાત જરા ભૂલાઇ ગઇ હતી અને જે સાધન મળે તે સાધનથી વિદેશી સત્તા સામે લડવાનું છે એવું હવામાન પ્રસર્યું હતું.

એ હવામાનમાં અમે વિહરતા હતા. શુદ્ધ અહિંસક સત્યાગ્રહને બદલે એ દિવસોમાં અમે થોડી ઘણી હિંસા સાથેનો ક્રાંતિનો માર્ગ અપનાવ્યો હતો. ભાંગફોડ અને બોમ્બ બનાવવા સુધી અમે પહોંચી ગયા હતા. એમાં જાનનું જોખમ હતું. પકડાઇએ તો ફાંસી કે જન્મટીપની સજા નહિ તો પણ ૮–૧૦ વર્ષનો લાંબો કારાવાસ ..પણ અમે તો મરજીવા બન્યા હતા–કરેંગે યા મરેંગે. આ દિવસોમાં પણ ઈશ્વરને બાજુએ ખસી જતો કે જોખમમાંથી ઉગરી જવાની ચેષ્ટા કરતો કદી જોયો નહોતો. તેની વફાદારી વિશે એવો અનુભવ થયો હતો કે જેવી વફાદારી લડત પ્રત્યે તેવી જ વફાદારી અંગત સંબંધની હતી. મૈત્રી કરી તે કરી, મોટાઇ આપી તો આપી, સરદારી સ્વીકારી તો સ્વીકારી. એમાં સ્વાર્થની કે અંગત લાભની ગંધ જ નહિ. એ વખતનું રાજકારણ સાચા અર્થમાં સરફરોસીનું હતું. મૈત્રીભાવ પણ એવાં પ્રબળ કે બીજું બધું જ ભૂલાઇ જાય. યુદ્ધમાં અને શાંતિમાં, સુખમાં અને દુઃખમાં, લડતમાં કે વ્યવસ્થામાં એકબીજાને વળગી રહેવાનો ભાવ લગભગ સૌના અંતરમાં વ્યાપેલો હતો. તે અંગે ગણતરી મંડાતી નહોતી, સલામતી શોધાતી નહોતી.

લડત જ્યારે મંદ પડી ને બંધ પડી ત્યારે શું કરવું એવો પ્રશ્ન સૌની સામે આવ્યો હતો. આમ તો વિવિધ ક્ષેત્રમાંથી સૌ આવ્યા હતા. કોઈએ શાળા છોડી હતી, કોઈએ કોલેજ, કોઈએ નોકરી, તો કોઇએ ધંધો. ઘરબાર અને કુટુંબ તો સૌએ છોડયાં હતાં અને તદ્દન સહજ રીતે નવું કુટુંબ રચાયું હતું. લડત પછી કેટલાક મિત્રો લોકસેવાની વૃત્તિથી ફરી રચનાત્મક કાર્ય તરફ વળ્યા, કેટલાકે કુટુંબની છાયા સ્વીકારી, કેટલાક પોતાની પૂર્વપ્રવૃત્તિમાં જોડાયા. અમે થોડાક મિત્રોએ સાહિત્ય–પ્રકાશનની પ્રવૃત્તિ સ્વીકારી. ઈશ્વરનું એ તરફ આકર્ષણ થયું અને પેલા વફાદારી ને કુરબાનીના ભાવ સાથે એણે પણ એમાં ઝંપલાવ્યું. એમાંથી 'ઊર્મિ' નવરચના', 'અંજલિ ગ્રંથમાળા' અને બીજી વિવિધ પ્રકારની પ્રકાશન–પ્રવૃત્તિનો પ્રારંભ થયો. કોઇ ધંધાદારી ભાવ નહિ, ખાસ આવડત પણ નહિ, મૂડી તો મળે જ નહિ. હતી માત્ર ભાવનાની મૂડી અને રાતદિવસ પરિશ્રમ કરવાની તૈયારી. આ કાર્યમાં પણ ઈશ્વરનો સાથ એવો જ સમર્પણ અને સાધનાનો રહ્યો હતો. આ પ્રવૃત્તિની સાથે કૌટુંબિક જીવન પણ વિકસતું જતું હતું.

આજે તો પચાસેક પુસ્તકોનાં પ્રકાશન મારે ખાતે જમા થઇ ગયાં છે; પણ પહેલું પુસ્તક 'અંતરની વાતો' લખાયું હતું જેલમાં. એમાં ઇશ્વરની સહાય કેટલી હતી તેનો ખ્યાલ અમે પ્રકાશન–પ્રવૃત્તિમાં પડયા અને તે પુસ્તક પ્રગટ કરવાનું નક્કી કર્યું ત્યારે તેનું જે અર્પણ મે લખ્યું તેમાંથી મળે છે. અર્પણનો એક પણ શબ્દ ઔપચારિક નહોતો. એણે પોતાનું નામ છેકાવી નાખ્યું હતું છતાં એ પુસ્તકને અને અર્પણને એણે છાતી સરસું ચાંપ્યું હતું. અર્પણના શબ્દો

હતા: 'જેની મમતા, મદદ અને આગ્રહ વિના આ કથાઓ ન જ લખાઈ હોય તે સ્વજન પરમ મિત્રને'. એ પછી 'સંજીવની', 'પ્રાયશ્ચિત', 'અંતરની વ્યથા' વગેરેમાં પણ તેનો હિસ્સો. સર્જન, સંપાદન, પ્રકાશન અને વ્યવસ્થા એ બધામાં મારો જમણો હાથ...પણ હંમેશા મોટો મને જ બનાવે અને બતાવે. આ ઋણ કેમ ભૂલાય?

ભાઈ ઇશ્વરમાં સ્પર્ધા કે ઇર્ષાનું તત્ત્વ મેં કદી જોયું નહોતું. મારી સાથે તો ઠીક, પણ બીજા સાથીઓ ને સૈનિકો આગળ આવે ને તેમની પ્રશંસા થાય ત્યારે તે ખુશી થાય. જેમ ઇર્ષા નહિ તેમ કોઇ અપેક્ષા પણ નહિ. કોઇકવાર અમે હસતા અને જીવન સાથે મરણની વાતો પણ કરી નાખતા. એ વખતે મારાથી બોલી જવાતું, 'મારા' સ્મરણો તું લખજે.' વત્સલ માતાની જેમ એના મુખ પર દુઃખની છાયા પથરાઇ જતી. મારા જીવનની કેવી કરુણતા કે એનાં સ્મરણો મારે લખવાં પડે છે!

આમ તો મનમાં ઘણું ઊભરાય છે ને ઘણાં દૃશ્યો આંખ સામે આવી જાય છે. પણ એવું બધું લખવાની સ્વસ્થતા નથી. એના મૃત્યુના આઘાતજનક સમાચાર આવ્યા તે પહેલાં એક અઠવાડિયાથી અમને બંનેને તે ખૂબ ખૂબ યાદ આવતો હતો અને અમારાં મનમાં અને વાતમાં એમ ગોઠવતાં હતા કે હવે તો તેને મળવું જ પડશે–એ વિના શાંતિ નહિ થાય!

આ શાંતિ અમારી લૂંટાઇ ગઇ છે. કેટલાં બધાં વર્ષો અમે સાથે ગાળ્યાં હતાં અને કેટલાં બધાં વર્ષોથી છૂટા પડી ગયાં હતાં! આજે એ બધાં વર્ષોની આરપાર એનો સ્નેહભર્યો ચહેરો જોઇ શકાય છે. એની આંખમાંથી એ જ પ્રેમ અને વાત્સલ્ય વરસે છે. કંઇક કરવાની–મદદરૂપ થવાની લાગણી પણ ડોકિયાં કરે છે. ઇશ્વર હવે નથી એ કઠોર સત્ય અંતરમાં જાણે કે વસતું જ નથી.

*

ઈશ્વરભાઈના અકાળ અવસાનના સમાચારથી અમે સૌ ઊંડો આઘાત અનુભવીએ છીએ. વિદ્યાબહેનની સ્થિતિની કલ્પના કરતાં ધ્રૂજારી આવે છે. તમે આજ સુધી અનેક નાની મોટી કસોટીમાંથી પસાર થયા છો. મૃત્યુ તો સહુને આવવાનું જ છે, પણ વતનથી અને સ્વજનોથી દૂર અકસ્માતમાં મૃત્યુ થાય એ સ્થિતિ વસમી બની જાય છે. અમારી મુશ્કેલીઓમાં આજ સુધી તમારી પાસેથી બળ મેળવ્યું છે એટલે અમે તો તમને શું આશ્વાસન આપીએ? પ્રભુ તમને આ દુઃખ સહન કરવાની શક્તિ આપે એ જ પ્રાર્થના. નિરૂભાઈ ગુમાવીને તમે નાનોભાઈ ગુમાવ્યો, ઇશ્વરભાઇ ગુમાવીને તમે શું નથી ગુમાવ્યું? પરંતુ ભગવાનની ગતિ ન્યારી છે.

હિંમતભાઈ શાહ (મુંબઈ)

*

ઈશ્વરભાઈનું અકાળ અવસાન સૂનમૂન બનાવી દે છે તો કુટુંબ ઉપરની ઘેરી અસરની કલ્પના જ કરવી રહે છે. ઈશ્વરભાઇની પ્રેમવત્સલતા અને સરળતા અનેક જૂનાં સંસ્મરણો ઊભરાવે છે. તમારા સૌના દુઃખમાં હું અને લક્ષ્મી પણ ભાગીદાર છીએ.

શાંતિલાલ ગોસલિયા (મુંબઇ)

*

ઈશ્વરભાઈનો આવો દેહાંત કલ્પી શકાતો નથી, જાણે હજી હમણાં જ વાત કરીને ઊઠયા હોઈએ એટલું તાદૃશ્ય એમનું દર્શન મારી આંખો સામે છે. એમના આમ આકસ્મિક ચાલ્યા જવાથી મેં તો જાણે એક સ્વજન ગુમાવ્યો હોય એટલો ઊંડો આઘાત અનુભવ્યો છે. આશ્વાસન લેવું જોઈએ ખરું, પણ શેમાંથી? આવા સૌમ્ય, સ્નેહપૂર્ણ, અજાતશત્રુને ખોઈને આશ્વાસન ક્યાંથી લેવું? મારૂ હૃદય તો ભગવાન સાથે લડે ને રકઝક કરે છે, તમને જે ખોટ પડી છે તેમાં મને સમદુખિયો સમજજો.

ઈન્દ્રશંકર રાવળ (અમદાવાદ)

# શ્રદ્ધાંજલિ

ઈશ્વરભાઈના આવા આકસ્મિક અકાળ અવસાનના સમાચાર જાણી ઊંડા દુઃખની લાગણી અનુભવું છું. આપના જીવનમાં નિરંજનભાઈનો ધક્કો શ્રી ઈશ્વરભાઈ જતાં બેવડો થયો. ઈશ્વર આવા આઘાતો સહન કરવા માટે દરેકનું જીવન-ઘડતર કરતો હોય તેવું લાગે છે. આશ્વાસન એ ભ્રામક છે એટલે શું આપું ?. આપ જ્ઞાની-તત્ત્વજ્ઞાની છો એટલે દુઃખ પચાવી શકશો. વિદ્યાબહેન અને બાળકોને મારા વતી સાંત્વન આપશો.

ડૉ. ઉમેદસિંહ રાણા (થાનગઢ)

*

ઈશ્વરભાઈના અકાળ અવસાનના સમાચારથી અતિ દુઃખ થયું. તેમનો નિખાલસ અને શાંત સ્વભાવ, જીવનની મધુર સુવાસ, કૌટુંબિક મમતા અને ઉદાર દિલ આંખ સામે તર્યા કરે છે. ન માની શકાય છતાંય માનવું જ પડે ત્યારે દુઃખ સહન કરવાની શક્તિ ઈશ્વર જ આપી શકે, અને એ માટે પ્રભુને પ્રાર્થના કરું છું.

હીરાભાઈ ગિ. પરીખ (વડોદરા)

*

આ વખતના 'ઊર્મિ નવરચના'ના ડિસેમ્બરના અંકમાં મકરન્દ દવેના લેખમાં દુહો વાંચતો હતો કે 'નેણ હતાં નિર્દોષ, કથળ્યાં નહોતાં કાળજા'' ત્યાં તો ઈશ્વરભાઈના અકાળ મૃત્યુના સમાચારથી દુહાની લીટી કાળજે ચોંટીને દુઃખ દેવા લાગી. ખૂબ જ ગુણાભી સ્વભાવ, નિર્દોષ આંખો, સંક્ષિપ્તમાં સંપૂર્ણ સાર કહી દેનારા પૂ. ઈશ્વરભાઈ આપણી વચ્ચે નથી તે વિચાર જ કમકમાટી ઉપજાવે છે. પણ કર્મની ગતિ ગહન છે. ઈશ્વરની ઈચ્છાનું શરણ એ જ છેવટ માર્ગ છે.

નટુભાઈ છાયા (અમદાવાદ)

*

આપના સગા ભાઈથી અધિક અને જીવનભરના જોડીદાર ઈશ્વરભાઈ પરાઈ ભોમકામાં અને અકસ્માત કાળધર્મ થયા એ જાણી અતિ દુઃખ થયું. વિધિની કેવી વિચિત્રતા ? આપ સૌને પડેલી ખોટ જીરવવાની પ્રભુ શક્તિ આપે.

ગોવિંદભાઈ શિણોલ (અમદાવાદ)

*

બે દિવસથી પત્ર લખવા વિચાર કરું છું પણ લખી શકતો નથી. મારું મન એટલું મૂંઝાઈ ગયું છે કે કાંઈ સૂઝતું નથી. તા. ૨૩ મીની સવારે જ હું બેચેન હતો. ઓફિસે આવ્યો ને ફોનમાં મારી પૂછપરછ કરી ઈશ્વરભાઈના આ દુઃખદ સમાચાર આપ્યા. હું ન તો સાંભળી શક્યો, ન તો માની શક્યો. સમાચાર સાચા નીકળ્યા ત્યારે ન કોઈને આપી શક્યો. ઈશ્વરભાઈ સાથે છેલ્લાં ૨૧ વરસથી છું. દિવસે દિવસે મને નાનામાંથી મોટો બનાવ્યો, કુટુંબનો જ સભ્ય માની મારા માથે પ્રેમ રાખ્યો. આજે જે સુખી દિવસો જોયા તે તેમના કારણે છે. તમે વડીલ છો. તમને આશ્વાસન શું આપું ?

નવનીત શાહ (અમદાવાદ)

*

# અજાતશત્રુ ઈશ્વરભાઈ

જયન્ત પરમાર (અમદાવાદ)

Beauty is like remembrance, cast
From Time long past — SHELLEY

અતીતના ઊંડાણને સાચું સૌન્દર્ય ગણતો આ અંગ્રેજ કવિ શેલી ખોટો શી રીતે ગણાય ? સ્મરણીય આખરે તો સૌન્દર્ય જ છે ને ? સ્વજનને સ્મરવા માટે અતીતનો ઓથ અનિવાર્ય થઈ પડે છે. શેલી તો એકાદ સ્મરણને સૌન્દર્ય સાથે સરખાવે છે, મારે સ્મરણોની હરોળ ખડી કરવી છે – એ બધાં સૌંદર્યો બની રહે એવી કોશિષ સાથે.

વીસ વરસોનો ઈશ્વરભાઈ સાથેનો સહવાસ છેલ્લાં બાર–તેર વરસથી ભલે દૂર હડસેલાઈ ગયો હોય, પણ ઈશ્વરભાઈને મારા હૈયાના સ્વજનોની હરોળમાંથી ક્યારેય હું હડસેલી શકયો નથી. બર્મા–મલાયાની પહેલી વિદેશ–સફરેથી આવીને ઈશ્વરભાઈ ફરી પાછું એડન–આફ્રિકાનું પરિયાણ આદરવાના હતા ત્યારે તેમની એક તસ્વીર મને તારીખ અને સહી સાથે પ્રેમપૂર્વક આપી ગયા હતા. એ તસ્વીરમાંનો જુલ્ફાંવાળો સદ.બહાર ચહેરો અત્યારે મારા આલ્બમમાંથી ડોકિયું કરી રહ્યો છે. પા સદી પહેલાંની વિમાની સફર કાંઈ એટલી બધી અકારી નહોતી છતાં ઈશ્વરભાઈએ એ તસવીર મને એટલા માટે આપી રાખેલી : 'વિમાની અકસ્માત નડે તો 'ઊર્મિ'માં છાપવા કામ લાગશે !'

૧૯૫૩ના ફેબ્રુઆરીની ૧૪મી તારીખવાળી એ તસવીર મને આપતી વખતનું કથન એક નહિ તો બીજી રીતે સાચું પાડી ચૂકેલા ઈશ્વરભાઈ વિમાનને બદલે વાન–અકસ્માતનો ભોગ વિદેશમાં જ બન્યા છે. પચીસ વરસ પહેલાંની એ તસ્વીર અત્યારે ઊર્મિમાં શ્રી જયમલ્લભાઈના આગ્રહથી છપાઈ રહી છે. યૌવનના તરવરાટભર્યા એ ચહેરા પર આજે પીઢ અવસ્થાનું ઠરેલપણું અંકાઈ ગયું છે. એ તસ્વીર તેમના મોંઘેરા સ્મરણ તરીકે મારી પાસે જળવાઈ રહેશે.

ઈશ્વરભાઈ, ઊર્મિ અને હું–વીસ–વીસ વરસો સુધી અમારો ત્રણેનો સમન્વય સાધતા ભારતી સાહિત્ય સંઘનો એ વખતે મધ્યાહ્ન તપતો હતો. થોડાક મિત્રોની ખાનગી ભાગીદારીવાળી ૧૯૩૬માં શરૂ થયેલી આ સંસ્થા ૧૯૪૫ના ઑગસ્ટની નવમી તારીખે લિમિટેડમાં પરિણમી. દાદાસાહેબ માવળંકર એના પ્રમુખ બન્યા. મુંબઈના જાણીતા સોલિસીટર શ્રી શાંતિલાલ હ. શાહ, રાણપુરના ફૂલછાબવાળા શ્રી નાથાલાલ મ. શાહ, અમદાવાદના લોકપ્રકાશન લિમિટેડવાળા શ્રી ઈન્દ્રવદન બ. ઠાકોર અને શ્રી ઈશ્વરલાલ મો. દવે ડાયરેક્ટરો થયા. લિમિટેડ થયા પછી બીજે જ વરસે એ સંસ્થામાં જોડાવાનું મને સદ્ભાગ્ય સાંપડ્યું.

હા, મારા જીવનનું આ સદ્ભાગ્ય જ ગણું છું. વિદ્યાર્થીકાળથી જ સ્વદેશીની ભાવના વણાઈ જવાથી મેટ્રિકની પરીક્ષા આપ્યા બાદ અંગ્રેજી કેળવણી પ્રત્યેની નફરતને લીધે ખાદી પ્રવૃત્તિમાં જોડાયો હતો. બેંતાળીસની લડત વખતે ખાદી વિદ્યાલયની તાલીમ અધૂરી મૂકીને કારાવાસ ભોગવ્યા બાદ ખેતીવાડી ક્ષેત્રે પ્રવેશવાની ધગશ કામિયાબ ન બની. ઈજનેર–પિતાની ઈચ્છાથી ઈજનેરી કૉલેજમાં જોડાયેલો તે પણ તેમના અવસાનને કારણે અધૂરા અભ્યાસે છોડવી પડી. કુટુંબના મોભીને નાતે ઈજનેરની પરીક્ષા આપી શકાય એવું કામ આજીવિકા માટે અમદાવાદની મિલમાં સ્વીકાર્યું. સાહિત્યના જીવને યંત્રો સાથે મેળ બેઠો નહિ એટલે ૧૯૪૬થી જ અચાનક ઈશ્વરભાઈનો સહારો સાંપડી ગયો.

એ અરસામાં સંઘની મુખ્ય ઓફિસ મુંબઈ હતી. શ્રીમાળી સોસાયટીનું નિવાસસ્થાન બીજું ભારતી સંઘ જ ગણાતું. હું પણ ત્યાં જ રહેતો. ઈશ્વરભાઈ અવારનવાર મુંબઈથી આવતા ત્યારે દિવસે કાર્યાલયમાં અને બાકીના સમયે ઘેર અમારો સંબંધ વિકસતો ચાલ્યો ધીમે ધીમે અમે કુટુંબીજન જેવા ક્યારે બની ગયા તેની

ખબર જ ન પડી. નરેક વરસ પછી ૧૯૫૫માં ઈશ્વરભાઈએ એડિસ-અબાબા (ઈથોપિયા)થી મારા લગ્ન વખતે અભિનંદનનો તાર કરેલો. સાથે ત્યાંથી લખેલા એ વખતના પત્રનું એક વાક્ય હતું: 'હવે જયન્તિ-કાબહેન પણ આપણા કુટુંબના જ દયાં.' એ નાનકડા વાક્યના 'આપણા' શબ્દમાં રહેલો કુટુંબભાવ, સ્વજનભાવ અને આત્મીયતા વીસ–ત્રીસ વરસ સુધી ઈશ્વરભાઈ પાસેથી મને ભરપટ્ટે મળતાં રહ્યાં હતાં. ઈશ્વરભાઈની વિદેશ ખાતેની અવર જવર વધી ન હોત તો તેરેક વરસ પહેલાં એ સંસ્થા છોડવા હું પ્રેરાયો ન હોત. કામ લેનાર અને કામ કરનાર વચ્ચેની આવી આત્મીયતા મને આજ સુધી જોવા મળી નથી. ગાંધી-યુગીન ભ્રાતૃભાવના મારી જિંદગીની શરૂઆતના બે દાયકાના એ સુવર્ણકાળમાં પહેલી અને છેલ્લી ઈશ્વર-ભાઈમાં મને જોવા મળી હતી.

મુંબઈથી કાયમ માટે સહકુટુંબ અમદાવાદ રહેવા આવ્યા પછી ઈશ્વરભાઈ જેવો જ મમતાળુ ભાવ તેમનાં પત્ની વિદ્યાબહેને મારા પ્રત્યે રાખ્યો હતો. એ વખતે તેમની ત્રણે દીકરીઓ (ભારતી, બિન્દુ અને નીના) નીના નાની હતી. તેમાંય સૌથી નાની નીના મારી સાથે ખૂબ હળી ગઈ હતી. એ ત્રણેય નિર્દોષ બાળકીઓ આજે પણ મારા સ્મરણમાં એવી ને એવી અંકિત છે. વિદ્યા-બહેનનો વડીલ બહેન સમો ભાવ તો હજુય વીસરાતો નથી. એ વાતને વરસોનાં વહાણાં વાઈ ગયાં. ત્યાર બાદ હું શ્રીમાળી સોસાયટીમાંથી બીજે રહેવા ગયો. ત્રણે બહેનો મોટી થઈ ગયા પછી તેમને રમાડવા માટે રાજુ જેવા ભાઈના આગમનનો હું સાક્ષી બની શક્યો નહોતો, પણ પહેલાના એ ઘરોબામાં જરાય અંતરાય આવ્યો નથી.

બહારગામથી જે લેખકો આવતા તે શ્રીમાળી સોસાયટીવાળા ઘેર ઊતરતા. લેખક અને પ્રકાશક વચ્ચે કોઈ પ્રકારની દીવાલ અહીં ટકી શકતી જ નહિ. ઝવેરચંદ મેઘાણી, જયમલ્લ પરમાર, દર્શક, રામભાઈ પાઠક, રમણલાલ એન્જિનિયર વગેરે બહારગામથી આવનાર લેખકો માટે શ્રીમાળી સોસાયટી વિશ્રામધામ બની રહેતી. એ જ રીતે અમદાવાદનું ભારતી સંઘનું ફર્નાન્ડીઝ બ્રિજવાળું કાર્યાલય ધૂમકેતુ, પન્નાલાલ, પીતાંબર,-પિટલીકર, જયભિખ્ખુ, જયન્તિ દલાલ વગેરે અનેક સ્થાનિક લેખકોનું સંગમસ્થાન બની રહેતું. આ બધાનું કેન્દ્રબિંદુ હતા ઈશ્વરભાઈ. ક્યારેક ઈશ્વરભાઈ બહારગામ હોય ત્યારે એ મહેફિલમાં ઊણપ વરતાતી. તેમાંય ભારતી સંઘના વિકાસ માટે ઈશ્વરભાઈએ વિદેશોની સફરો શરૂ કરી ત્યારથી એ મહેફિલમાં જાણે પ્રાણ જ ખૂટતો.

ભારતી સાહિત્ય સંઘનું મુંબઈનું મુખ્ય કાર્યાલય અને અમદાવાદ શાખા ઉપરાંત વડોદરામાં પણ તેની શાખા હતી. કોઈપણ પુસ્તક–પ્રકાશક એ વખતે ત્રણ ગામમાં કાર્યાલયો રાખી શકે તે અશક્યવત્ લાગતું. ભારતી સંઘની 'અંજલિ ગ્રંથમાળા'ના પાંચ હજાર જેટલા ગ્રાહકો હોવાની પાંત્રીસ વરસ પહેલાંની વાતેય આજે ક્યાં માની શકાય છે? છતાં એ હકીકત હતી અને તેની પાછળ ઈશ્વરભાઈનો પરિશ્રમ પણ જેવો તેવો નહોતો. શરૂઆતથી જ ઈશ્વરભાઈએ સાહિત્યના પ્રચાર માટે ઊંડો રસ દાખવ્યો છે. એ જ તેમનું જીવનધ્યેય હતું. બૃહદ્ ગુજરાતના અનેક પ્રવાસો એ વખતે પણ તેમણે ખેડીને ગ્રંથમાળાઓના ગ્રાહકોની સંખ્યામાં સારો એવો વધારો કર્યો હતો.

'ઊર્મિ–નવરચના' માસિકે પણ અનેક તડકા–છાંયા અનુભવ્યા છે. માત્ર 'ઊર્મિ' તરીકે પચાસેક વરસ પહેલાં કરાંચીથી શરૂ થયેલું માસિક અમદાવાદ આવ્યું. તે પછી 'નવરચના' માસિકને તેની સાથે જોડવાથી 'ઊર્મિ–નવરચના' તરીકે પ્રચલિત બન્યું. એ જમાનામાં એ એક જ એવું માસિક હતું કે જ્યાં આપણા અત્યારના બધા જાણીતા લેખકો અવારનવાર જોવા મળતા. ઝવેરચંદ મેઘાણીએ એમની રચનાઓ માટે આ માસિકને ઈશ્વરભાઈના આગ્રહથી જ યોગ્ય વાહક બણ્યું. તેમના અવસાન બાદ ઈશ્વરભાઈ પ્રત્યેની મમતાએ ધૂમકેતુ પણ આ માસિકને અનેકવિધ સામગ્રીથી સજાતા રહ્યા હતા.

મેઘાણીભાઈનું ૧૯૪૭ના માર્ચમાં અવસાન થયું અને બીજા જ મહિનાનો 'ઊર્મિ–નવરચના'નો અંક 'મેઘાણી સ્મૃતિ અંક' તરીકે પ્રસિદ્ધ કર્યો એ માટે

ઈશ્વરભાઈની ધગશ અને સ્વર્ગસ્થ પ્રત્યેની મમતાએ જ મોટો ભાગ ભજવેલો. એ જ રીતે ૧૯૫૧ના જુલાઈ માસનો અંક ઈશ્વરભાઈના અંતરના મિત્ર અને જાણીતા લેખક નિરંજન વર્માના અકાળે થયેલા અવસાનથી 'નિરંજન વર્મા સ્મૃતિ અંક' તરીકે પ્રકટ કરીને મિત્ર-તર્પણની ફરજ બજાવેલી. ભારતી સંઘ લિમિટેડ થયા પછી તેના પ્રમુખ તરીકે અનેક પ્રકારનું માર્ગદર્શન આપનાર દાદાસાહેબ માવળંકરના અવસાન બાદ ૧૯૫૬ના મે માસનો 'ઊર્મિ-નવરચના'નો અંક 'માવળંકર સ્મૃતિ ગ્રંથ' તરીકે પ્રસિદ્ધ કરવામાં પણ ઈશ્વરભાઈએ સ્વર્ગસ્થ પ્રત્યેનો આદરભાવ વ્યક્ત કર્યો હતો.' આ ત્રણ સ્મૃતિ અંકો 'ઊર્મિ-નવરચના'ના ઈતિહાસના માર્ગસૂચક સ્થંભો ગણાવી શકાય તેમ છે.

પુસ્તકોના પ્રચાર માટેના ફરતા પ્રચારકો ઘટી જવાથી માત્ર બુકસેલરો મારફત ભારતી સંઘનાં પ્રકાશનોના વેચાણ ઉપર ધીમે ધીમે કાપ આવતો ગયો. સારા લેખકોનાં સારાં પુસ્તકોનાં બંડલો વરસો સુધી દર વરસે સ્ટોક ગણતી વખતે ફેરવવા પડતાં, સાફ-સુથરાં રાખવા પડતાં, ઊધઈ અને ઊંદર બગાડે તે કાઢી નાખવા પડતાં, 'વિશ્વદર્શન' કે 'ભારતમાં અંગ્રેજી રાજ્ય' જેવા મોટા કદનાં પુસ્તકોને ગોડાઉનોમાં સાચવવાં કે હેરવવા-ફેરવવાં પણ ભારે પડતાં. પુસ્તકો ખરીદવા માટે ગ્રાહકોની લાઈન લાગી શકે છે એ સુભાષ સાહિત્યના ધરખમ વેચાણથી ગુજરાતને સાબિત કરી બતાવનાર ભારતી સંઘનાં જ પુસ્તકો લોક પ્રકાશન લિમિટેડે વરસો પછી અર્ધી કિંમતે કાઢવાની જાહેરાત જ્યારે દૈનિક છાપામાં કરેલી ત્યારે ઈશ્વરભાઈએ અતિ મેં ભારે ગ્લાનિ અનુભવેલી.

ગુજરાતની માતબર ગણાતી આ પ્રકાશન સંસ્થા એ વખતે આંબલાની ગ્રામદક્ષિણામૂર્તિનાં, ભાવનગરના સંસ્કાર સાહિત્ય મંદિરનાં, સુરતના ગાંડીવ સાહિત્ય મંદિરનાં, અમદાવાદના ગતિ પ્રકાશનનાં તેમ જ ભાવનગરના સરસ્વતી પ્રકાશનનાં પુસ્તકોની સેલ એજન્સી પણ ધરાવતી. કુદરતી ઉપચારનાં પ્રકાશનોની નાની-નાની પુસ્તિકાઓ એ ગાંધીયુગમાં ઘેર ઘેર ફેલાવવાનો યશ ભારતી સંઘ અને તેના પ્રણેતા ઈશ્વરભાઈને જ ફાળે જાય છે તેમ કહેવામાં કશું વધારે પડતું નથી.

વિવિધ લેખકોનાં પ્રકાશનોની સાથે સાથે ઊર્મિમાં પણ ઈશ્વરભાઈએ અનેક લેખકોને એકઠાં કર્યા હતાં. એ વખતે સાહિત્ય અને સમાજનું આ માસિક અગ્રણી હતું એટલે બીજે ક્યાંય લેખકો પોતાની કૃતિઓ માટે ધ્યાન દોડાવી શકે તેમ જ નહોતું. સાહિત્ય સાથે વિજ્ઞાન અને રાજકારણના વિષયો સહિતના લેખોની પ્રસિદ્ધિ ઊર્મિની વિશિષ્ટતા ગણાતી. તેમાંય અતિ ચકચાર જગાવેલી લેખમાળા 'સર્વોદય કે સામ્યવાદ ?' છાપવાની હિંમત તો ઈશ્વરભાઈ જ કરી શકે એવું એના લેખક વસુબંધુએ પૂર્ણાહુતિ વેળાએ ઈશ્વરભાઈને બિરદાવતાં લખેલું. ધૂમકેતુ પાસે 'જીવનપંથ' લખાવનાર પણ ઈશ્વરભાઈ જ હતા. ઊર્મિમાં હપ્તે-હપ્તે લખાવવા પાછળનો ઈશ્વરભાઈનો સતત તકાદો મેં નજરે નિહાળ્યો છે. કોઈપણ લેખક પાસેથી પ્રેમપૂર્વક કૃતિઓ લખાવવાની એ કુશળતા હું શીખી શક્યો છું તે માટે હું તેમનો આભારી છું.

ઈશ્વરભાઈ નિશ્ચિંત બનીને વિદેશોમાં ઘૂમી શકે એવી પ્રતીતિ મારામાં તેમને થઈ હશે એટલે જ તો ક્યારેય ઊર્મિ કે પુસ્તક-પ્રકાશન અંગેની મારી આગવી કામગીરીના અવનવા પ્રયોગો પ્રત્યે તેમણે અસંતોષ વ્યક્ત કર્યો નહોતો. ઘણીવાર અમે બેઉએ ઊર્મિ અને પુસ્તક પ્રકાશનના વિકાસ માટે ચર્ચા-વિચારણા કરી હતી. મને તેમના તરફથી સદાય ઉત્તેજન જ મળ્યા કર્યું હતું. આવા દિલેરદિલ આદમી સાથે એક દાયકા સુધી કામ કર્યું તેની યાદમાં મેં મારું એક પુસ્તક તેમને અર્પણ કરેલું. તે અર્પણ-પંક્તિઓ અત્યારે યાદ આવે છે :

હૂંફ-પ્રોત્સાહનો-સૂઝ, લીધું મેં દાયકો આખો;
આપ્યું ના આજ સુધી કૈં, ઋણ એ હળવું કરું.

આર્થિક સદ્ધરતા પ્રાપ્ત ન કરી શકેલા ઊર્મિએ લેખકોને સારો એવો પુરસ્કાર આપ્યો છે. એ જમાનાને અનુરૂપ પુરસ્કારની પાસે આજનાં સામયિકોનો અ.પ.રનો પુરસ્કાર સાવ વામણો લાગે છે. એવું એ યુગના સર્થા-

રના કેટલાય જીવિત લેખકો કબૂલે છે. લેખકો માટેની તેમની મમતાની પ્રતીતિ કરાવનાર મેઘાણીભાઈના શબ્દો છે : 'લેખકની પ્રતિભાને કેમ પોષણ આપવું એ ઈશ્વરભાઈ સારી રીતે જાણે છે. મને પ્રિય છે એ મને વગર માગ્યે એ અચૂક પૂરું પાડે છે. કેવળ મારી સાથે જ નહિ. પણ બીજા લેખકો સાથે પણ એમનું વર્તન આ જ પ્રકારનું હોય છે.' મને તો આ પ્રતીતિનો ઘણીવાર અનુભવ થયો છે. ઈશ્વરભાઈ પાસે આવનાર લેખક પ્રતિભાશાળી હોય કે નવોદિત, સરખું જ સન્માન પામ્યા છે. એક વખત એક અજાણ્યો બંગાળી કલાકાર આવી ચડયો. ઈશ્વરભાઈએ પ્રેમથી તેની સાથે વાતો કરી. સાવ મુફલીસ જેવા લાગતા એ ચિત્રકારને ભાવતાં ભોજન કરાવ્યાં. એની પાસે હતાં તે બધાં ચિત્રો રાખી લીધાં. બંગાળ સુધી પહોંચી શકે એટલા પૈસાની તેને જોગવાઈ કરી દીધી.

એ ગુજરાતી આદમીની આ હતી માનવતા. કોઈને પણ હડધૂત કરવાનું ઈશ્વરભાઈ શીખ્યા જ નહોતા. કોઈ બાઈન્ડરની, પ્રેસવાળાની કે કાગળના વેપારીની ઉઘરાણીની મોટી રકમ થઈ ગઈ હોય ત્યારે પઠાણી ઉઘરાણી કરવાનું નક્કી કરીને આવે તોપણ ઈશ્વરભાઈ તેને ગરીબ ગાય જેવો કરી દેતા.

પન્નાલાલ અને પેટલીકરને તેમના વતનમાંથી અહીં સ્થાપી કરવામાં જેમ ઈશ્વરભાઈનો મહત્ત્વનો ફાળો છે તે જ રીતે ચિત્રકાર મજલાલ ત્રિવેદી શાંતિનિકેતનની ખુમારી લઈને વરસો બાદ ગુજરાતમાં આવેલા ત્યારે ઈશ્વરભાઈએ તેમને આવકારેલા. કલકત્તામાં બનાવડાવેલા તેમના ત્રિરંગી ચિત્રોના કીમતી બ્લૉકો ખરીદીને તેમની કલમને ઊર્મિના પાનાંઓમાં વહેવડાવી. જીવરામ જોષી પણ વરસો પછી ગુજરાતમાં આવ્યા ત્યારે ઈશ્વરભાઈએ તેમને હૂંફ આપી હતી. ભારતી સંઘે તેમની ચોપડીઓ છાપી અને બાળકોનું સામાયિક શરૂ કરવાની લગભગ આખરી તબક્કાએ પહોંચેલી તેમની યોજનાને ભારતી સંઘ આર્થિક રીતે પહોંચી શકે તેમ ન હોવાથી લોકપ્રકાશનવાળા શાંતિભાઈને ઈશ્વરભાઈએ જ જીવરામભાઈની અને 'ઝગમગ'ની ભલામણ કરી દીધી !

પોતાના પ્રકાશક છોડીને બીજે જાય નહિ તેવા લેખકો રમણલાલ દેસાઈ અને ગુણવંતરાય આચાર્ય પણ ઈશ્વરભાઈની મમતામાં ખૂબ સહજતાથી બંધાઈ ગયા હતા. મેઘાણી, ધૂમકેતુ, પન્નાલાલ, ચુ. વ. શાહ, પેટલીકર, ગ્રો.કર, રા. ના. પાઠક, રા. વિ. પાઠક, ચંદ્રવદન મહેતા, ઉમાશંકર, સુન્દરમ્ કે મડિયા જેવા સિદ્ધહસ્ત લેખકોને ઈશ્વરભાઈઓ હમેશાં મિત્ર કે સ્વજન જેવા ગણતા હતા. કપરી આર્થિક પરિસ્થિતિ વેળાએ પણ પ્રકાશનો કરીને આમાંના ઘણા લેખકોને ઈશ્વરભાઈએ રોયલ્ટી ચૂકવી હતી. પ્રકાશનો કરી જ ન શકે તેવા સંજોગો વખતે અન્ય પ્રકાશકો પાસે ઈશ્વરભાઈએ જાતે જઈને પોતાના લેખકની સોંપણી કરી છે. બીજા પ્રકાશકને પોતાના લેખક સોંપવા જેવી દરિયાવદિલી ઈશ્વરભાઈ સિવાય બીજું કોણ કેળવી શકે ?

ભારતી સંઘ પુસ્તકોના પ્રકાશન સાથે એક જ માસિક ચલાવીને બેસી રહે એ ઈશ્વરભાઈના સ્વભાવમાં જ નહોતું. વરસો પહેલાં ભારતી સંઘે સ્ત્રીઓ માટેનું માસિક 'ભગિની' શરૂ કરેલું. બંધ થઈ ગયેલા એ માસિકને ફરી ચાલુ કરવા પુષ્પાબહેન મહેતાને ૧૯૪૭માં જેમ ઈશ્વરભાઈએ આગળ કર્યાં તે જ રીતે ગતિ પ્રકાશને બંધ કરેલું માસિક 'રેખા' ચાલુ રાખવાની પ્રેરણા પેટલીકરને ઈશ્વરભાઈએ જ ૧૯૪૯માં આપી હતી. એ બન્ને માસિકોના પ્રકાશનની અને વ્યવસ્થાની કામગીરી ભારતી સંઘે સંભાળી હતી. એવી જ રીતે નિસર્ગોપચારનું પહેલું ગુજરાતી માસિક 'તંદુરસ્તી' પણ ઈશ્વરભાઈની પ્રેરણાથી જ ૧૯૫૦ના જૂનમાં શરૂ થયું ત્યારથી આજ સુધી એકધારી પ્રગતિ કરી રહ્યું છે. ઈશ્વરભાઈએ આફ્રિકામાં જવાનું શરૂ કર્યું એટલે ત્યાંના લેખકોમાં પણ સાહિત્ય પ્રત્યે જીવંત અનુરાગ જળવાઈ રહે તે હેતુથી 'જાગૃતિ', 'મધપૂડો' અને 'દંપતી' જેવાં માસિકો તેમજ 'નીલોત્રી' અને 'આરાધના' જેવાં વાર્ષિકોના પ્રકાશન માટે તેમણે બધા પ્રકારની ગોઠવણ કરી આપી હતી. તેમાંય યુગાન્ડાના યુવક સંઘે તો પન્નાલાલ, પેટલીકર અને પીતાંબર જેવા ત્રણ ગુજરાતી લેખકોને આફ્રિકા આવવા માટેનું નિમંત્રણ આપ્યું તેમાં પણ ઈશ્વર-

ભાઈના જ પ્રયત્નો સફળ થયા હતા એમ કહી શકાય. ઈશ્વરભાઈ ત્યાં ન હોત તો એ ત્રણ 'પપ્પા' (એ ત્રણ લેખકો માટે આ શબ્દ એ વખતે ખૂબ પ્રચલિત થયેલો) ની ત્રિપૂટી આફ્રિકાના દર્શનથી વંચિત જ રહેત.

ઊર્મિના લેખકો પૈકીના ગુજરાત રાજ્યનાં મંત્રીમંડળોના ભૂતપૂર્વ કે વર્તમાન સભ્યોમાંથી રતુભાઈ અદાણી, માધવસિંહ સોલંકી, વિજયકુમાર ત્રિવેદી, દર્શક, મોહનલાલ વ્યાસ, ભાનુપ્રસાદ પંડ્યા અને નવલભાઈ શાહને ગણાવી શકાય. તામિલનાડુના વર્તમાન રાજ્યપાલ પ્રભુદાસ પટવારી અને તેમનાં પત્ની સવિતાબહેનની પણ કૃતિઓ ઊર્મિમાં પ્રસિદ્ધ થયેલી છે. વિનોદિની નીલકંઠ, શારદાબહેન મહેતા, સરોજિની મહેતા, વત્સલા મહેતા, જ્યોત્સ્ના ખંડેરિયા, હર્ષિદા પંડિત, રંભાબહેન ગાંધી, જ્યન્તિકા, લીલા ધારપુરે, 'મિત્રા', કલાવતી વોરા, પદ્મા ફડિયા વગેરે સ્ત્રી–લેખિકાઓએ પણ ઊર્મિનાં પાનાંઓ પર અવારનવાર દેખા દીધી છે. જાદૂ વિષેના ઉપયોગી લેખો મુ–શુન્તાન નામધારી પુરુષોત્તમ સંઘવીએ એકમાત્ર માસિક ઊર્મિમાં જ લખ્યા છે.

નવોદિતો તરીકે ઊર્મિમાં એ વખતે જે લેખકોને આવકારાયા હતા અને આજે તેમાંના કેટલાકને ગણનાપાત્ર લેખકો કહી શકાય તેમ છે. તેમાંથી કોઈનું નામ શરતચૂકથી રહી ગયું હોય તેમને અન્યાય કરવાનો આશય નહિ હોવાની સ્પષ્ટતા સાથે નામાવલિ આપી દઉં : શિવકુમાર જોષી, મકરન્દ દવે, બકુલ ત્રિપાઠી, પુષ્કર ચંદરવાકર, નવનીત સેવક, રામુ પંડિત, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, શેખાદમ આબુવાલા, ચંદ્રકાન્ત બક્ષી, મધુરાય, ભૂપત વડોદરિયા, રજનીકાન્ત મોદી, નાનુભાઈ દવે, 'વિશ્વમિત્ર', હરીન્દ્ર દવે, નિરંજન ભગત, હસિત બૂચ, 'ઉશનસ્', કાંતિલાલ બ્રોકર, રમેશ પાઠક, રમણ કોઠારી, હિમાંશુ વ્હોરા, ગુણવંત છો. શાહ, સાત્વિક પોપટિયા, ડાહ્યાભાઈ પટેલ, 'પંકજ', વસંત પારેખ, બળવંત નાયક, ટી. પી. સૂચક, અનવર આગેવાન, લાભશંકર રાવળ, ગોવિંદભાઈ પટેલ, બળદેવભાઈ, મહેતા, 'અનામી', 'મધુરમ્', રતિલાલ અનિલ, 'મીનપિયાસી,' 'મોહિનીચંદ્ર', 'ઉત્સુક', ઈન્દ્રવદન કા. દવે, ધીરુ પરીખ, જટિલ, ચંદ્ર પરમાર, બાલચંદ્ર પરીખ, નાથાલાલ દત્તાણી, દેવજી મોઢા, 'સુધાંશુ,' પ્રજારામ, ભગવતીકુમાર શર્મા, 'શશી શિવમ્,' 'સરોદ', ભાનુશંકર ઓ. વ્યાસ, 'નિશાકર,' નટવરસિંહ પરમાર, નટવરલાલ પટેલ, કૃષ્ણલાલ શ્રીધરાણી, પ્રબોધ, પારાશર્ય, પ્ર. હ. મહેતા, ઓમપ્રકાશ ખન્ના વગેરે.

અનેક બીજા લેખકો અને ઉપર લખ્યા નવોદિતો સાથે બંધાયેલો નાતો આજે પણ એટલો જ ઉષ્માભર્યો હું અનુભવી રહ્યો છું તેનો બધો યશ ઈશ્વરભાઈને, ઊર્મિને અને ભારતી સંઘને બેધડક આપી શકું છું. ઊર્મિનો સાથ છોડયા પછી સંજોગવશાત્ એ સંબંધનો તાંતણો પૂર્વવત્ ચાલુ રાખવાનું બની શકતું નથી ત્યારે મનમાં ઊંડો અસંતોષ વ્યાપી ઊઠે છે. પણ એક વખત બંધાયેલો નાતો કયારેય તૂટતો નથી એ સત્ય મને ધરપત આપી જાય છે. બુકસેલરો, લેખકો, ચિત્રકારો, વિવિધ પ્રેસના તેમ જ પ્રોસેસ સ્ટુડિયોના માલિકો પૈકીના કેટલાક તો આજે પણ મારા કુટુંબીજન જેવા બની રહ્યા છે.

ભારતી સંઘનાં પુસ્તકોનાં પૂંઠા–ચિત્રો ઉપરાંત ઊર્મિમાં પણ એકધારી પોતાની પીંછીને ખૂબ હોંશથી જે કલાકારોએ બહેલાવી છે તેમાં બધા ગુજરાતી કલાકારોનો સહકાર ઈશ્વરભાઈએ મેળવ્યો હતો. વિદ્વતાભર્યાં વિવેચનો સાથે નવાં પુસ્તકોનાં અભ્યાસુ અવલોકનો શ્રી. અનંતરાય રાવળ નિયમિત લખતા તે 'ઊર્મિ'ની વિશિષ્ટતા ગણાતી. લોકભોગ્ય શૈલીમાં સરળ વિજ્ઞાન લેખો, આરોગ્ય લેખો, પ્રાણી–પંખીનો તેમ જ ખગોળનો પરિચય આપતા લેખો વડે ઊર્મિ તેનું આગવું સ્થાન જાળવી રાખતું. આ વિષયોમાં મુખ્યત્વે ન. મૃ. શાહ, બંસીધર ગાંધી, જયંતીલાલ દે. ઓઝા, નારાયણ પટેલ. પદ્મકાન્ત ર. શાહ, રમણલાલ એન્જીનિયર, ભૂપતરાય દવે, શિવપ્રસાદ ત્રિવેદી, છોટુભાઈ સુથાર, પ્રદ્યુમ્ન કં. દેસાઈ, ઈશ્વરચંદ્ર વગેરે લખતા. અભ્યાસુ માસિક નોંધ ઉપરાંત ડૉ. સુમન્ત મહેતાના સામાજીક ક્રાન્તિ જગાડતા લેખો અને પેટલીકરના પણ સમાજ નવરચનાના એવા જ લેખો ઊર્મિનું મહત્ત્વનું આકર્ષણ રહેતા. 'પરિવ્રાજક'

અને 'સેવકરામ'ના તખલ્લુસથી પીતાંબર પટેલ ગ્રામજીવનના કુરિવાજો અને કાવાદાવા પર કુઠારાઘાત કરતા. અંગ્રેજી ઉપરથી તૈયાર કરીને વિદેશોના પ્રેરક ચરિત્રો ઈશ્વરભાઈ પટેલ મૂકતા. *જિતુભાઈ મહેતા, બાબુભાઈ* વૈદ્ય, સ્નેહરશ્મિ, અશોક હર્ષ અને નાથાલાલ દવે વગેરે પાસેથી ઈશ્વરભાઈ અને હું જરૂરત વેળાએ અચૂક લખાવી શકતા.

વરસો સુધીની સાહિત્ય પ્રચારની ધૂન અને ધગશે ઈશ્વરભાઈને પણ સર્જકશક્તિ આપી હતી એમ કહેવાને બદલે તેમની નિસર્ગદત્ત એ શક્તિને તેમણે ભારી રાખી હતી એમ કહેવું જોઈએ. બીજાને પ્રકાશમાં આણનાર આ પ્રકાશક સમર્થ લેખિનીના ધણી હતા એનો ખ્યાલ તેમના પ્રવાસપત્રો કે વિદેશમાં વસતા ગુજરાતીઓના રેખાચિત્રો ઉપરથી તરત આવી જાય છે. વિદેશોની મુલાકાતો અને પ્રવાસપત્રો લખવા માટે મેં ખૂબ આગ્રહ કર્યો ત્યારે ઈશ્વરભાઈએ તે માટે તૈયારી બતાવી હતી. પણ એમના અવિરત રઝળપાટમાં એ બધું લખવામાં તેમણે વધુ ઉમળકો બતાવ્યો નહિ એટલે ખૂબ થોડું લખી શક્યા હતા. જે લખ્યું છે તેમાં તેમની સચ્ચાઈ અને સુજનતા ભારોભાર વરતાઈ આવે છે. એ પ્રવાસોમાંથી તેમની ભાવનાનું પ્રતિબિંબ થાય તેવા શબ્દો જોઈએ : 'જીવનના આ સાંસારિક પ્રવાસમાં મને અનજાણ્યા સ્વજનોએ ખૂબ સાથ ને સહકાર આપ્યો છે. જેમને જિંદગીની યાત્રામાં કદી જોયા નહોતા તેઓએ મને પોતાનો ગણીને પોતાના જ કુટુંબનો એક હોઉં તેવી લાગણી દર્શાવી છે ને સૌનો હું ખૂબ ખૂબ અહેસાનમંદ છું. એ સૌની પ્રેમભરી લાગણી ટકાવી રાખવાનું બળ ભગવાન મને આપે તેવી પ્રાર્થના કરું છું.'

બહુ ઓછા વાચકો અને લેખકો જાણતા હશે કે ઈશ્વરભાઈ ગદ્યમાં સુંદર કવિત્વમયું આલેખન કરતાં ગદ્યકાવ્યો પણ લખતા. માનવજીવનની ઊર્મિઓ અને આવેગો જ્યારે શબ્દદેહ ધારણ કરે છે ત્યારે રવીન્દ્રનાથ જેવા ગીતાંજલિની રચના કરે છે. મંથનના એ શબ્દદેહમાંથી ઈશ્વરભાઈએ પણ ગદ્યકવિતાઓ 'શ્રીમિત'ના તખલ્લુસથી લખી હતી. ૧૯૫૪ના સપ્ટેમ્બરથી એ મને મળતી ત્યારે અવારનવાર અને અચૂક ઊર્મિમાં હું પ્રસિદ્ધ કરતો જ રહ્યો હતો. અનંત પથના યાત્રી બની ચૂકેલા ઈશ્વરભાઈને મારી નમ્ર અંજલિ આપતો આ લેખ તેમના જ એક ગદ્યકાવ્યના શબ્દોથી પૂરો કરું :

'અંચડી આથડીને મારા પગો છોલાઈ ગયા ને એમાંથી રુધિર વહી રહ્યું છે. શરીરના અંગેઅંગ થાકીને શિથિલ બન્યાં છે. પણ પ્રવાસ તો હજી ઘણો બાકી છે.

રાત્રિ ને દિવસ વણથાક્યો તારી શોધમાં આથડી રહ્યો છું. જંગલમાં ઊભો રહીને તારા નામનો સાદ કરું છું, પણ મારો સાદ તારે કાને સંભળાતો નથી. પહાડની ઊંડી ખીણોમાં અથડાઈને એના પડઘા જ કેવળ પાછા આવે છે.

તારે દ્વારે પહોંચવાને મન હવે અધીર બન્યું છે. તું તો પેલા ઊંચા શિખરની ટોચે બેઠો મારા આ બાલીશ પ્રયત્નને જોઈને હસી રહ્યો છે. તારાં ચરણો ધોઈને આવતાં આ ઝરણાં મને કહી રહ્યાં છે, ઓ પાગલ! પ્રભુને પામવાનો પંથ હજી દૂર છે..'

*

આપણા સૌના સાથી મિત્ર ઈશ્વરભાઈના અકાળ અવસાનના સમાચાર જાણી અત્યંત દુઃખ થયું. આપણે સૌએ એક આઝાદીનો લડવૈયો, સાહિત્ય સેવક અને આજીવન સાથીને ગુમાવેલ છે. તમારા માટે તો સગાભાઈ કરતાં પણ વિશેષ હતા. ઈશ્વરી-નિર્માણ પાસે માનવી લાચાર છે.

જયસુખભાઈ શાહ (જામનગર)

*

ભાઈશ્રી ઈશ્વરભાઈના દુઃખદ અવસાનના સમાચાર જાણી એક જૂના સાથીદાર તરીકે અત્યંત દુઃખ થયું. પરમકૃપાળુ પરમાત્મા તેમના આત્માને શાંતિ અર્પે તેવી પ્રાર્થના કરું છું.

મોતીભાઈ જોષી (જૂનાગઢ)

# દૃષ્ટિવાળા પ્રકાશક

અનંતરાય રાવળ

કેટલાંક વરસથી આફ્રિકામાં વિશેષ અને ભારતમાં ઓછું રહેતા શ્રી ઈશ્વરલાલ મોહનલાલ દવેને આફ્રિકામાં જીરવેલ મોટર–અકસ્માતને નિમિત્ત બનાવી મૃત્યુ ઉપાડી ગયું અને એમના નામની આગળ 'સ્વ.' લખવાનું આવ્યું એ સમાચારે તેમના સંખ્યાબંધ પરિચિતો, મિત્રો અને પ્રશંસકોની આંખ ભીની કરી હશે, અને એ રૂપાળો હસમુખો ચહેરો હવે એ ફરી કદી જોવા નહિ મળે એવા દુઃખદ ભાન સાથે એમનાં મનની આંખ આગળ તરતો ખડો થઈ ગયો હશે.

હૃદયસ્થ દેશભક્તિ અને ભાવનાશક્તિએ વિદ્યાર્થી ઈશ્વરલાલને ૧૯૩૦ના મીઠા–સત્યાગ્રહ લડતના સૈનિક બની જવા પ્રેર્યા તે સાથે જ એમના જીવનનું યાદગાર પ્રકરણ શરૂ થયું ગણાય. એ લડત સંકેલાયા પછી ડાહ્યાડમરા નિશાળિયા બની જવાનું ન કરતાં એ લડતે પ્રેરેલી ને સંવર્ધેલી ભાવનાને પોષક સાહિત્યનાં સર્જન, પ્રકાશન અને વિતરણની યોજના વિચારવાનું અને તેને અમલમાં મૂકવાનું લડતના શ્રી મોહનલાલ 'સોપાન' અને શ્રી લક્ષ્મીદાસ ગાંધી જેવા જુવાન સાથીઓ સાથે એમને સૂઝ્યું એ તેમની ભાવનાશીલતાનું જ કામ. ભારતી સાહિત્ય સંઘની પ્રકાશન–સંસ્થાની એ ત્રણે મિત્રોની સ્થાપના અને સંચાલન રાષ્ટ્રભાવના-પોષક શિષ્ટ સાહિત્યનાં સર્જન, પ્રકાશન અને પ્રસારણ દ્વારા રચનાત્મક રાષ્ટ્રસેવા સાથે નિર્વાહલક્ષી પ્રમાણિક વ્યવસાયની સવડનો સારો મેળ બેસાડી આપતાં હતાં. બીજા બે સાથીઓ પુસ્તકોનાં લેખન, મુદ્રણ, પ્રકાશન અને વેચાણવ્યવસ્થા સંભાળે અને શ્રી ઈશ્વરભાઈ દેશમાં ગુજરાતી પ્રજામાં બધે ફરતાં રહી 'નવરચના' માસિક અને ભારતી સાહિત્ય સંઘના પ્રકાશનોના ગ્રાહકો અને ઓર્ડરો મેળવી લાવે એ રીતે કામ સારું ચાલ્યું. ૧૯૪૪ની આસપાસ ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ સંસ્થા બની અને શ્રી ઈશ્વરભાઈ એના મેનેજિંગ ડાયરેક્ટર થતાં આગલો બધો અનુભવ એમને ખપ લાગ્યો એ તો ખરું જ, પણ પોતાની રીતે કામ કરવાની મોકળાશે તથા 'ઊર્મિ'નું પ્રકાશન હાથ ધરી 'નવરચના' સાથે તેને ભેળવી દેતાં માસિકના તંત્રી તરીકેની પણ કામગીરી માથે આવતાં શ્રી ઈશ્વરભાઈની શક્તિઓને બહાર આવવાની વિશેષ અનુકૂળતા મળી.

એ હેસિયતથી તેમણે બજાવેલી કામગીરીની સફળતા માટે 'ઊર્મિ–નવરચના'ની ફાઈલો અને ભારતી સાહિત્ય સંઘનાં પ્રકાશનોની યાદી ઉપર નજર ફેરવી જવી જ બસ થાય તેમ છે. સ્વ. નિરંજન વર્મા, જયમલ્લ પરમાર, 'દર્શક', 'સોપાન' જેવા તે સમયે જુવાન લેખકોને તો ખરા જ, પણ સ્વ. મેઘાણી, 'ધૂમકેતુ', વિશ્વનાથ ભટ્ટ આદિ સીનિયર લેખકોને પણ તેઓ 'ઊર્મિ–નવરચના' માટે તેમજ સંઘના પુસ્તક પ્રકાશનો માટે કેવી કુશળતાથી મેળવી શક્યા હતા! લેખકોનો ઈચ્છિત સહકાર મેળવવામાં તેમજ તેમની સાથેનો સંબંધ નભાવી–ટકાવી રાખવામાં શ્રી ઈશ્વરભાઈની વ્યવહારકુશળતા, મિલનસાર સ્વભાવ, સૌહાર્દ અને ઉષ્માભર્યો તેમની પ્રત્યેનો સદ્‌ભાવ અને સામી વ્યક્તિની શક્યતાઓ અને શક્તિની સાચી પારખનો ફાળો ઓછો નહિ. સ્વ. મેઘાણીને શ્રી રવિશંકર મહારાજનો ભેટો કરાવી તેમની મુલાકાત બેઠકો યોજી આપીને 'માણસાઈના દીવા' લેખો અને પુસ્તક રૂપે મેળવવામાં, શ્રી પેટલીકરને એ જ રીતે આપણી કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓનો સંપર્ક કરાવી તેમના વિશેના મુલાકાત લેખો અને ચરિત્રાત્મક લેખો મેળવવામાં, શ્રી નાનુભાઈ દવે પાસેથી સુલિખિત નોંધો મેળવવામાં, 'ધૂમકેતુ' પાસેથી સંસ્કારકથાઓ મેળવવામાં શ્રી ઈશ્વરભાઈના આ વિશિષ્ટ વ્યક્તિગુણોનો ફાળો નેપથ્યમાં સારો એવો હતો. મને 'ઊર્મિ–નવરચના' માટે નિયમિતપણે પુસ્તક સમીક્ષા લખતો એમના પ્રેમાગ્રહે જ કર્યો હતો. 'સાહિત્ય વિહારે' અને 'સાહિત્ય-

નિકષ'ના મારા બે વિવેચન સંગ્રહોના પ્રકાશક પણ પોતે બન્યા હતા. સ્વ. વિશ્વનાથ ભટ્ટના તેમ સ્વ. મેઘાણીના વિવેચન લેખોનાં પુસ્તકો ભારતી સાહિત્ય સંઘના પ્રકાશનોમાં ભરતી કરેલાં તે પણ તેમણે જ. શ્રી જયન્તિ દલાલે 'રેખા' બંધ કરતાં તેનું સંચાલન પણ ભારતી સાહિત્ય સંઘ તરફથી પોતે હાથ ધરી તેને નવા રૂપરંગે પ્રગટ કરવાનું કેટલોક સમય પોતે કરેલું તે પણ અત્રે યાદ આવે.

શ્રી ઈશ્વરભાઈનું 'ઊર્મિ–નવરચના'નું સંપાદન તથા ભારતી સાહિત્ય સંઘનું સક્રિય અને દૃષ્ટિવંત સંચાલન જોતાં એમ ઈચ્છવાનું મન થઈ જાય છે કે તેમણે ભલે વ્યવસાયના વિકાસ અર્થે પણ અમદાવાદ છોડી આફ્રિકા જવાનું અને ઉત્તરોત્તર ત્યાં વધુ સમય રહી પડવાનું પ્રલોભન ટાળ્યું હોત અને અહીં રહીને એ એવડી કામગીરી પોતાના નિત્યનાં ઉત્સાહ અને સ્ફૂર્તિથી બજાવ્યાં કરી હોત તો કેવું સારું થાત! પણ નિયતિ એની રીતે જ કામ કરે છે અને માનવીએ એની સાથે સમાધાન કરી લેવાનું જ રહે છે. શ્રી ઈશ્વરભાઈના અકાળ દુઃખદ અવસાનથી ભારતી સાહિત્ય સંઘને પડેલો ફટકો મોટો છે.

એમનો સ્મૃતિ–અંક કાઢવાનો પ્રસંગ એમના આત્મનિર્વિશેષ મિત્ર–સાથી શ્રી જયમલ્લભાઈને અને 'ઊર્મિ–નવરચના'ને આવ્યો એ ઘટના ગ્લાનિ ઉપજાવે એવી છે. એ પ્રસંગે મારી પ્રત્યે એમણે વર્ષો સુધી દાખવેલા સ્નેહ–સદ્ભાવને યાદ કરી, તેમને હાથે બજેલી ગુજરાતી પ્રજાની સંસ્કારસેવા અને સાહિત્ય-સેવાને અપાનાર અંજલિમાં મારો સૂર પુરાવી, તેમના આત્માની શાન્તિ માટે પરમાત્માને પ્રાર્થના કરું છું.

*

ઇશ્વરભાઈના આકસ્મિક આઘાતજનક અવસાનના સમાચાર વીજ કડાકા જેવા પડયા છે. આપણે મૃત્યુની ખીણમાં જ શ્વાસ ખેંચીએ છીએ, અને કયારે કોના ઉપર વજ્ર તોળાશે તેની ખબર નથી. આશ્વાસનમાં શબ્દો વેરવાનું અને વેડફવાનું ગમતું નથી. એટલા થોડા કાળમાં એટલા બધા સ્વજનો ગુમાવ્યા છે કે વિખરાતા મેળા જેવું વિશ્વ બની ગયું છે પણ એમાં એક સૂર કાને પડે છે. એ બળવાન, કંઠીલો, આષાઢીલો અને કલંદરી સૂર છે:

" ચલા ચલીકે ખેલમેં ભલા ભલી કરલે "

વધું શું ? વિદ્યાબ્હેનને અને બાળ દોસ્તોને (પરિવારને) મારી પ્રાર્થના પહોંચાડજો. સદ્ગતને ઊંચી પાંખો મળે. આપણને સુદૃઢ પ્રાણ. તમારી સાથે છું.

મકરન્દ દવે (મુંબઈ)

*

ઈશ્વરભાઈના અવસાનથી ઊંડો આઘાત અનુભવ્યો. મહાત્માજીએ સત્યાગ્રહની લડતનો પ્રારંભ કર્યો ત્યારે ગુજરાતના જે યુવાનોએ પોતાનાં જીવન મહાત્માજીએ ચરણે સમર્પ્યાં તેમાં ઇશ્વરભાઇ પણ હતા. સ્વરાજ આવ્યું ને ગુજરાતના જે મુઠ્ઠીભર મરજીવાઓએ રાજકીય લાભ લેવાથી અળગા રહેવામાં જે ગૌરવ માન્યું તેમાં પણ ઇશ્વરભાઇ હતા. ગુજરાતી સાહિત્ય પ્રકાશનના ક્ષેત્રે પણ તેમણે ગૌરવપ્રદ કહેવાય તેવું પ્રદાન કર્યું છે. છેલ્લાં કેટલાક વર્ષોથી ઈશ્વરભાઈ સાથેનો સંપર્ક ઓછો થઇ જાય ગયો હતો, પરંતુ તેમને જ્યારેય અચાનક મળવાનું થાય ત્યારે તેમનામાંથી ભીનો સ્નેહ નીતરતો દેખાતો હતો. વિદ્યા-બહેનને ઈશ્વર આ આઘાત સહન કરવાનું બળ આપે, ઈશ્વરભાઈના આત્માને શાંતિ.

બાબુભાઇ પ્રા. વૈદ્ય (મુંબઇ)

# મુક્તિ–સંગ્રામનો એક સારસ્વત

સ્નેહરશ્મિ – ઝીણાભાઈ દેસાઈ

ગાંધીજીના આગમને દેશમાં નવજાગૃતિનો જે એક પ્રચંડ જુવાળ પ્રેર્યો અને એનાં ઊછળતાં મોજાં ઉપર મુક્તિની તમન્નાથી પ્રેરાયેલાં જે અનેક યુવક-જૂથો ઠેર ઠેર નજરે પડવા લાગ્યાં તેવા જૂથમાં સ્વર્ગસ્થ ઇશ્વરભાઇનું સ્થાન હતું. તેમના સાથીઓમાં હતા આજના ગુજરાત–સૌરાષ્ટ્રના ઘડતરમાં જેમનો નાનો–મોટો વિવિધ પ્રકારનો ફાળો છે એવા સર્વશ્રી સોપાન, વજુભાઈ શાહ, રતુભાઇ અદાણી, મનુભાઈ પંચોળી, જયમલ્લ પરમાર, સ્વ. નિરંજન વર્મા વગેરે એ વખતના નવલોહિયા તરવરતા યુવાનો. એ સૌ વચ્ચે એમને બિરાદરીના રસાયણથી સાંધનારું તત્ત્વ હતું સ્વાધીનતાની લડત. ગેરકાયદેસર મીઠું જાહેર રીતે તૈયાર કરવું, લાઠીઓનો માર નોતરવો, ઘોડાઓની એડી નીચે કચરાવું, કારાવાસ વેઠવો વગેરે અંગે એમની વચ્ચે જાણે કે સ્પર્ધા ચાલતી. એ સ્પર્ધાને વેગ આપે, અને સાધનાની કોટિએ એને લઇ જાય એવી ભાવનાને અભિવ્યક્તિ આપતી સરસ્વતીની સરવાણીઓ એમણે ઠેર ઠેર વહેતી કરી.

આવી રીતે વહેતી થયેલી એક સરવાણી તે ભારતી સાહિત્ય સંઘ. એના શરૂઆતના સર્જક શ્રી ઇશ્વરલાલ દવે, સોપાન અને લક્ષ્મીદાસ ગાંધી પૈકી વખત જતાં સૌએ પોતપોતાની નોખી સારસ્વત સંસ્થાઓ ઊભી કરી અને શ્રી ઈશ્વરભાઈએ ભારતી સાહિત્ય સંઘની પ્રવૃત્તિ એકલે હાથે દાદાસાહેબ માવળંકરની પ્રેરણાથી વિકસાવી. એમાંથી ગુજરાતને જે સારસ્વત-સંપત્ મળી તેમાં લગભગ સાતસો પુસ્તકોનો સમાસ થાય છે. ઊર્મિનવરચના જેવા સામયિકે આપણી સુરૂચિપૂર્ણ વાચનક્ષુધાને સંતોષવાની જે સુંદર કામગીરી બજાવી તે એમાં આવી જાય છે અને તે સાથે આ પ્રવૃત્તિને વેગ આપવા શ્રી ઇશ્વરલાલે દેશ–પરદેશમાં ખેડેલા લાંબા પ્રવાસો અને ઠેર ઠેર સ્થાપેલા સાંસ્કૃતિક સંપર્કો પણ આવી જાય છે.

લોકલાગણી ને ઊર્મિઓને ઓળખવાની,–સમજવાની અને તેને પ્રેરણા આપવાની દૃષ્ટિ ઈશ્વરભાઈને સહજ હતી. અને એથી પ્રજાજીવનને સ્પર્શતી ઘટનાઓમાંથી પ્રાણવાન તત્ત્વો ઉપાડી લઈ તે એમાંથી લોકભોગ્ય સાહિત્ય સર્જાવતા. એવી રીતે સર્જાયેલા સાહિત્યમાં ગુલાબ–પુસ્તિકાઓએ ઘણું મોટું આકર્ષણ જન્માવ્યું હતું. એમના વધુ નિકટના સંપર્કમાં આવવાનું મને પ્રાપ્ત થયું ન હતું આમ છતાં કોઈકવાર ઊર્મિમાં લખવાનો પ્રસંગ મળતાં એમનો જે ટૂંકો પરિચય થતો એણે મારા મન પર એમનાં પ્રસન્ન વ્યક્તિત્વની ઊંડી છાપ અંકિત કરેલી છે. એમના અવસાનથી ગુજરાતે એની સ્વાધીનતાની લડતના યુગના એક સન્નિષ્ઠ કાર્યકરને ગુમાવ્યાની લાગણી લાંબા સમય સુધી આપણા મનમાં રહેશે.

*

# સાહિત્યસૃષ્ટિના સ્વજન

ઉમાશંકર જોષી

શા એ દિવસો હતા! ૧૯૩૦–૧૯૩૨ ની સ્વાતંત્ર્ય-લડતોના પ્રોત્સાહક વાતાવરણમાં જે નવતરુણો વિકસી રહ્યા હતા તેઓમાંથી કેટલાક દસકાના અંતમાં સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ તરફ વળ્યા. શ્રી મોહનલાલ 'સોપાન', ઈશ્વરલાલ દવે આદિ અમદાવાદમાં નવરંગપરામાં એક મકાનમાં ધામા નાખી ભારતી સાહિત્ય સંઘ ચલાવી રહ્યા છે એને વિશે થોડેક દૂરથી મને જાણ હતી. શ્રી મોહનભાઈ 'સોપાન'ની લેખનની તેમજ

વ્યવહાર વિષયક શક્તિઓ ખૂબ વિકસી, એક મોટા દૈનિકના તેઓ મુંબઈમાં તંત્રી બન્યા, એક નવા મોટા માસિકનું સુકાન એમણે સંભાળ્યું અને પછી પોતાનાં પ્રકાશનો પણ સાથેસાથે બહાર પાડતા રહ્યા. ભારતી સાહિત્યસંઘનો ભાર મુખ્યત્વે ઈશ્વરલાલ દવેના ખભા ઉપર આવ્યો. ઈશ્વરલાલ બહુ વિવેકી, મીઠાબોલા સમજદાર. માણસને ઓળખે અને સાચવી જાણે. મેઘાણીભાઈની પ્રીતિ એમણે સંપાદન કરી. એવો યે વખત હતો, જ્યારે એમના 'ઊર્મિ' માસિકનાં પાનાં મેઘાણીની કલમપ્રસાદીથી સજીવ બની જીવ્યાં હતાં. મેઘાણીએ 'ટાંચણ પોથીનાં પાનાં' એમાં આપવા માંડયાં. 'કાળચક્ર' નવલકથા 'ઊર્મિ'માં અધવચાળે રહી. (કોઈ માઇનો પૂત પૂરી કરે તો!) ઈશ્વરલાલ મેઘાણીભાઈની સાથે પ્રવાસે ફરે, પડછાયો થઈને રહે, કળેકળે એમની પાસેથી કૃતિઓ મેળવે. સુભગ સુયોગ હતો. ઈશ્વરલાલને ઘરે સંધી-વા (ગાઉટ) થી પીડાતા મેઘાણીભાઈ થોડા દિવસ ૧૯૪૧માં રોકાયા હતા ત્યારે ત્યાં હું એમને મળવા જતો અને પગ પગનું દુઃખ ભોગવ્યાં કરે અને એમની આનંદ ગોઠડી ચાલતી.

ઈશ્વરલાલ છાતીવાળો માણસ. એ જમાનામાં માગ સર્જનાત્મક સાહિત્યકૃતિઓ છાપવાની હામ ભીડે એવા બહુ ન હતા. મારી કવિતાના 'પ્રાચીના' અને 'આતિથ્ય' એ સંગ્રહો એમણે બહાર પાડેલા. કોણ જાણે એકવાર રૉયલ્ટીના પંદર ટકા કે સાડાબાર કે તે બેની વચ્ચેના – એ રસ્તે વાત ચાલી મેં પૂછ્યું, આ અઢી ટકાના ફરકમાં કુલ રૂપિયા કેટલા થાય? મામુલી રકમ હતી એ જણાતાં અમે બને હસી પડ્યા અને એ વાત ત્યાં જ રહી. 'પ્રાચીના'ની 'કુમાર'માં શ્રી બચુભાઈએ લાંબા પાતળા કદમાં છાપેલી રૂપકડી આવૃત્તિ દોઢ મહિનાના દક્ષિણ હિંદના પ્રવાસેથી હું પાછો આવ્યો ત્યારે જોઈ અને ઈશ્વરભાઈની પ્રકાશન અંગેની માવજતનો આનંદ માણ્યો.

સારા સર્જકો-લેખકો, સારા વાચકો એ તો સરસ્વતીના પૂજારી છે જ, પણ સારા પુસ્તકપ્રકાશકો, સારા મુદ્રકો, સારા ગ્રંથવિક્રેતાઓ, સારા ગ્રંથપાલો-એઓ પણ એક રીતે એ પૂજારીગણમાં સમાવેશ પામવાના અધિકારી છે એમ માનવાનું મને મન થાય છે. ઈશ્વરલાલ પોતાની કર્મભૂમિ ભારતથી દૂર દૂર આફ્રિકામાં વસવા પ્રેરાયા અને કરુણ અકસ્માતમાં દેહાન્ત પામ્યા. સાહિત્યસૃષ્ટિના એ સ્વજન આપણી શ્રદ્ધાંજલિના અધિકારી છે.

દિલ્હી : માર્ચ ૧૫, ૧૯૭૯

*

# પ્રકાશન બાગનું સુગંધિત પુષ્પ–ઈશ્વરભાઈ

ઈશ્વર પેટલીકર

શ્રી ભગતભાઈએ તા. ૨૩મી ડિસે.'૭૮ના રોજ સાંજનો ફોન કર્યો અને દુઃખદ સમાચાર આપ્યા કે ભારતી સાહિત્ય સંઘવાળા ઈશ્વરલાલ દવેનું ગઈ કાલે ઝાંબિયામાં અકસ્માતમાં અવસાન થયું છે. એ વધારે કંઈ ન બોલ્યા અને હું કંઈ પૂછપરછ કરી શક્યો નહિ. અકસ્માતોથી થતી જીવહાનિ નવી નથી. છતાં જેની સાથે સ્નેહ હોય છે તેનું મૃત્યુ – અશુભ આપણે ઇચ્છતા નથી એટલે મનને વસવસો થાય છે કે એ સાચું હશે? કંઈ ભૂલથી એકને બદલે બીજા નામનો તો ગોટાળો થયો નહિ હોય? સાચું ન પણ હોય તેમ દિલે આશ્વાસન શોધવા મથામણ કરી. પરિણામે તે દિવસે એમનાં પત્ની-પુત્ર-મિત્રને મારી લાગણી વ્યક્ત કરવા કલમ ન ઉપડી. બીજે દિવસે શ્રીમતી વિદ્યાબહેન, ચિ. રાજુલ અને મુરબ્બી જયમલ્લભાઈને પત્ર લખી આશ્વાસન તો શું આપું પણ મારું દિલ હળવું કર્યું.

જૂના પાછલા ભાગમાં ઈશ્વરભાઈ સાથે આકસ્મિક મિલન મુંબઈમાં ભારતી સાહિત્ય સંઘની

કાલબાદેવી રોડની હનુમાન ગલીમાં આવેલી તેમની ઑફીસમાં થયું હતું. હું નવોદિત લેખક હતો. '૪૪માં મેં મારી પ્રથમ કૃતિ 'આત્મચિત્રો' ગાંઠના પૈસા ખર્ચીને પ્રગટ કરી હતી. 'જનમટીપ' ને લોકપ્રકાશન લિ. અમદાવાદે પ્રગટ કરી હતી. 'પ્રજાબંધુ' સાપ્તાહિકમાં તે હપ્તાવાર પ્રગટ થઈ હતી અને તેની ચાહનાને વશ થઈ તે સંસ્થાએ તેનું પ્રકાશન કર્યું હતું. ભારતી સાહિત્ય સંઘ અમદાવાદમાં છે એટલો ખ્યાલ હતો. મુંબઈનો ખ્યાલ ન હતો. વળી હું પહેલી કે બીજી વખત મુંબઈ ગયો હોઈશ. અચાનક એક સુરબ્બીની કાલબાદેવી ઑફીસમાં જતાં તેની બારી હનુમાન ગલીમાં પડતી હોઈ મારી નજર ભારતી સાહિત્ય સંઘના બોર્ડ ઉપર પડી. મને થયું કે લાવ ત્યાં જાઉં.

હું ગયો ત્યારે સદ્‌ભાગ્યે ઈશ્વરભાઈ હાજર હતા. એ પ્રથમ મિલન હતું. છતાં જાણે હું તેમનો જૂનો સ્નેહી હોઉં તેવા ભાવથી તેમણે મને આવકાર્યો. એ કેવળ ધંધાધારી પ્રકાશક નહોતા, પણ સાહિત્યરસિક અને સાહિત્યકારો પ્રત્યે ગુણાનુરાગી સંસ્કારી પ્રકાશક હતા તેમ એમના પહેલા પરિચયથી અનુભવવા મળ્યું. હું નવોદિત લેખક હતો, છતાં તેમણે એની ગરજનો લાભ લેવાની વૃત્તિ ન રાખી. તેને પ્રેરણા-પોરસ ચડે તેવી વાત કરી. '૪૫ ના જુલાઈમાં મારી બીજી નવલકથા 'લખ્યા લેખ' 'પ્રજાબંધુ'ની ભેટ પુસ્તક તરીકે પ્રગટ થઈ હતી. તેની બીજી આવૃત્તિ પ્રગટ કરવાની તૈયારી બતાવી અને હું સિદ્ધહસ્ત લેખક હોઉં તેમ બીજા તેવા લેખકોને અપાતી રોયલ્ટી આપવાની સરળ-સીધી વાત કરી.

હું એક નવોદિત લેખક તરીકે પ્રકાશક સંસ્થાનું બોર્ડ જોઈ સહજ મળવા ગયો હતો અને મારી પાસે કોઈ નવું લખાણ ન હતું કે તેની વાત કરવાની ગણતરી હોય. તાજેતરમાં પ્રગટ થયેલી નવલકથાની બીજી આવૃત્તિ કોઈ પ્રકાશક પ્રગટ કરે તેવો ખ્યાલ પણ ન હતો. છતાં તેમણે સામેથી એ તૈયારી બતાવી અને '૪૬ના ફેબ્રુઆરીમાં તેની બીજી આવૃત્તિ પ્રગટ થઈ.

આ પ્રસંગ વિગતે લખવાનું કારણ નવોદિત લેખકને માટે આવું પ્રોત્સાહન પ્રકાશક તરફથી મેળવવાનું દુર્લભ હોય છે. વળી નવોદિત લેખકના સર્જનમાં સત્ત્વ હોય તો પણ તેવી મુશ્કેલીમાં પણ તે વહેલું મોડું ઝળકી ઊઠ્યા વિના રહેતું નથી. પરંતુ નવોદિત લેખકને જો સુયોગ્ય પ્રકાશકનો લાભ મળે તો એને પ્રોત્સાહન મળે છે અને તેના સર્જનને વેગ મળે છે. 'પ્રજાબંધુ' જેવા સાહિત્યિક અને પ્રતિષ્ઠિત સાપ્તાહિકમાં મારી નવલકથાઓ હપ્તાવાર 'જનમટીપ'થી શરૂ થઈ અને તેના સાહિત્યકાર તંત્રી શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ હોવાથી મને મોટું પ્રોત્સાહન મળ્યું છે. એ જ રીતે આરંભથી મારાં પુસ્તકોના પ્રકાશક આકસ્મિક રીતે ઈશ્વરભાઈ મળવાથી એવું પ્રોત્સાહન મળ્યું હતું. એ વખતે એ સંઘની પ્રકાશન પ્રવૃત્તિ ટોચે હતી એટલે તેના વેચાણનો લાભ મળ્યો અને તેને કારણે વાચકોની ચાહના – લોકપ્રિયતા મેળવવામાં લાભ થયો.

વળી એ વખતે મેઘાણીભાઈ (શ્રી ઝવેરચંદ મેઘાણી)નાં પુસ્તકોનું પ્રકાશન ઈશ્વરભાઈ કરતા હતા એટલું જ નહિ, પણ મેઘાણીભાઈ લેખન કાર્યમાં થાકેલા હોય એક સિદ્ધહસ્ત લેખકના સહૃદય મંત્રી – સેવકની ગરજ ઈશ્વરભાઈ સારતા હતા. 'રવીન્દ્ર વીણા' કાવ્યસંગ્રહની પ્રથમ આવૃત્તિ એક વર્ષમાં સંઘે તે વખતે વેચીને વેચાણશક્તિની સિદ્ધિ બતાવી હતી. 'ઊર્મિ–નવરચના'ના સંપાદનમાં મેઘાણીભાઈ અગ્ર ભાર ઉપાડતા હતા. આથી એ બે વરસમાં મેઘાણીભાઈ સાથે નિકટના પરિચયમાં આવવાની તક મળી તે ઈશ્વરભાઈને આભારી હતી. ગુજરાતને એક અમૂલ્ય કૃતિ 'માણસાઈના દીવા' મેઘાણીભાઈ તરફથી મળી તેનું શ્રેય ઈશ્વરભાઈને જાય છે. ગુજરાતના સંત પૂજ્ય રવિશંકર મહારાજ સાથે મેઘાણીભાઈને મેળાપ કરાવનાર ઈશ્વરભાઈ હતા અને મહિસાગર કાંઠાની મહારાજની ભૂમિનાં પાત્રો સમક્ષ લઈ જનાર પણ એ હતા.

ઈશ્વરભાઈનું અમદાવાદનું ઘર લેખકોનું વિશ્રામધામ હતું. વિદ્યાબહેનનું આતિથ્ય અને તેમની સાહિત્યમાં રસ લેવાની પ્રીતિને લીધે તે ઘેર વેળા-

કુવેળાએ જવામાં સંકોચ નડયો નથી વળી જયમલ્લભાઈ ત્યાં હોય ત્યારે સાહિત્યની ચર્ચાનો ડાયરો જામે. 'મારી હૈયાસગડી' નવલકથા છપાઈ રહી હતી. તેની પ્રસ્તાવના લખવાની હું મથામણ કરતો હતો. આજે જે પ્રસ્તાવના છે તેનું માર્ગદર્શન જયમલ્લભાઈનું છે. એક શિખાઉ લેખક તરીકે નાહક કોઈની બદનક્ષી થાય તેવી વાર્તા અગાઉ લખી બેઠો હતો, તેમાંથી ઝાઝું શીખ્યો ન હોઉં તેમ આ નવલકથાની પ્રસ્તાવનામાં જયમલ્લભાઈનું માર્ગદર્શન ન મળ્યું હોત તો બીજી વખત ભૂલ કરી બેસત. જયમલ્લભાઈને તો આ યાદ પણ નહિ હોય, પરંતુ હું શી રીતે ભૂલું? મુંબઈ ઇશ્વરભાઈ સાથે ઘણી વખત જવાનું થયું છે ત્યારે એમની સાથે એમના મોટાભાઈ શ્રી ભુપતભાઈ અને તેમનાં પત્ની—જે વિદ્યાબહેનનાં મોટાં બહેન—હરબાળાબહેનનું આતિથ્ય પણ એવું જ માણવા મળ્યું છે. એ પણ ઈશ્વરભાઈનું ઘર હોય તેમ એમના મહેમાનોને એ સાહિત્યપ્રીતિવાળા દંપતીએ આવકાર્યા છે.

'૪૯ના ઑગસ્ટની અધવચ ઈશ્વરભાઈનો મારા ઉપર પત્ર આવ્યો. તેમાં તરત આવી જવા લખ્યું હતું. કારણ જણાવ્યું ન હતું. આમે ય એમના સ્નેહને લીધે કંઈ કામ ન હોય તો પણ હું આણંદથી એમને મળવા અમદાવાદ જતો હતો. આથી પત્ર મળે ત્યારે તો વિલંબ શાનો કરું? વળી તેમાં કામ જણાવ્યું ન હતું એટલે ઉત્સુકતા—કુતૂહલ પણ વધી જાય. મને જોઈને એમનું મોં મલક્યું. એમણે જે કામ જણાવ્યું તે જોઈ હું વિચારમાં પડી ગયો.

એક દસકો 'રેખા' માસિક નવું શરૂ કરીને શ્રી જયંતીભાઈ દલાલે બંધ કરવાનું જાહેર કર્યું હતું. એણે જે વિશિષ્ટતા ઊભી કરી હતી તેથી એના બંધ થવાનું દુઃખ સારા પ્રમાણમાં વ્યક્ત થયું હતું. દલાલ ન પહોંચી શકયા ત્યાં મારું શું ગજું? ઈશ્વરભાઈએ કહ્યું કે દલાલે દલાલની રીતે ચલાવ્યું, તમારે તમારી રીતે ચલાવવાનું છે. વહીવટ—આર્થિક—ચિંતા તમારે કરવાની નથી. ઇશ્વરભાઈ પાસે 'ઊર્મિનવરચના' માસિક હતું વળી 'રેખા'ની ગ્રાહક સંખ્યા મોટી ન હતી એટલે પહેલેથી ખોટનો ધંધો હતો એ કરવાની ઈશ્વરભાઈને જરૂર ખરી? પરંતુ એ કેવળ ધંધાદારી પ્રકાશક ન હતા એટલે ખોટના ધંધા કરવાનું સામેથી માથે લેતા હતા.

'રેખા' દોઢ વર્ષ ચલાવીને અમારે પણ બંધ કરવું પડયું. પરંતુ તે દરમિયાન ગુજરાતના ૧૮ મહાનુભવોની મુલાકાતો લઈને 'ધૂપસળી' તરીકે મારા નામે પુસ્તક પ્રગટ થયું છે, તેનું શ્રેય ઇશ્વરભાઈનું છે. તે મુલાકાતો તેમણે ગોઠવી આપેલી અને ત્રીજા ભાગમાં તે સાથે પણ આવેલા. પહેલી મુલાકાત તે વખતના લોકસભાના સ્પીકર માનનીય દાદાસાહેબ માવલંકરની લીધેલી. તેમના જેવા મહાનુભાવની મુલાકાત વખતે મેં જે સંકોચ — અહોભાવ અનુભવેલો તે જોઈને ઈશ્વરભાઈએ મને તાલીમી સલાહ આપી હતી: 'આપણે જેની મુલાકાત નકકી કરવાના છીએ તે ગુજરાતના સન્માનીય હોવાના, પરંતુ મુલાકાત લેનાર તમારે સમાન દરજ્જાના આત્મવિશ્વાસથી તેમને મળવાનું છે. ભલે તમે એમના જેટલા સન્માનીય ન હો અને વયે તે વડીલ અને તમે જુવાન હો. પરંતુ નાગરિક તરીકે સમાન કક્ષાએ છો, તે ભાવથી તમે મુલાકાત નહિ લ્યો તો તમે છૂટથી એમને જે પૂછવું હશે તે પૂછી નહિ શકો. કોઈ બાબતમાં ક્લિષ્ટ સવાલ કરવો હશે તો સંકોચ નડશે અને મુલાકાતને એટલી હાનિ થશે.'

આ બધાથી ચડી જાય તેવું એમનું મારા ઉપરનું ઋણ તો એમણે પોતે મારાં વધતાં જતાં પુસ્તકોનું સમયસર પ્રકાશન નહિ કરી શકે અને લેખક તરીકે મને હાનિ થશે તેમ લાગતાં એમનો લાભ જતો કરવાનું પસંદ ભર્યું. '૫૩થી મારા પ્રકાશક આર. આર. શેઠની કંપની થઈ. મુરબ્બી ભુરાભાઈ શેઠ સાથે ઈશ્વરભાઈએ તેમની ઑફિસમાં નક્કી કર્યું હતું. 'આશાપંખી' નવલકથાનો પ્રથમ કરાર ત્યાં મૌખિક નકકી થયો હતો. આમ ઈશ્વરભાઈ સાથે વેપારી સંબંધ બંધ થયાં ખાસ્સાં ૨૫ વર્ષ થયાં. છતાં એમની સાથેનો સ્નેહસંબંધ ઠેઠ સુધી એવો જ ચાલુ રહ્યો હતો. પાછલાં વરસો તે મોટે ભાગે પરદેશમાં હોતા, છતાં જ્યારે આવે ત્યારે મળ્યા વિના ન રહે. પરદેશથી પત્ર પણ લખે. એમાં એમની સાહિત્યપ્રીતિ

અને મારા પ્રત્યેનો સદ્ભાવ માનું છું.

ભારતી સાહિત્ય સંઘની પ્રકાશન પ્રવૃત્તિ ટોચે હતી ત્યારે હું તેમના પરિચયમાં આવ્યો હતો અને તેને ધીમે ધીમે કરમાઇ જતી જોતાં એક સ્નેહી તરીકે દુઃખ પણ થતું હતું. ઈશ્વરભાઈને વેપારી પાસું સંભાળી શકે તેવા સાથીદાર મળ્યા હોત તો એ પ્રકાશન સંસ્થા આજે સમૃદ્ધ બની હોત. એમણે લેખકોને રૉયલ્ટી આપવાનો ચીલો પાડ્યો હતો તેમ બીજા ચીલા—વેચાણ ક્ષેત્રે પાડી શકી હોત. ભારતી સંઘે આરંભમાં ગ્રંથમાળાઓના પ્રકાશન દ્વારા તે શક્તિ બતાવેલી હતી. ભારતી સંઘને આમ્રવૃક્ષ બનવાનું લખાયું નહિ હોય, પણ સુવાસિત પુષ્પ બનવાનું નિર્માયું હશે એટલે ઈશ્વરભાઈ જેવા પુષ્પને એવો જોડીદાર ન મળ્યો. સાહિત્ય પ્રકાશન ક્ષેત્રે ઈશ્વરભાઈ એક પુષ્પ તરીકે ખીલ્યા અને તેની સુવાસ મારા જેવા લેખકોને અને પ્રકાશનો દ્વારા ગુજરાતને આપી ગયા અને ફૂલ ખરી પડે તેમ એ ખરી પડયા. મનુષ્યને માટે સુવાસિત પુષ્પ જેવું જીવન વીતાવવું એ પણ ઓછી સિદ્ધિ નથી. ઈશ્વરભાઇ એ સુવાસ મૂકીને એમનું જીવન સાર્થક-ધન્ય કરી ગયા છે.

*

# હું ને ઇશ્વરભાઇ

પન્નાલાલ પટેલ

મિત્રોને અંજલિ આપવાનું કામ કેટલીકવાર હૃદય વલોવવા સરખું બની જાય છે!

દોઢેક વર્ષ ઉપર ભાઈ શ્રી પિતામ્બરની અચાનકની વિદાયથી હૃદયને જેવો આંચકો લાગ્યો હતો એવો જ આ બીજો આઘાત ઇશ્વરભાઈના અકાળે ને અચાનકના કરુણ મૃત્યુએ મારા દિલને પહોંચાડયો.

આજે ય ઇશ્વરભાઈના કંઠનો મધુરો રણકો, ગોળ મોં, ગોરો વાન, હસું હસું કરતી આંખ ને સુદૃઢ એવા બાંધા સાથે પ્રસન્નતાથી ભરેલી એ આખીય વ્યક્તિતા નજર સામે પ્રત્યક્ષ થાય છે.

કહેવત છે કે વાઘ અને હાથીની વચ્ચે મૈત્રી સંબંધ હોઈ જ ન શકે. એ જ રીતે પ્રકાશક અને લેખક વચ્ચે આત્મિય. સબંધ ભાગ્યે જ હોઈ શકે. હોય તો પણ લેખક પ્રકાશકનો વહેવાર અટકી જતાં આ સંબંધ પૂરો થયેલો જ સમજી લેવો!

પણ લેખક પ્રકાશકના આ સબંધમાં મારા માટે ઈશ્વરભાઈ એક અપવાદરૂપ હતા. અપવાદ જ નહિ વિરલ અપવાદરૂપ હતા.

હકીકતમાં તો ઇશ્વરભાઇનો જીવ પ્રકાશકનો હતો જ નહિ, સાહિત્યનો જીવ હતો. આનો કોઇને પૂરાવો જોઇતો હોય તો જીવતો જાગતો દાખલો છે: ઈશ્વરભાઇએ વર્ષો સુધી ચલાવેલું માસિક 'ઊર્મિ' અને નવરચના' જુઓ ને આજના કેટલાક પ્રકાશકોનાં માસિક જુઓ.

ઈશ્વરભાઈ પોતે પુસ્તક પ્રકાશક હતા છતાંય ઊર્મિનો અંક જોઇને ભાગ્યે જ કોઇ કહી શકે કે આ સામયિક ભારતી સાહિત્ય સંઘ નામની ધંધાદારી પ્રકાશન સંસ્થા ચલાવી રહી છે!

એટલે કે ઈશ્વરભાઈ નિર્ભેળ એવા સાહિત્યના માણસ હતા. મને એમના પૂર્વકાળની ઝાઝી ખબર નથી, પણ જીવનના આરંભથી જ એ પોતે રાષ્ટ્રિયતા તેમ જ ગાંધીજીની ભાવનાશીલતાથી પૂરેપૂરા રંગાયેલા હતા.

મને યાદ છે ત્યાં સુધી અમારી પહેલ વહેલી ઓળખાણ મુંબઈમાં થયેલી. ૧૯૪૦-૪૧ આસપાસની વાત છે. એ વખતે હું 'મળેલા જીવ'ની ફિલ્મ ઉતરતી હોવાથી આચાર્ય આર્ટસ પ્રોડકશનમાં સ્ટોરી રાઇટર તરીકે જોડાયો હતો. આ વખતે ઈશ્વરભાઈ પણ મુંબઇમાં જ

હતા. અમારા સબંધની શરૂઆત ઊર્મિમાં વાર્તાઓ આપવાથી થયેલી. એ પછી એમણે મારાં પુસ્તકો છાપવા માટે માગણી કરી અને તે પણ આગ્રહ અને પ્રેમપૂર્વક. એ દિવસોમાં સાહિત્યનાં પુસ્તકોનું પ્રકાશન કરનાર સંસ્થાઓ બે-ત્રણથી વધારે ન હતી. હું જો કે પ્રકાશક મેળવવાની બાબતમાં શરૂઆતથી જ સદ્‌ભાગી હતો. પણ તે ય નવોસવો હોઇને 'લો' ની સ્થિતિમાં તો હતો જ. ઈશ્વરભાઈ પહેલાં જ 'લાવો' કહેતા મને મળ્યા.

મને યાદ છે ત્યાં સુધી ૧૯૪૪માં 'જીવન'નાં પ્રકાશનથી અમે શરૂઆત કરેલી. પછી તો લગભગ દોઢ દાયકા સુધી ઇશ્વરભાઈ જ મારા મુખ્ય પ્રકાશક બની રહ્યા. ઈશ્વરભાઈના નિખાલસ બલ્કે સાહિત્યીક અભિગમને લીધે જોતજોતામાં ભારતી સાહિત્ય સંઘ પણ ગુજરાતી પ્રકાશનની દુનિયામાં એક આગળ પડતી સંસ્થા બની રહી પણ — મેં આગળ કહ્યું તેમ

ઈશ્વરભાઇ મુખ્યત્વે સાહિત્યના માણસ હતા. વેપારી કુનેહ અજમાવવા જાય ખરા પણ દિલ જ જ્યાં બચકાણું હોય ત્યાં એ કેવી અને કેટલી હદે સફળ બને ?

પ્રકાશનનો ધંધો પણ એવો કે નફામાં મોટે ભાગે તો પુસ્તકો જ હાથમાં રહે. હવે હાથમાં રહેલાં પુસ્તકોનો નિકાલ જો અઘ્ઘમ પઘ્ઘમ કરીને કરી શકાય નહિ તો પરિણામ બીજું શું આવે ?

ઇશ્વરભાઇએ ધંધો છેવટ ઘટાડવા માંડયો. પણ મને એમણે છેક સુધી છોડયો નહિ. હું પણ એમને છોડવા નહોતો માગતો. એવામાં હું માંદો પડયો લખવાની ગતિ અટકી પડી તો ઈશ્વરભાઈએ મારા પુસ્તકોની નવી આવૃત્તિ છાપવા માંડી. આ હિસાબે એમની પાસે મારા લહેણે પડતા પુરસ્કારનો આંકડો ઠીક ઠીક મોટો થતો જતો હતો. છતાં ય મેં ઈશ્વરભાઈને છોડયા નહિ.

એનો અર્થ એમ તો નહોતો જ કે હું હજી 'લો'ની સ્થિતિમાં હતો. બલ્કે ગુજરાતી વાંચક વર્ગને મારા કલમ ઠીક ઠીક ભાવતી હતી. આ હિસાબે મારાં પુસ્તકો પ્રકાશકોને સ્વાભાવિક રીતે જ કમાઉ દીકરા જેવાં લાગવા માંડયા હતાં. આજે પણ આ વાત હું જાણતો હતો ને એટલે જ ભીડની વખતે ઈશ્વરભાઈને છોડવા હું નહોતો ઈચ્છતો. અહીં મને એક પ્રસંગ યાદ આવે :

મારા એક સંનિષ્ઠ મિત્રને મારી આ લહેણી રકમની ખબર પડી. મિત્ર મારા પર ચિડાઈ ઊઠયા. એમણે કહ્યું, 'તારા પૈસા ગયા એમ જ સમજી લે.' આ દિવસોમાં હું માંદો હોઇને અમદાવાદ છોડીને માંડલી રહેતો હતો. એ હિસાબે મને ખબર નહિ કે ઇશ્વરભાઈની આર્થિક સ્થિતિ આવી હશે. છતાંય મારું કાળજું દોઢ મણનું હતું. મને હતું કે ઈશ્વરભાઈ પાસે માલ તો છે જ ને ? છેવટે પાણીના મૂલે પુસ્તકો વેચીને ય એ મને પુરસ્કાર આપી દેશે !'

હું ઈશ્વરભાઈને મળ્યો. એમણે મને કહ્યું કે મુશ્કેલી તો છે જ, પણ તમે બેફિકર રહેજો. ગમે તેમ કરીને ય હું તમારો પુરસ્કાર ચૂકવી દઈશ. છેવટે થોડી થોડી રકમના હપ્તા બાંધીને પણ ચૂકતે કરીશ.

દરમિયાન મારું લેખનકાર્ય વળી પાછું પાટા ઉપર ચડતું હતું. આ સ્થિતિમાં મારા એક બીજા મિત્ર વાત લાવ્યા કે તમારી ઇચ્છા હોય તો ફલાણી સંસ્થા ભારતીના પૈસા એકી સાથે આપી દે.

એનો અર્થ એ કે ઇશ્વરભાઈને મારે છોડી દેવા પડે.

મેં હસીને ના પાડી.

આ અરસામાં ઈશ્વરભાઈ આફ્રિકા ગયા. મને પૈસા મોકલવા લાગ્યા.

પણ હવે પ્રકાશનના ધંધામાંથી ઈશ્વરભાઈનું મન ઊઠી ગયું હતું. એમણે મને આ વાત જણાવી.

છેવટે મેં એમની સંમતિ મેળવીને બીજું ઘર માંડી દીધું. ઇશ્વરભાઈએ મારી લહેણી રકમ પણ ચૂકતે કરી દીધી.

અને આમ અમે બન્ને ધંધાદારી રીતે તો સાવ છૂટા પડી ગયા. ઈશ્વરભાઈ હવે તો મારા ભગ અફ્રિ-

કામાં જ ગાળતા હતા. મળવું હોય તો પણ મળી શકાય એવું નહોતું. મળવાની હવે જરૂર પણ કયાં હતી? ન એમને લેખકની જરૂર હતી કે ન મારે એમની હતી.

પણ ઈશ્વરભાઈ મને ભૂલ્યા જ નહિ. મને જ નહિ પેટલીકર તેમજ પીતામ્બર વગેરે મિત્રોને પણ એ એટલા જ પ્રેમથી ચાહતા રહ્યા. ૧૯૬૮માં એમણે આફ્રિકાવાસી મિત્રો દ્વારા જીંજામાં એક સાહિત્યીક સમારંભ ગોઠવવાનું નક્કી કર્યું. જ્યોતિન્દ્ર દવેને આ સમારંભના પ્રમુખ થવા વિનંતી કરી ને મને તેમજ પેટલીકર તથા પીતામ્બરને મહેમાનો તરીકેનું આગ્રહભર્યું નિમંત્રણ મોકલાવ્યું. મારો વિચાર ન હતો, પણ ઈશ્વરભાઈનો અતિ આગ્રહ હતો. બીજી બાજુ પીતામ્બરનો પ્રેમ મને પાનો ચડાવતો હતો. ને એટલે પછી જીંજાના નિમંત્રણનો સ્વીકાર કરી આફ્રિકા જેવા દૂરના દેશે પહેલી જ વાર હું આભમાં ઊડીને ગયો.

ઈશ્વરભાઈનો વિચાર તો અમને ઝાંબિયા જેવાં રાજ્યોમાં પણ ફેરવવાનો હતો, પણ મારી તબિયતે રિસામણાં લીધાં. મારે છેવટ પીતામ્બર તેમજ પેટલીકરને છોડીને વહેલા આવતા રહેવું પડ્યું.

ઈશ્વરભાઈએ મને માત્ર આફ્રિકાનાં દર્શન કરાવ્યાં એટલું જ નહિ, પણ ડાહ્યાભાઈ કવિ જેવા આફ્રિકાવાસી મિત્રો સુદ્ધાં કરાવી આપ્યા.

આ હતા ઈશ્વરભાઈ!

જ્યારે જ્યારે એ પરદેશથી આવતા ત્યારે અચૂક મળતા. તબિયતના તેમજ લેખનકાર્યથી માંડીને કુટુમ્બ વિષેના વિગતે સમાચાર પૂછતા. એમના પોતાના કાર્યનો પણ ખ્યાલ આપતા.

સાચે જ એ મારા ન ભૂલાય એવા સુહૃદય મિત્ર હતા. મેં એમને 'પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓ' ૧૯૫૮માં અર્પણ કરી હતી. આજે આ અર્પણનું નવેસરથી સ્મરણ કરીએ :

"સદૈવ અદકાં હજો હૃદય મોકળાં આપણાં."

અમે મોકળાં હૈયે મળ્યા હતા, અદકેરાં મોકળાં કરતા કરતા જતા હતા – ત્યાં તો ઈશ્વરભાઈ ચાલતા થયા!

ભગવાન એમના આત્માને ખૂબ ખૂબ શાન્તિ આપે!

*

# ઈશ્વરભાઈની ધન્યતા

ગુલાબદાસ બ્રોકર

ભાઈશ્રી ઈશ્વરભાઈ દવેનું આફ્રિકામાં અકસ્માતમાં અવસાન થયું છે એ સમાચાર જેવા સાંભળ્યા તેવું જ મારી નજર સામે એક યુવકનું અતિ સુંદર મુખ રમી રહ્યું. ગોરો, ભરેલો ચહેરો; વાંકડિયા, જથ્થાબંધ વાળ–એ ચહેરાને અનેરી શોભા આપે એવા; હસતું મુખ – એમાંથી ચમકતા દેખાતા દાંત જેને અનેરી સુંદરતા અર્પતા હતા તે; અને પ્રેમાળ, મૈત્રીભરી વાણી. ઈશ્વરભાઈનું પહેલું દર્શન મને થયું ત્યારે આ છાપ મારા મન ઉપર સજ્જડ અંકાઈ ગઈ હતી. આજે વર્ષોનાં વર્ષો પછી જ્યારે એમના મૃત્યુનાં સમાચારને અંગે એમને ખૂબ જ યાદ આવી ગયા ત્યારે વર્ષો જૂની એ છાપ ફરી સજીવ બનીને હૃદય સમક્ષ ઊપસી આવી.

એ દિવસો – હું અને ઈશ્વરભાઈ પહેલવહેલા મળ્યા હતા ત્યારના અમારી જુવાનીના હતા. તેમણે ભારતી સાહિત્ય સંઘનો કબજો સંભાળ્યો હતો અને પુસ્તકોના પ્રકાશનની દિશામાં ઘણું બધું નવું નવું કરી જવાની તેમના મનમાં હોંસ હતી. તે માટે, એ દિવસોમાં જે લેખકો શક્તિશાળી ગણાતા હતા, અને જેમના લખાણમાં નવી તાજગી અને નવું જોમ

વરતાતું હતું તેમની સાથે ઈશ્વરભાઈનો અત્યંત પ્રેમભર્યો સંબંધ આપોઆપ બંધાઈ જતો. એમનું હસમુખું મોં, એમનો પ્રેમાળ વર્તાવ અને લેખકો પ્રત્યે સહજ ઢળી જતી તેમના અંતરની મમતા એ સંબંધને લાંબા સમય સુધી ટકી રહેવાનું ઊંડું બળ પૂરું પાડતી.

મેં તેમને અનેક સ્થિતિમાં જોયા છે. સ્વભાવ રજવાડી. ધડ દઈને ટેકસીના પૈસા ખરચી નાખે. એ જમાનો નહિતર કરકસરનો હતો, પણ એમનામાં સ્વાભાવિક ઉદારતા હતી. મિત્રો સાથે અને લેખકો સાથે એવી મુલાયમતાથી વર્તે કે તેમના તરફની તેમની પ્રીતિ હંમેશાં જળવાઈ જ રહે. લેખકોને ભાગે આવતા પૈસા, સમય સારો હોય ત્યારે, તરત જ ચૂકતે કરી દે. બન્ને પક્ષે આનંદ વરતાય.

પણ પ્રકાશકો માટે એ વર્ષો મુશ્કેલીનાં પણ હતાં. ઉદાર સ્વભાવના ઈશ્વરભાઈ માટે એ મુશ્કેલીઓ સવિશેષ કપરી બની જતી અનુભવાતી. પણ એ મુશ્કેલીઓનો સામનો ઈશ્વરભાઈ હસતાં હસતાં જ કરતા દેખાતા.

એમની મુશ્કેલીઓના સમયમાં પણ હું ઈશ્વરભાઈને અનેક વાર મળ્યો છું. પણ મેં તેમને કદીયે હારી બેઠેલા, ગમગીન બની ગયેલા કે નિરાશાને વરી ચૂકેલા જોયા નથી. એવે સમયે પણ તેમના ચહેરા ઉપર તો પેલું રમણીય સ્મિત ફરકતું જ રહેતું હોય. એ વખતે કદાચ, ઉઘરાણી કરવા આવેલાઓને તેઓ પૈસા ચૂકવી શકે તેમ ન હોય તો યે વાત એવી સરસ રીતે કરે, અને એ વાતમાં તેમના હૃદયની સાચી લાગણી એવી રીતે અભિવ્યક્ત થતી હોય કે સામા માણસને માઠું પણ ન લાગે કે ઈશ્વરભાઈ તેની સાથેની પોતાની મૈત્રી ન ગુમાવે.

સ્થિતિ જેમ કપરી થતી ગઈ તેમ ઈશ્વરભાઈને પુસ્તકોના વેચાણ માટે આફ્રિકા વગેરે દેશોના પ્રવાસો કરવા પડયા. ત્યાં પણ તેઓ તેમના આ મિલનસાર, પ્રેમાળ સ્વભાવને લઈને અને સાહિત્ય પ્રત્યેની તેમની ઊંડી, સાચી પ્રીતિને લઈને ઘણા લોકપ્રિય બની ગયા હતા તેમ સાંભળ્યું છે.

આ છેલ્લો પ્રાણઘાતક પ્રવાસ પણ એવા જ કોઈ કારણથી થયો હશે.

જીવનની કેવી કરુણતા છે કે જે ભૂમિને અને જેના અક્ષરધનને એ આટલી દિલોજાનથી ચાહતા તેનાથી હજારો માઈલ દૂર અને તદ્દન અજાણતાં જ તેમની આંખો મીંચાઈ ગઈ ! છતાં એ જ જીવનની ધન્યતા એ છે કે ભલે એ સ્થૂળ નેત્રો હંમેશને માટે બંધ થઈ ગયાં હોય તો ય તેમને ચાહનારા અનેક મિત્રોના હૃદયમાં તો એ નેત્રો હંમેશાં જીવતાં રહેવાના જ છે. નેત્રો જ માત્ર નહિ, એ નેત્રો જેમાં ચમકી રહ્યાં હતાં તેવો ભાવવાહી ચહેરો, ચમકતા દાંત, વાંકડિયા વાળ અને હૃદયનો પ્રેમ ! આ ધન્યતા તેમને પ્રાપ્ત થઈ છે તેથી ઈશ્વરભાઈ હંમેશાં જીવંત જ રહેવાના છે. એમને ચાહનારા મિત્રો જીવે છે ત્યાં સુધી તો ખરા જ.

*

# અજોડ ઔદાર્ય અને સાહિત્યમાં સૌંદર્યના ઉપાસક

યશોધર મહેતા

તેમની સાથે મારું પ્રથમ મિલન સને ૧૯૫૨-૫૩ની આસપાસમાં થયું હશે એવું સ્મરણ છે. એ મિલનસ્થાન હતું 'ગુજરાત સમાચાર'ની ઓફિસ અને મિલન કરાવનાર હતા મારા મિત્ર અને 'ગુજરાત સમાચાર'ના તંત્રી શ્રી શાંતિભાઈ. ઈશ્વરભાઈએ મારા પ્રત્યે ઘણી મમતા દર્શાવી અને મારી નવલકથાઓ તથા અન્ય પુસ્તકોનું પોતે પ્રકાશન કરવા માગતા હતા તેવું મને સહર્ષ જણાવ્યું. ત્યારથી અમારી બન્ને સ્નેહની ગાંઠ બંધાઈ. ભારતી-સાહિત્ય સંઘે ત્યારબાદ મારી 'સરી જતી રેતી' ભાગ પહેલાની બીજી અને સંસ્કારેલી

આવૃત્તિ, 'પ્રેમગંગા'ની બે આવૃત્તિઓ 'મહારાત્રિ' નવલકથાની પ્રથમ આવૃત્તિ, 'ફાગિયાગરા'ની બે આવૃત્તિઓ એમ ઘણી બધી કૃતિઓ પ્રગટ કરી.

આને પરિણામે અને ખાસ તો ઈશ્વરભાઈની મારા પ્રત્યેની મમતાને કારણે, ગુજરાતની જનતામાં હું લોકપ્રિય બની શક્યો. એમનું મારા પરનું એ ઋણ હું કદી વિસરી શકું નહિ.

એક પ્રકાશક તરીકે તેમનામાં સાહિત્યની સરસ 'સૂઝ' હતી અને સાથે લેખકને પારખવાની 'બૂઝ' પણ હતી. મને તેમના તરફથી ખૂબ ઉત્તેજન મળ્યું હતું.

ફક્ત એક-બે વરસથી જ સાહિત્યના ક્ષેત્રમાં મારો અચાનક પ્રવેશ હોવા છતાં ઈશ્વરભાઈએ મને સાહિત્યની દુનિયામાં ખૂબ આગળ કરેલો. હું ધારું છું કે ફક્ત બે-ત્રણ વર્ષની કારકીર્દિ પછી ભાગ્યે જ કોઈ લેખકને એના પ્રકાશકે વેચાણ ઉપર પંદર ટકાની રોયલ્ટી અને તે પણ વગર માગ્યે આપી હશે. શ્રી ઈશ્વરભાઈએ મારું એ રીતે ઔદાર્યથી સંમાન કરેલું.

પાછળથી મારા પ્રકાશનો મારી પોતાની પેઢીએ કરવા માંડયાં ત્યારે પણ શ્રી ઈશ્વરભાઈએ મારા પર એ જ માયા અને એ જ મમતા દર્શાવવાં ચાલુ રાખેલાં. મારી 'વહી જતી જેલમ'ની પ્રથમ આવૃત્તિનું મેન્યુસ્ક્રિપ્ટ વાંચી તે ખૂબ પ્રસન્ન થયેલા. અને 'ભારતી સાહિત્ય સંઘ' તે પ્રગટ કરે એવી એમની ઈચ્છા હતી, પણ એક બીજા પ્રકાશકે તેમને ખૂબ વિનંતી કરી કે એ નવલકથા એમને જોઈએ છે. આ પ્રકાશક પણ ઈશ્વરભાઈના મિત્ર હતા. તેમની આર્થિક સ્થિતિ કંઈક નબળી હતી એટલે મારે એ ચોપડી છપાવીને એ પ્રકાશકને એજંટ કરવા એવી વિનંતિ પણ ઈશ્વરભાઈએ કરી. આવું હતું ઈશ્વરભાઈનું અજોડ ઔદાર્ય અને સૌજન્ય !

શ્રી ઈશ્વરભાઈએ ત્યારબાદ તો વર્ષનો મોટો ભાગ આફ્રિકા, બ્રિટન વગેરે ખાતે વેપાર અર્થે ગાળવાનું શરૂ કર્યું અને અમારાં મિલન બહુ ઓછાં થવા માંડયાં. પણ વરસમાં એકાદવાર તો તેમની ઓફિસે જઈ ચા પીવાનું હું કદી ચૂકતો નહિ. મારા સાંભળ્યા પ્રમાણે એમણે પાછલાં વર્ષોમાં એમનો વ્યાપાર ઘણો વિસ્તાર્યો હતો અને ભારતી સાહિત્ય સંઘને એક જાણીતી સંસ્થા તરીકે તેઓ ઊંચે લાવ્યા હતા.

ઈશ્વરભાઈના અવસાનથી મેં મારા એક વિરલ સ્નેહીજન અને હૂંફાળા પ્રકાશક મિત્ર ગુમાવ્યા છે. સમકાલીન મિત્રોની એકધારી વિદાયથી જે વિષાદ થાય તે સહન કરવાનું એ મિત્રોનાં મીઠાં સંસ્મરણોથી જ શક્ય બને છે અને ઘણી વખત એ સુખદ સ્મરણો જ વિષાદની પળોમાં આનંદની મધુર ધારાઓ વહેતી કરે છે.

સ્વ. ઈશ્વરભાઈ સાહિત્યમાં સૌંદર્યના ઉપાસક હતા, અને સાહિત્ય સર્જકોના ચાહક હતા. ઉચ્ચ કોટિની સાહિત્ય કૃતિઓ એમણે સ્થાપેલી સંસ્થાએ ગુજરાતને આપી છે. ગુજરાત તેમને એ માટે દાયકાઓ સુધી યાદ કરશે.

*

રેત ભીની તમે કરો છો પણ
રણ સમુંદર કદી નહીં લાગે
શબને ફૂલો તમે ધરો છો પણ
મોત સુંદર કદી નહીં લાગે

— શેખાદમ આબુવાલા

સિનેમા દિ' ફ્રાન્સ પાસે ફર્નાન્ડીઝ પૂલનો એક દાદરો ઊતર્યા પછી પસ્તીનાં પુસ્તકોના ઢગ પાર કર્યા બાદ બાકીના બીજા દાદરાને છેડે પહોંચતાં પડેલાં ડાબી બાજુએ ભારતી સાહિત્ય સંઘ પ્રાઈવેટ લિમિટેડ-

ની ઑફિસ-કમ-શૉપ આવતી. હું તે દિવસોમાં-એટલે કે પહેલી અને બીજી વાર યૂરોપ જતાં પહેલાં – લગભગ રોજ સાંજે ત્યાં જતો. જતો ત્યારે કાયમ ત્યાં એક મંડળી જામેલી જોતો. મંડળીમાં ગુજરાતી સાહિત્યના લબ્ધપ્રતિષ્ઠિત કલમબાજો બે ટેબલોની સામે બેઠેલા જોવામાં આવતા. તેમાં ધૂમકેતુ અને ઈશ્વર પેટલીકર હોય-પન્નાલાલ અને પીતાંબર પટેલ હોય... એમની સામે એક ટેબલે ઈશ્વરલાલ દવે તો બીજા ટેબલે જયન્ત પરમાર અચૂક બેઠેલા દેખાતા...જયન્ત પરમાર ઈશ્વરભાઈના 'ઊર્મિ-નવરચના'નું સંપાદન કરતા હતા. મારા પદ્યના પ્રકાશનનો આરંભ જેમ ઉમાશંકર-ના 'સંસ્કૃતિ' માસિકમાં થયો તેમ મારા ગદ્યના પ્રકાશનની શરૂઆત ઈશ્વરભાઈના 'ઊર્મિ-નવરચના' માસિકમાં થઈ હતી તેમ કહું તો તે જેમ સત્યથી વેગળું નથી તેમ અસત્યની નજીક પણ નથી. ઉમાશંકર જોશીએ સૌ પ્રથમ મારાં કાવ્યો છાપ્યા તે સાચું, પણ મારાં કાવ્યોને ગ્રંથસ્થ સ્વરૂપે મૂકવામાં ઈશ્વરભાઈનો ફાળો મારા માટે તો અવિસ્મરણીય છે. મારા ત્રીજા કાવ્યસંગ્રહ 'અજંપો'ની પ્રસ્તાવના 'સહેજ'માં મેં તે સમયે જ લખ્યું હતું તેની નોંધ આ વાતનું સમર્થન કરશે. મેં તેમાં લખ્યું હતું, 'ચાંદની' એ મારો પ્રથમ કાવ્યસંગ્રહ. તૈયાર થયો. છપાયો. અને વેચાઈ તેમ જ વહેંચાઈ પણ ગયો! 'સોનેરી લટ' એ બીજો. સદ્ભાગ્યે માત્ર વેચાઈ જ રહ્યો છે. 'અજંપો' એ ત્રીજો. એનું શું થશે એ ઈશ્વર(લાલ) જાણે!

"ભારતી સંઘના સંચાલક શ્રી ઈશ્વરલાલ દવેનું ચારેક માસ અગાઉ ફરમાન થયું: ચાલો, યૂરોપ જતાં પહેલાં એક કાવ્યસંગ્રહ તૈયાર કરીને આપતા જાઓ. અમે છાપશું.

'ફરમાન માથે ચડાવ્યું. આ કળિયુગમાં કયો પ્રકાશક આવું ફરમાન કરી જાતને જોખમમાં મૂકે? હું શ્રી દવેનો ખરા દિલથી આભાર માનું છું..."

આ તો માત્ર એક સ્મૃતિ જ છે.

ભાઈ જયન્ત પરમારે જ્યારે ઈશ્વરભાઈના ઘાતક અકસ્માતની વિગતોનું વર્ણન કર્યું ત્યારે મારા મનની આંખો મીંચાઈ ગઈ... મને એમનો ગૌરગુલાબી ખૂબસૂરત ચહેરો યાદ આવી ગયો... એમના કેશની વંકાયેલી લહેરાતી લટો પણ યાદ આવી ગઈ... એમના ગૌરગુલાબી વાનમાં એક અજબ તાજગી હતી – એમના નાકનકશામાં પણ જાણે ભૂમિતિની પરીક્ષા લેવાઈ હતી...

ભાઈ જયન્તે કરેલું અકસ્માતનું વર્ણન સાંભળતાં મારા મનની આંખો શા માટે મીંચાઈ ગઈ હતી? – કદાચ એટલા માટે કે ઈશ્વરભાઈના ખૂબસૂરત ચહેરાને અકબંધ રીતે સાચવી રાખવા માગતી હશે... એ એને છૂંદાયેલી હાલતમાં જોવા માગતી નહોતી... આંખો મીંચી દેતા મારા મનને થયું, મોતે આવવું જ હતું તો ભલે, ઈશ્વરભાઈએ પણ એને 'વેલકમ' કહ્યું હોત; પણ આ રીતે – દુર્જનની જેમ – 'અનએન્ટલમેનલી' – તો એણે આવવું જોઈતું નહોતું...

*

ઈશ્વરભાઈનું ઝાંબિયામાં મોટર અકસ્માતથી અવસાન થયાનું જાણી ભારે આઘાત અનુભવ્યો. સદા પ્રસન્ન અને ખુલ્લા ચિત્તના એક આતિથ્ય જન આમ વિલુપ્ત થઈ જશે એ કેમ મનાય? પણ સંચિત આગળ કોઈનું ચાલતું નથી. આપ ધીરજ ધરશોને સમગ્ર કુટુંબને દિલાસો આપશો.

(અમદાવાદ) કેશવરામ કા. શાસ્ત્રી

*

ઈશ્વરભાઈના સમાચાર વાંચી વીજળી પડયા જેવો આઘાત અનુભવ્યો. તેમનું મોં આંખ આગળ તર્યા કરે છે. કાંઈક નવું કરવાની તમન્નાવાળો સાહસપ્રિય જીવ ચાલ્યો ગયો. જાગૃત, સાહિત્યરૂચિવાળા એક પ્રકાશકની ખોટ પડી. માણસ તરીકે તેઓ મધુર પ્રકૃતિના હતા.

હીરાબહેન રા. પાઠક (મુંબઈ)

# પ્રજાસેવક પ્રકાશક

રામનારાયણ ના. પાઠક

ભારતી સાહિત્ય સંઘના સ્થાપક પાલક, પોષક અને આજીવન પ્રજાસેવક શ્રી ઈશ્વરભાઈ દવેનું નામ માત્ર સાહિત્યની દુનિયામાં જ નહીં, પરંતુ ગુજરાતની જૂની અને નવી પેઢીના લોકસેવકોમાં ચિરંજીવ રહેશે.

માતૃભૂમિની મુકમ્મિલ આઝાદી કાજે ખેલાયેલા આઝાદી જંગમાં ઈશ્વરભાઈએ પોતાની કિશોરવયમાં એક સાચા સિપાહી તરીકે માથું હાથમાં રાખીને ઝૂકાવ્યું હતું. યુદ્ધની છાવણીમાં, રણમેદાનમાં અને કારાવાસમાં જ્યાં જ્યાં એમને જોયા ત્યાં ત્યાં સદાય હસતાં અને ફનાગિરી માટે તત્પર દેખાતા હતા. આજે લગભગ અરધી સદી પછી પણ તેમનું જિંદાદિલી ભર્યું મધુર હાસ્ય નજરે તરે છે. સૌ મિત્રોના વહાલા અને લાડીલા ઈશ્વરભાઈ સ્વભાવે મિલનસાર, ઉદાર અને રાષ્ટ્ર ભાવનાથી ભરેલા હતા અને એ ભાવનાથી પ્રેરાઈને જ લડત બંધ થતાં તેમણે પ્રજાસેવાનું એક ઉત્તમકામ હાથ ધર્યું.

ગુજરાતના પ્રકાશકોમાં અનોખી ભાત પાડે તેવી ભાવનાથી ભારતી સાહિત્ય સંઘની સ્થાપના કરી. પ્રકાશનનું ક્ષેત્ર તેમને માટે નવું હતું. તેમને માત્ર ધંધાદારી બુકસેલર બનવું ન હતું. લોકોપયોગી પુસ્તકો પ્રગટ કરવા હતાં. એટલે તેમને માટે આ એક સાહસ હતું. એ સાહસને સફળ કરવા માટે જોઈતાં સાધનો મેળવવા તેમણે રાત દિવસ જોયાં વિના ભારે પુરૂષાર્થ કર્યો. લેખક મિત્રોની મદદ મેળવી પુસ્તક વેચાણ માટે સહાયક સાથીઓ તેમને મળી રહ્યા. એ જમાનામાં જાત મહેનતથી જ આવી સંસ્થા ઊભી થઈ શકતી. શ્રી ઈશ્વરભાઈએ સંસ્થાને સ્થિર બનાવી, ભારતી સાહિત્ય સંઘ જોતજોતામાં એક પ્રતિષ્ઠિત સાહિત્ય સંસ્થા બની ગઈ. એની પાછળ તેમની તપશ્ચર્યા રહેલી હતી

શ્રી ઈશ્વરભાઈ લેખકોના મિત્ર હતા અને તેમના પ્રેરક પણ હતા. તેમની પાસે પ્રજાહિતના વિચારો પણ હતા. 'ઊર્મિ નવરચના' માસિક દ્વારા ભારતી સાહિત્ય સંઘે પ્રજા ઘડતરનું પાયાનું કામ કર્યું. આવું સંસ્કાર અને લોક શિક્ષણનું માસિક ચલાવવું એ પણ કપરૂં કામ હતું. છતાં વરસો સુધી ભારે જહેમત ઊઠાવીને એ કામ તેઓ કરતાં રહ્યા.

શ્રી ઈશ્વરભાઈના જીવનભરનાં પરમ મિત્ર શ્રી જયમલ્લભાઈ પરમાર તેમના દરેક કાર્યોમાં સગાભાઈની પેઠે એકાત્મભાવે ઊભા હતા. મિત્રતાનું એક ઉજ્જવળ ઉદાહરણ તેમણે પૂરૂં પાડયું હતું. આજે શ્રી ઈશ્વરભાઈ જેવા જીવનસાથી જતાં શ્રી જયમલ્લભાઈને ભારે એકલતા લાગતી હશે. તેમના જીવનમાં સૂનકાર વ્યાપ્યો હશે, પણ શ્રી ઈશ્વરભાઈનું અધૂરૂં કાર્ય તેઓ એકલે હાથે હવે આગળ ચલાવશે અને ભારતી સાહિત્ય સંઘ તથા "ઊર્મિ નવરચના" દ્વારા ગુજરાતનો સેવાયજ્ઞ ચાલુ રહેશે એવી આશા અને પ્રભુ પ્રાર્થના છે.

શ્રી ઈશ્વરભાઈનાં પત્ની બહેન વિદ્યાબહેન અને બાળકો ઉપર આવી પડેલું આ આકસ્મિક અસહ્ય દુઃખ સહન કરવાની પ્રભુશક્તિ આપો એવી પ્રાર્થના છે.

*

# ઈશ્વરભાઈ તો ઈશ્વરભાઈ હતા

નરોત્તમ પલાણ

એક દિવસ અચાનક શ્રી બચુભાઈ જોશીએ બારણામાં ડોકિયું કરી રાજકોટથી શ્રી જયમલ્લભાઈ આવ્યા હોવાના સમાચાર દીધા! ઘડીભર તો માની ન શકાયું કે શ્રી જયમલ્લભાઈ પોરબંદરમાં!! અને

ની ઑફિસ-કમ-શૉપ આવતી. હું તે દિવસોમાં-એટલે કે પહેલી અને બીજી વાર યૂરોપ જતાં પહેલાં – લગભગ રોજ સાંજે ત્યાં જતો. જતો ત્યારે કાયમ ત્યાં એક મંડળી જામેલી જોતો. મંડળીમાં ગુજરાતી સાહિત્યના લબ્ધપ્રતિષ્ઠિત કલમબાજો બે ટેબલોની સામે બેઠેલા જોવામાં આવતા. તેમાં ધૂમકેતુ અને ઈશ્વર પેટલીકર હોય-પન્નાલાલ અને પીતાંબર પટેલ હોય... એમની સામે એક ટેબલે ઈશ્વરલાલ દવે તો બીજા ટેબલે જયન્ત પરમાર અચૂક બેઠેલા દેખાતા...જયન્ત પરમાર ઈશ્વરભાઈના 'ઊર્મિ-નવરચના'નું સંપાદન કરતા હતા. મારા પદ્યના પ્રકાશનનો આરંભ જેમ ઉમાશંકર-ના 'સંસ્કૃતિ' માસિકમાં થયો તેમ મારા ગદ્યના પ્રકાશનની શરૂઆત ઈશ્વરભાઈના 'ઊર્મિ-નવરચના' માસિકમાં થઈ હતી તેમ કહું તો તે જેમ સત્યથી વેગળું નથી તેમ અસત્યની નજીક પણ નથી. ઉમાશંકર જોશીએ સૌ પ્રથમ મારાં કાવ્યો છાપ્યા તે સાચું, પણ મારાં કાવ્યોને ગ્રંથસ્થ સ્વરૂપે મૂકવામાં ઈશ્વરભાઈનો ફાળો મારા માટે તો અવિસ્મરણીય છે. મારા ત્રીજા કાવ્યસંગ્રહ 'અજંપો'ની પ્રસ્તાવના 'સહેજ'માં મેં તે સમયે જ લખ્યું હતું તેની નોંધ આ વાતનું સમર્થન કરશે. મેં તેમાં લખ્યું હતું, 'ચાંદની' એ મારો પ્રથમ કાવ્યસંગ્રહ. તૈયાર થયો. છપાયો અને વેચાઈ તેમ જ વહેંચાઈ પણ ગયો! 'સોનેરી લટ' એ બીજો. સદ્‌ભાગ્યે માત્ર વેચાઈ જ રહ્યો છે. 'અજંપો' એ ત્રીજો. એનું શું થશે એ ઈશ્વર(લાલ) જાણે!

"ભારતી સંઘના સંચાલક શ્રી ઇશ્વરલાલ દવેનું ચારેક માસ અગાઉ ફરમાન થયું: ચાલો, યૂરોપ જતાં પહેલાં એક કાવ્યસંગ્રહ તૈયાર કરીને આપતા જાઓ. અમે છાપશું.

"ફરમાન માથે ચડાવ્યું. આ કળિયુગમાં કયો પ્રકાશક આવું ફરમાન કરી જાનને જોખમમાં મૂકે? હું શ્રી દવેનો ખરા દિલથી આભાર માનું છું..."

આ તો માત્ર એક સ્મૃતિ જ છે.

ભાઈ જયન્ત પરમારે જ્યારે ઈશ્વરભાઈના ઘાતક અકસ્માતની વિગતોનું વર્ણન કર્યું ત્યારે મારા મનની આંખો મીંચાઈ ગઈ... મને એમનો ગૌરવર્ણ ખૂબસૂરત ચહેરો યાદ આવી ગયો... એમના કેશની વંકાયેલી લહેરાતી લટો પણ યાદ આવી ગઈ... એમના ગૌરવર્ણા વાનમાં એક અજબ તાજગી હતી – એમના નાકનકશામાં પણ જાણે ભૂમિતિની પરીક્ષા લેવાઈ હતી...

ભાઈ જયન્તે કરેલું અકસ્માતનું વર્ણન સાંભળતાં મારા મનની આંખો શા માટે મીંચાઈ ગઈ હતી? – કદાચ એટલા માટે કે એ ઈશ્વરભાઈના ખૂબસૂરત ચહેરાને અકબંધ રીતે સાચવી રાખવા માગતી હશે... એ એને છૂંદાયેલી હાલતમાં જોવા માગતી નહોતી... આંખો મીંચી દેતા મારા મનને થયું, મોતે આવવું જ હતું તો ભલે, ઇશ્વરભાઈએ પણ એને 'વેલકમ' કહ્યું હોત; પણ આ રીતે – દુર્જનની જેમ – 'અનજેન્ટલમેનલી' – તો એણે આવવું જોઈતું નહોતું...

*

ઈશ્વરભાઈનું ઝાંબિયામાં મોટર અકસ્માતથી અવસાન થયાનું જાણી ભારે આઘાત અનુભવ્યો. સદા પ્રસન્ન અને ખુલ્લા ચિત્તના એક આતિથ્ય જન આમ વિલુપ્ત થઈ જશે એ કેમ મનાય? પણ સંચિત આગળ કોઈનું ચાલતું નથી. આપ ધીરજ ધરશો ને સમગ્ર કુટુંબને દિલાસો આપશો.

(અમદાવાદ) કેશવરામ કા. શાસ્ત્રી

*

ઇશ્વરભાઈના સમાચાર વાંચી વીજળી પડયા જેવો આઘાત અનુભવ્યો. તેમનું મોં આંખ આગળ તર્યા કરે છે. કાંઈક નવું કરવાની તમન્નાવાળો સાહસપ્રિય જીવ ચાલ્યો ગયો. જાગૃત, સાહિત્યરુચિવાળા એક પ્રકાશકની ખોટ પડી. માણસ તરીકે તેઓ મધુર પ્રકૃતિના હતા.

હીરાબહેન ર. પાઠક (મુંબઇ)

# પ્રજાસેવક પ્રકાશક

રામનારાયણ ના. પાઠક

ભારતી સાહિત્ય સંઘના સ્થાપક પાલક, પોષક અને આજીવન પ્રજાસેવક શ્રી ઈશ્વરભાઈ દવેનું નામ માત્ર સાહિત્યની દુનિયામાં જ નહીં, પરંતુ ગુજરાતની જૂની અને નવી પેઢીના લોકસેવકોમાં ચિરંજીવ રહેશે.

માતૃભૂમિની મુકમ્મિલ આઝાદી કાજે ખેલાયેલા આઝાદી જંગમાં ઈશ્વરભાઈએ પોતાની કિશોરવયમાં એક સાચા સિપાહી તરીકે માથું હાથમાં રાખીને ઝૂકાવ્યું હતું. યુદ્ધની છાવણીમાં, રણમેદાનમાં અને કારાવાસમાં જ્યાં જ્યાં એમને જોયા ત્યાં ત્યાં સદાય હસતાં અને ફનાગિરી માટે તત્પર દેખાતા હતા. આજે લગભગ અરધી સદી પછી પણ તેમનું જિંદાદિલી ભર્યું મધુર હાસ્ય નજરે તરે છે. સૌ મિત્રોના વહાલા અને લાડીલા ઈશ્વરભાઈ સ્વભાવે મિલનસાર, ઉદાર અને રાષ્ટ્ર ભાવનાથી ભરેલા હતા અને એ ભાવનાથી પ્રેરાઈને જ લડત બંધ થતાં તેમણે પ્રજાસેવાનું એક ઉત્તમકામ હાથ ધર્યું.

ગુજરાતના પ્રકાશકોમાં અનોખી ભાત પાડે તેવી ભાવનાથી ભારતી સાહિત્ય સંઘની સ્થાપના કરી. પ્રકાશનનું ક્ષેત્ર તેમને માટે નવું હતું. તેમને માત્ર ધંધાદારી બુકસેલર બનવું ન હતું. લોકોપયોગી પુસ્તકો પ્રગટ કરવા હતાં. એટલે તેમને માટે આ એક સાહસ હતું. એ સાહસને સફળ કરવા માટે જોઈતાં સાધનો મેળવવા તેમણે રાત દિવસ જોયાં વિના ભારે પુરૂષાર્થ કર્યો. લેખક મિત્રોની મદદ મેળવી પુસ્તક વેચાણ માટે સહાયક સાથીઓ તેમને મળી રહ્યા. એ જમાનામાં અંત મહેનતથી જ આવી સંસ્થા ઊભી થઈ શકતી. શ્રી ઈશ્વરભાઈએ સંસ્થાને સ્થિર બનાવી, ભારતી સાહિત્ય સંઘ જોતજોતામાં એક પ્રતિષ્ઠિત સાહિત્ય સંસ્થા બની ગઈ. એની પાછળ તેમની તપશ્ચર્યા રહેલી હતી

શ્રી ઈશ્વરભાઈ લેખકોના મિત્ર હતા અને તેમના પ્રેરક પણ હતા. તેમની પાસે પ્રજાહિતના વિચારો પણ હતા. 'ઊર્મિ નવરચના' માસિક દ્વારા ભારતી સાહિત્ય સંઘે પ્રજા ઘડતરનું પાયાનું કામ કર્યું. આવું સંસ્કાર અને લોક શિક્ષણનું માસિક ચલાવવું એ પણ કપરું કામ હતું. છતાં વરસો સુધી ભારે જહેમત ઊઠાવીને એ કામ તેઓ કરતાં રહ્યા.

શ્રી ઈશ્વરભાઈના જીવનભરના પરમ મિત્ર શ્રી જયમલ્લભાઈ પરમાર તેમના દરેક કાર્યોમાં સગાભાઈની પેઠે એકાત્મભાવે ઊભા હતા. મિત્રતાનું એક ઉજ્જવળ ઉદાહરણ તેમણે પૂરૂં પાડયું હતું. આજે શ્રી ઈશ્વરભાઈ જેવા જીવનસાથી જતાં શ્રી જયમલ્લભાઈને ભારે એકલતા લાગતી હશે. તેમના જીવનમાં સૂનકાર વ્યાપ્યો હશે, પણ શ્રી ઈશ્વરભાઈનું અધૂરૂં કાર્ય તેઓ એકલે હાથે હવે આગળ ચલાવશે અને ભારતી સાહિત્ય સંઘ તથા "ઊર્મિ નવરચના" દ્વારા ગુજરાતનો સેવાયજ્ઞ ચાલુ રહેશે એવી આશા અને પ્રભુ પ્રાર્થના છે.

શ્રી ઈશ્વરભાઈનાં પત્ની બહેન વિદ્યાબહેન અને બાળકો ઉપર આવી પડેલું આ આકસ્મિક અસહ્ય દુઃખ સહન કરવાની પ્રભુશક્તિ આપો એવી પ્રાર્થના છે.

*

# ઈશ્વરભાઈ તો ઈશ્વરભાઈ હતા

નરોત્તમ પલાણ

એક દિવસ અચાનક શ્રી બચુભાઈ જોશીએ બારણામાં ડોકિયું કરી રાજકોટથી શ્રી જયમલ્લભાઈ આવ્યા હોવાના સમાચાર દીધા! ઘડીભર તો માની ન શકાયું કે શ્રી જયમલ્લભાઈ પોરબંદરમાં!! અને

ઉલ્લાસઘેલો થઈને નિહાળું છું ત્યાં જયમલ્લભાઈ જ નહિ, શ્રી ઈશ્વરભાઈ અને સૌ. વિદ્યાબ્હેન પણ આંગણે ઊભા છે! શ્રી ઈશ્વરભાઈના એ પ્રથમ દર્શનઃ ગરવો અષાઢીલો મેઘરાજ જેવો આદમી, શીળી મુખ-રેખા અને ગુણગ્રાહી શાંત આંખો. થોડીવાર બેઠા, એમ થયું કે શ્રી ઈશ્વરભાઈ કંઈક બોલશે, પરંતુ શ્રી ઈશ્વરભાઈ તો કાનમાં બેસીને જીવનારા પુરુષ. બોલવા કરતાં એમને સાંભળવું વધુ ગમે.

સ્વ. મેરૂભા ગઢવીના કુશળ સમાચાર જાણવા જાતે પોરબંદર આવેલા તે સ્વ. ગઢવીના દેહવિલય પ્રસંગે ફરીવાર સ્મશાનયાત્રામાં દેખાણાઃ એ જ ધીરગંભીર વાણીવર્તન અને જગતના સૌ પ્રસંગોને સમાનભાવે ઝીલતી શાંત આંખો. ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામનો આ એક ક્રાન્તિવીર છે, ગુજરાતી સાહિત્ય-ની દુનિયામાં ખોટ ખાઈને ઉચ્ચ પ્રકાશનો કરવાની અને લેખકને પુરસ્કાર ચૂકવવાની ક્રાન્તિ અમલી બનાવનાર આ એક બ્રાહ્મણ પ્રકાશક છે એનો અંદાજ, પહેલી નજરે તો શું સાતમી નજરે પણ ન આવી શકે એવું સાગરપેટું વ્યક્તિત્વ શ્રી ઈશ્વરભાઈનું હતું. સ્વ. મેઘાણીભાઈ જેવા 'રસઘેલું' શ્રોતાને શ્રી રવિશંકર મહારાજ જેવા રસનિધિ પાસે લઈ જનાર શ્રી ઈશ્વર-ભાઈ હતા. શ્રી ઈશ્વરભાઈની પ્રેરણાથી જ મેઘાણી 'માણસાઈના દીવા' જેવી અનન્ય કૃતિ ગુજરાતને આપી શક્યા અને 'માણસાઈના દીવા'ને શ્રી કાકાસાહેબ-ની પ્રસ્તાવના મળી તે પણ શ્રી ઈશ્વરભાઈનું કાર્ય – શ્રી ઈશ્વરભાઈ માત્ર પ્રકાશક ન હતા, સંસ્કૃતિના પ્રસારક પણ હતા. જાણવાજોગ જીવનચરિત્રો પ્રજા જાણે અને પ્રેરણા પામી પ્રફુલ્લે એવી ઊંડી દેશદાઝ તેમના હૃદયમાં હતી. 'ઊર્મિનવરચના' અને 'ભારતી સાહિત્ય સંઘ' દ્વારા એમણે એક આખી સશક્ત પેઢીને ગુજરાતીમાં તરતી કરી છે. સંક્રાન્તિકાળગ્રસ્ત પ્રજાની ઊર્મિનું નવઘડતર કરવા જેણે અદના પ્રયત્નો કર્યા તેને મોત શેનાં? શ્રી ઈશ્વરભાઈ તો ઈશ્વરભાઈ હતા–અક્ષર ને અમર.

*

# શ્રી ઇશ્વરભાઇ–એક અને અનન્ય

રમેશભાઈ પાઠક

"His silence is more eloquent than words"
— Carlyle.

* * * *

"×× The undiscovered Country, from whose bourn,
No taveller returns."

Hamlet, iii, 1

શુદ્ધ ખાદીનો પહોળો પાયજામો (કદિક સુરવાળ), ગળે પટ્ટીવાળો ખાદીનો ઝભ્ભો, અને અમુક જ રંગની ખાદીની બંડી. બધું જ વ્યવસ્થિત રીતે પહેરેલું. હમેશાં હસીને જ આવકાર આપતું મુખાર-વિંદ, અને રોમન ફિગરશી દેહયષ્ટિ... શ્રી ઈશ્વરભાઈ પહેલી નજરે જ કામણ કરી જાય તેવા મિત્ર હતા. વાંકડિયા વાળ, વળી તેમાં ઓર ઉમેરો કરી જતા.

સાંપ્રત પ્રકાશિત થતાં ઘણાં બધાં ગુણ વગરનાં પુસ્તકો તરફ દૃષ્ટિ જાય છે ત્યારે થાય છે કે પ્રકાશન કરવું એ જો ધંધો – નર્યો ખેલ હોય તો તે સાવ સહેલું છે. ખોટ ખમીને પણ અમુક ગુણવત્તા માટે આગ્રહ રાખવો, અને માત્ર તેવાં જ પ્રકાશન કરવાં એ ભડનાં કામ હતાં – છે. શ્રી ઈશ્વરભાઈ આવા 'ભડ' હતા. આપણને ઘણા ઓછા પ્રકાશકો સારા સાહિત્યકાર તથા વિવેચક તરીકે પણ મળ્યા છે. શ્રી ઈશ્વરભાઈ સારા સાહિત્યકાર હતા, કારણ બહુશ્રુત

હતા, અને વિવેચક હતા તેથી સંવેદનશીલ હતા અને કોઈપણ કૃતિને વિવેક દૃષ્ટિથી મૂલવી શકતા.

આમ આ 'સર્વે ગુણાનાં ગણ :'થી તેઓ લબ્ધપ્રતિષ્ઠ લેખકો – કવિઓને ભારતી સાહિત્ય સંઘ લિ. માં જકડી રાખી શકેલા, અને નવોદિતોને પ્રોત્સાહિત કરી લખવા પ્રેરી શકેલા. સ્વ. મુ. શ્રી જોષીસાહેબ (શ્રી ધૂમકેતુભાઈ), પૂ. શ્રી કે.કા. શાસ્ત્રીજી, મુ. શ્રી રામનારાયણકાકા (શ્રી રામનારાયણ નાગરદાસ પાઠક), સ્વ. શ્રી જયન્તિભાઈ દલાલ, શ્રી યશોધરભાઈ મહેતા, શ્રી ઈશ્વરભાઈ પેટલીકર, સ્વ. શ્રી. પીતાંબરભાઈ પટેલ, શ્રી પન્નાલાલ પટેલ. શ્રી જીવરામભાઈ જોષી, શ્રી અશોકભાઈ હર્ષ આદિ, મારા તેમની સાથેના સંપર્ક દરમિયાનની નામાવલિમાં, યાદ આવે છે. આમાંના પ્રત્યેકને મેં શ્રી ઈશ્વરભાઈ સાથે સુંદર અને મીષ્ટ સંબંધમાં જોયા છે, ઓળખ્યા છે.

...અરે, ભારતી સાહિત્ય સંઘ લિ.ની ઑફિસ તે વખતે (ઈ. સ. ૧૯૫૧ અને તે પછીના થોડાં વર્ષો) નયું પ્રકાશન કરતી કે પુસ્તકો વેચતી દુકાન નહોતી. ત્યાં શ્રી ઈશ્વરભાઈની સાથે છેવટે ગોષ્ટિ કરવાય, વિદ્વાનોનો સમુદાય આવતો. મુ. શ્રી ધૂમકેતુભાઈ, એમની લાક્ષણિક રીતે ઓઢેલી શાલ સાથે આવીને નર્મ હાસ્ય પીરસી જતા. મિત્રો–સ્નેહીઓના ખબર પૂછતા અને મારા જેવાને પ્રોત્સાહિત કરી જતા. ભારતી સંઘની ઑફિસમાં મેં શ્રી યશોધરભાઈને એક મજાના કૉન્વર્સેશનાલીસ્ટ તરીકે જોયા છે. શ્રી પેટલીકર તો, હું ભૂલતો ન હોઉં તો, એમની સમાજ સેવાની પ્રવૃત્તિ અંગે ઘણાંને ભારતી સંઘમાં જ મળવા બોલાવતા. સ્વ. શ્રી જયંતિભાઈ દલાલને શ્રી ઈશ્વરભાઈ સસ્મીત 'સાહેબ' કહીને આવકારતા. Peace Conference માં ડેલીગેટ તરીકે હાજરી આપી રશિયાથી પાછા ફરેલા મુ. શ્રી રામનારાયણ ના. પાઠક સાથે શ્રી ઈશ્વરભાઈએ મહર્ષિ ટોલસ્ટોયની સમાધિ તથા રશિયાની સમાજવ્યવસ્થા વિષે કેટલીયે વાતો કરેલી. ઊઠતાં ઊઠતાં શ્રી ઈશ્વરભાઈએ કહેલું: "બજારમાં ખરીદી કરવા જાઓ છો તો મારી કંઈ જરૂર હોય તો કહેશો." મુ. શ્રી રામનારાયણભાઈએ એમની દીકરી સામે જોઈને જવાબ વાળેલો, "મારે શી ચિંતા ? મારે તો ઈશ્વરભાઈ જ બેંક છે." શ્રી ઈશ્વરભાઈ આવા વ્યવહારુ અને પ્રસંગ ઓળખનાર હતા.

....જોકે એ સ્વભાવજાત દરિયાવદીલી શ્રી ઈશ્વરભાઈને થોડી મોંઘી પણ પડેલી. ''ઊર્મિ–નવરચનાનું'' સંચાલન, ભારતી સંઘનું સંચાલન અને સારાં પુસ્તકોથી ગુજરાત વંચિત ન રહેવું જોઈએ એ ભાવના...આ બધાં પાછળ જે આર્થિક બોજો વધતો જતો હતો તેની ચર્ચા મારે તેમની સાથે ઘણીવાર થતી. તે કંઈક એવા પ્રયત્નમાં હતા કે જેથી આર્થિક બોજ હળવો થાય, અને છતાંય લેખક-પ્રકાશનનો સ્રોત કુંઠિત ન થાય. આ તમામ પરિસ્થિતિમાં તેમની સાથે ખભા મીલાવીને ઊભવામાં શ્રી જયંતભાઈ પરમાર હતા. શ્રી ઈશ્વરભાઈ જ્યારે બીજી વહીવટી ગૂંચો ઉકેલવામાં પડેલા, ત્યારે ''ઊર્મિ–નવરચના''નું સફળ સંચાલન શ્રી જયંતભાઈએ કરેલું. શ્રી ઈશ્વરભાઈએ (તથા શ્રી જયન્તભાઈએ) ઊર્મિ–નવરચનામાં નવાનવા લેખકોને પણ પ્રોત્સાહિત કરી આવકારેલા. કેટલાકને લખવાની ફરજ પણ પાડેલી. તેમાં શ્રી જયન્તિકા પરમાર (તે વખતે જયન્તિકા ઝવેરી), શ્રી શેખ આદમ આબુવાળા, શ્રી મોહનભાઈ પટેલ, બૅરિસ્ટર શ્રી ડાહ્યાભાઈ પટેલ, શ્રી રામુભાઈ પંડિત, શ્રીહર્ષિદાબેન પંડિત, શ્રી સેલારકા આદિને ગણાવી શકાય. શ્રીઆબુવાળાનાં શરૂઆતનાં પુસ્તકોમાં શ્રી ઈશ્વરભાઈ (તથા શ્રી જયન્તભાઈ)ની પ્રેરણા ઓછી નહોતી. શ્રી હર્ષિદાબ્હેન પાસે "સ્વભાવદર્શન" જેવું પુસ્તક તૈયાર કરાવવામાં પણ તેમનો ઘણો ફાળો હતો. 'તમે કાંક તો લખો જ' એમ કહેનાર તો શ્રી ઈશ્વરભાઈ જ.

ચિત્રકારોમાં શ્રી ચન્દ્ર તથા ભાઈ સી. નરેન બંનેને માટે Career નું મૂળ ક્ષેત્ર તો ભારતી સંઘ જ એમ ખ્યાલ છે.

શ્રી ઈશ્વરભાઈ નીડર પ્રકાશક હતા. જે સમયની આ હકીકત લખું છું, ત્યારના સંજોગો – પરિસ્થિતિ જોતાં, તે વખતે શ્રી રમણભાઈ એન્જિનિયરની લેખમાળા રજૂ કરીને (ઊર્મિ નવરચનામાં) તે

'શાબાશ' કહેવરાવી ગયા છે.

ઘણા વિચારમંથન બાદ તેમણે નિર્ણય કરેલો કે સંસ્થાની આર્થિક સમતુલા જાળવવા તથા ધંધાકીય વિકાસ કરવા તેમનું પરદેશ જવું અનિવાર્ય હતું. શરૂઆતમાં બર્મા, એડન, પિનાંગ વગેરે સ્થળોએ ગયા, અને પછી આફ્રિકાના પ્રવાસમાં લાંબો સમય રહ્યા. શરૂશરૂમાં પગથી તેમની થોડી પ્રવૃત્તિનો ખ્યાલ રહેલો. તેમના અવિરત શ્રમથી સંસ્થાને તેમણે પૂર્વવત્ બનાવી.

સતત કાર્યરત રહેવું એ તેમનું જીવનસૂત્ર હતું. ગમે તે સ્થિતિમાં પણ તે અડગ રહી શકતા એ તેમના જીવનની નાનીસૂની સિદ્ધિ નહોતી.

—સાહિત્યે જો વધુ સમૃદ્ધ થવું હશે તો આવા ગાંધીવાદી વિચારશ્રેણીના ઘણા "ઈશ્વરભાઈઓ"-ની જરૂર પડશે.

તેમના માટે આપણે તો પ્રાર્થનાજ કરવી રહી. ઇતિ શમ્ ॥

*

# ચિત્રકારનું પરમ પ્રેરકબળ શ્રી ઇશ્વરભાઇ

ચંદ્ર : ચિત્રકાર ને કાર્ટુનીસ્ટ

"સરસ છે."

જો કે હું જાણતો હતો કે એ બુક કવર જેકેટ પ્રમાણમાં ઘણું નબળું હતું. મારી કારકિર્દીની હજી શરૂઆત થઈ હતી. બે-પાંચ ટાઈટલો માંડ કર્યાં હશે. પરંતુ શ્રી. ઈશ્વરભાઈના ઉપરોક્ત શબ્દોએ ખરેખર મારામાં આત્મવિશ્વાસનું સિંચન કર્યું અને બુક કવર-જેકેટ ચિત્રકાર તરીકેની મારી સાચી કારકિર્દી શરૂ થઈ.

એ હતી ૧૯૪૬ની સાલ. ભારતી સાહિત્ય સંઘે પ્રકાશન ક્ષેત્રે મોટી હરણફાળ ભરેલી. દર બબ્બે દિવસે એકાદ નાની પુસ્તિકા કે દળદાર નવલકથાનું પ્રકાશન થતું રહેતું. ટાઈટલ ચિત્ર વિના પુસ્તક તો પ્રગટ થઈ શકે નહીં. ચિત્રકારોની ખેંચ હતી. શ્રી ઈશ્વરભાઈ બીજા ચિત્રકારોની અજમાયેશ કરતા રહેતા. પરંતુ એમની હરણફાળને ચિત્રકારો પહોંચી શકતા ન હતા. જે બે-ત્રણ આ પ્રકારનું કામ કરતા તેઓ એમના બચતા સમયમાં ઈશ્વરભાઈનું કામ કરતા. મારા ખ્યાલ મુજબ ઈશ્વરભાઈ એ બાબતમાં થોડી મૂંઝવણમાં હતા.

દરમ્યાન, મુંબઈથી અમદાવાદ આવતા હતા તે દરમ્યાન અમારો રેલ્વેમાં પરિચય થયો. સ્વાભાવિક રીતે જ હું ચિત્રકાર છું એ વિષય તો આવે જ.

તરત ઈશ્વરભાઈએ કહ્યું, "સવારે અમદાવાદ પહોંચીએ પછી બાર-એક વાગે મને ભારતી સાહિત્ય સંઘમાં મળશો ?"

અને હું હા પાડું જ ને !

તેમણે મને એક પુસ્તકનું ટાઈટલ બનાવવા આપ્યું. બીજે જ દિવસે જોઈએ એ તાકીદ સાથે. બીજે દિવસે, રાતનો ઉજાગરો કરીને તૈયાર ટાઇટલ લઈને ગયો. ચિત્ર જોયું અને તેમના મોંમાંથી શબ્દો સર્યા – "સરસ છે."

પછી તો અમારો સંબંધ ઘનિષ્ટ બનતો ચાલ્યો. એક પછી એક ટાઇટલ બનતા રહ્યાં. કોઈપણ ટાઇટલને એમણે ઈન્કાર્યું નથી, પરંતુ અવારનવાર એમનું માર્ગદર્શન અને સૂચનો મળતાં, જેનો હું ખંતપૂર્વક અમલ કરતો અને પરિણામે મારા ટાઇટલ ચિત્રોમાં વિવિધતા આવતી રહી અને એક સારા ચિત્રકાર તરીકેની મારી છાપ ઉપસતી રહી.

સદાય મલકતું મુખ એક દિવસ કંઈ વિશેષ ખુશનુમા નજરે પડ્યું. થોડીવાર પછી એ ખુશનસીબી-ની (મારી) મને જાણ થઈ. "આજે આપણે ગુજરાત સમાચારમાં ભુરુજીને (શ્રી ઈંદ્રવદન ઠાકોર) મળવા જવાનું છે. તેમણે મને તમને લઈ આવવાનું કહ્યું છે."

શ્રી મેઘાણીભાઇના નિધન પછી 'ઊર્મિ-નવરચના'એ મેઘાણી સ્મરણાંક પ્રગટ કરેલ. સ્વાભાવિક રીતે જ એ અંકનું ટાઇટલ મારું જ હતું. સુરૂચિને એ ખૂબ ગમી ગયેલું અને ઇશ્વરભાઈ પાસે મારી બાબતમાં પ્રસ્તાવ મૂકેલો.

આજે, હું ધારું છું કે એક સારા ચિત્રકાર અને કાર્ટૂનીસ્ટ તરીકેની મારી છાપ છે. પરંતુ 'ઊર્મિ-નવરચના'નું એ ટાઇટલ ચિત્ર ન બન્યું હોત તો? એ ચિત્ર ના જ બન્યું હોત, જો ઇશ્વરભાઈ સાથે મારો પરિચય ના થયો હોત તો? પરિચય થયો હોત પરંતુ તેમણે એક ઊગતા-અજાણ્યુ, કારકિર્દી ઘડવા મથતા ચિત્રકારને પ્રોત્સાહિત કરી તેનામાં આત્મવિશ્વાસ ન સિંચ્યો હોત તો? આ બધા પ્રશ્નો આ લખી રહ્યો છું ત્યારે મારી સમક્ષ ઉપસ્થિત થઇ રહ્યા છે. આ બધા પ્રશ્નોના ઉત્તરદેહ આજે ચિર વિદાય લઈ ગયો છે, જોકે પ્રશ્નોના સુગમ્ય ઉત્તરો આપીને.

આજે એમનું મલકતું મુખ મારી સમક્ષ ખડું છે. જે ૧૯૪૬માં હતું એવું જ. મુખમાંથી કોઈ ટીકાત્મક કડવા શબ્દો સાંભળ્યા નથી. પ્રસંગોપાત એમને કયારેક કંઈક કહેવું પડયું હોય-જો કે એવા પ્રસંગ લગભગ નહીંવત્ જ છે — તો હસતા હસતા જરા પણ માઠું ના લાગે કે ઉત્સાહભંગ ના થાય તે રીતે જ સાધારણ વાતચીતના દોરમાં જ કહ્યું છે.

ગુજરાતી સાહિત્ય પ્રકાશનની પ્રગતિમાં શ્રી. ઇશ્વરભાઇનો ઘણો મહત્ત્વનો ફાળો છે. સાહિત્ય પ્રકાશનને એક સમયે સબળ વેગ આપ્યો છે. એ વેગમાં-વહેણમાં મને પણ તરતો કર્યો. મારા ઘડતરમાં શ્રી ઇશ્વરભાઈ પ્રબળ બળ બન્યા છે. ઇશ્વરભાઇનું મારા પર એ મોટું ઋણ છે. મને એનું ગૌરવ છે.

પણ ઇશ્વરભાઈ એક પ્રશ્ન પાછળ મૂકતા ગયા છે. એક સમયના ઊગતા ચિત્રકારને પ્રતિષ્ઠિત બનાવનાર બીજા ઇશ્વરભાઈ ગુજરાતી સાહિત્ય, પ્રકાશન અને ચિત્રકારને સાંપડશે ખરા?

*

# એક શબ્દચિત્ર

**સી. નરેન (ચિત્રકાર ને ઇન્ટીરિયર ડીઝાઇનર)**

કેટલીક વખત કેટલીક વ્યક્તિઓ સાથે ઘણા જ સમય સુધી નિકટમાં રહી કામ કર્યું હોય, ખૂબ જ મળવાનું બન્યું હોય, ચર્ચાઓ કરી હોય, પણ જ્યારે એ જ વ્યક્તિ માટે બે શબ્દો લખીને કહેવા હોય ત્યારે એ વ્યક્તિના શબ્દચિત્રને આકાર આપવાનું ઘણું જ કઠીન બની જાય છે. ઇશ્વરભાઇ વિષે કાંઇક આવું જ મને થયું. તેમની સાથે ઘણાં વર્ષો મેં કામ કર્યું, ઘણાં ઘણાં ચિત્રો તેમને માટે — તેમના લેખકો માટે મેં બનાવ્યાં. 'ઊર્મિનવરચના' તેમજ 'તંદુરસ્તી' એ બન્ને માસિકો માટે પણ ઘણાં જેકેટ (મુખપૃષ્ઠનાં ચિત્રો) બનાવ્યાં. આ તો કામનો સંબંધ થયો. પણ જ્યારે હું તેમના માટે કરેલાં પુસ્તકોનાં સુશોભનો જોઉં છું ત્યારે મને ઘણી વખત લાગે છે કે જો હું આજે ઇશ્વરભાઇની જગાએ હોઉં તો આ ચિત્રો કદી સ્વીકારૂં નહિ, કારણકે એ ચિત્રો એટલાં નબળાં હતાં છતાં તેમણે તે કેમ સ્વીકાર્યાં તે જ આજે મને સમજાતું નથી.

પણ તે વખતે મુંબઈથી હું તાજો તાજો સર જે. જે. સ્કુલ ઓફ આર્ટસમાંથી ભણીને આવેલ. અમદાવાદમાં કોઇ ઓળખાણ નહિ. એવે સમયે શ્રી. ગોવિંદભાઈ પટેલ (પ્રભાત પ્રોસેસ સ્ટુડીઓ) મને ઇશ્વરભાઈ પાસે લઇ ગયા અને મારાં ચિત્રો બતાવ્યાં. તે પરથી શ્રી. ઇશ્વરભાઇએ એક બે નાનાં પુસ્તકોનાં ચિત્રો બનાવવાનું કહ્યું. આ સમયે મને પુસ્તકોનાં ઉપરણાં (જેકેટકવરનાં ચિત્રો) બનાવવાનો કોઇ ખાસ મહાવરો ને અનુભવ ન હતો, છતાં તેમણે કામ

આપવાની તૈયારી બતાવી, એટલે મેં ચિત્રો કરવાની ખચકાતાં મને હા પાડી. મેં ખુલાસો પણ કરેલો કે મને આ પ્રકારનાં ચિત્રોનો ખાસ અનુભવ નથી, પણ ઇશ્વરભાઇએ મને શ્રી. ચંદભાઈનાં બે ચાર ચિત્રો બતાવ્યાં અને આ પ્રકારનાં ચિત્રો કેવી રીતે કરવાં તે સમજાવ્યું.

ત્યાર પછી તો ઇશ્વરભાઈ સાથે એવો તો મેળ મળી ગયો કે લગભગ ૭૦ ટકા પુસ્તકોનાં ઉપરણાં મારા હાથે જ તૈયાર થયાં. ઈશ્વરભાઈ મને કામ આપી જુગાર ખેલ્યા. એ ન ખેલ્યા હોત તો કદાચ આ વ્યવસાયમાં મારૂં ટકવું ઘણું મુશ્કેલ બનત. એમની સાથે પાંચથી સાત વર્ષ કામ કર્યું. ભારતી સાહિત્ય સંઘમાં ઘણા ઘણા નવલકથાકારો, કવિઓ ને ચિંતકો સાથે મને પરિચય કરાવ્યો. એ ઋણ આજે પણ ભૂલી શકાય તેમ નથી. ઇશ્વરભાઇના આ ચિત્રને હું કેમ ભૂલી શકું ?

*

## ધાર ધાર અરપે અંજલિ અમિયલ ભાવ અણુપાર

ઇશ્વરભાઈનું ઓચિંતું આકસ્મિક અવસાન અમને સૌને આઘાતજનક લાગ્યું છે. ગુજરાતી સાહિત્યના ક્ષેત્રે શ્રી ઇશ્વરભાઇનું પ્રદાન ચિરસ્મરણીય રહેશે.

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી (અમદાવાદ)

*

શ્રી ઈશ્વરભાઈના આકસ્મિક અવસાનથી તમને તથા તેમના કુટુંબને ઘણી ખોટ પડી છે. 'ઊર્મિ નવરચના' તથા પ્રકાશનનાં ક્ષેત્રે તેમનું ઘણા વરસોનુ કાર્ય પણ નોંધપાત્ર હતું. કર્તવ્યક્ષેત્રે તેમનો ફાળો સ્મરણમાં રાખીને કામ કરતા રહેવું એજ આવી બાબતમાં આશ્વાસન હોય છે.

ડૉ. હરિવલ્લભ ભાયાણી (અમદાવાદ)

*

બે દિવસ પહેલાં રેડિયોના પ્રાદેશિક સમાચારમાં ઈશ્વરલાલ દવેના, આફ્રિકામાં થયેલા સ્વર્ગવાસના સમાચાર સાંભળ્યા ત્યારે તે આપણા ઈશ્વરભાઈના હશે એ માની શકાતું નહતું. પણ આજે આવેલા તમારા શોકજનક પત્રથી એ માનવું પડે છે. કાળની ગતિ અકળ છે. મારા આશ્વાસન સ્વીકારશો ને કુટુંબને ધૈર્ય તથા આશ્વાસન આપશો.

ડૉ. ભોગીલાલ સાંડેસરા (વડોદરા)

*

ઇશ્વરભાઇનું દુ:ખદ નિધન થવાના માઠા સમાચાર જાણી બહુ જ દિલગીરી થઈ. સૌરાષ્ટ્રે ઓચિંતો એક સપુત ગુમાવ્યો અને આપે એક બેરબંધ-ભાઇબંધ ગુમાવ્યો. સાહિત્ય રસિકોએ એક આજન્મ સાહિત્યનો ભેખધારી ખોયો. 'જાણી હેતી હલ ગઈ તાકા ભુરા હવાલ.'

શંભુપ્રસાદ દેસાઇ (જૂનાગઢ)

*

ઈશ્વરભાઇ જેવા સહૃદય, પ્રેમાળ, ઉમદા માનવી અને સાચા સાહિત્યપ્રેમી-લેખકપ્રેમીના આવા અકાળ અવસાનથી મને દુઃખ થયું છે. 'ઊર્મિનવરચના' અને ભારતી સાહિત્ય સંઘ જેવી ધ્યેયનિષ્ઠ પ્રકાશન સંસ્થાના જન્મ અને વિકાસમાં તેમનો મોટો ફાળો હતો. તમારી બધી સાહિત્ય પ્રવૃત્તિઓમાં તેઓ હંમેશના સાથીદાર હતા. તેમના અવસાનથી તમને સૌને કેવો આઘાત લાગ્યો હશે તે સમજી શકું છું. ઈશ્વરેચ્છા.

પ્રો. જશવંત શેખડીવાળા (વલ્લભવિદ્યાનગર)

મુ. સ્વ. ઇશ્વરભાઇ મો. દવેના આકસ્મિક કરુણ અવસાનના સમાચાર જાણી અત્યંત દુ:ખ અને આઘાત અનુભવું છું. ભારતી સાહિત્ય સંઘ દ્વારા તેમણે કરેલી પ્રકાશન–સંસ્કારની સેવા અને 'ઊર્મિ નવરચના' દ્વારા તેમણે કરેલી સાહિત્ય–લોકસાહિત્યની અવિરત સેવાને ગુજરાત ચિર સમય સુધી યાદ કરશે. તેમના અવસાનથી આપણા સાહિત્ય જગત અને સંસ્કાર જગતને ન પુરાય તેવી ખોટ પડી છે. આ દુ:ખ સહન કરવાનું પ્રભુ સૌને બળ આપો.

* ડૉ. ઇશ્વરલાલ ર. દવે (રાજકોટ)

ઈશ્વરભાઈના અતિ ભારે આઘાતજનક સમાચારથી બહુ દુ:ખ અનુભવું છું. આપની તો ભાઈ! પાંખ તૂટી. પૂજ્ય વિદ્યાબહેનની જીવન સુધા સુકાણી. વહાલાં બાળકોનો છાંયડો ગયો. પરિવાર માટે દિલના ભાવ વ્યક્ત કરવા દિલાસો ટૂંકો જાય છે. સહાનુભૂતિના શબ્દો મળતા નથી. આપણે મનુષ્યો સમજીએ એટલું સહીએ અને દુ:ખમાં સહભાગી થઈ શકીએ એટલા થઈ રહીએ એ ધર્મ બની જાય છે. પરમાત્મા આપને એ શક્તિ આપે.

* મણિભાઇ વોરા (પોરબંદર)

ઇશ્વરભાઈના અવસાનથી અત્યંત દુ:ખ થયું છે. આપના સંગાથીઓની એક પછી એક વિદાય અત્યંત વસમી છે. તમને જે દુ:ખ થાય છે તેની કલ્પના–તેના વિચારથી પણ મને અત્યંત આઘાત થાય છે. પ્રભુ શક્તિ ને શાંતિ આપે.

* હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી (પ્રભાસપાટણ)

ઈશ્વરભાઇના અવસાનથી દુ:ખ થયું. કુદરત ક્યારેક શું કરી બેસે છે તે કંઇ જ સમજાતું નથી. એનું રહસ્ય એ પોતાની પાસે જ રાખે છે. એમની વિદાયથી આપને તો 'વિખર ગઇ જોડી' જેવું જ બન્યું છે. કુટુંબને મારા તરફથી દિલસોજી. સ્વર્ગસ્થના આત્માને શાંતિ.

હુલેરાય કારાણી (અમદાવાદ)

ઈશ્વરભાઈના અણધાર્યા, અણકલ્પ્યા, આકસ્મિક મૃત્યુના સમાચાર આપણું કાળજું કંપાવી મૂકે છે. આપ સૌની જેમ હું પણ એવી મૂક વેદનાનો અનુભવ કરી રહ્યો છું. શબ્દો શૂન્ય બનીને સરી પડે છે. આપે એક આપ્તજન, સાથીદાર અને મિત્ર ગુમાવ્યા છે, ચિ. રાજુભાઈએ પિતાની છાયા ગુમાવી છે. મુ. શ્રી. વિદ્યાબહેનના દુ:ખની તો કલ્પના કરવી જ અશક્ય છે. આપ સૌને આ અણચિંતવ્યા આઘાતને સહન કરવાનું પ્રભુ બળ આપે.

જોરાવરસિંહ જાદવ (અમદાવાદ)

*

ઈશ્વરભાઈના અવસાનના સમાચાર વાંચી બહુ દિલગીરી થઈ. વિનયશીલ અને મિતભાષી ઇશ્વરભાઈના વ્યક્તિત્વની છાપ હજી મારા માનસ ઉપર ઉપસેલી છે. બોલતા ત્યારે એમનો ચહેરો મધુર સ્મિતથી મઢાઇ જતો. વ્યવહારકુશળતાની મારી ખામીનો ઈશ્વરભાઈએ લેખક–પ્રકાશકના સંબંધે કદી લાભ લીધો નહોતો.

વિનોદિની નીલકંઠ (અમદાવાદ)

*

શ્રી. ઈશ્વરભાઈએ ભારતી સાહિત્ય સંઘ અને 'ઊર્મિ' દ્વારા ગુજરાતી સાહિત્યની અનોખી સેવા કરેલી છે. વળી નવોદિત લેખકોને પ્રોત્સાહન આપી ગુજરાતી સાહિત્યના ફાલની અભિવૃદ્ધિ કરેલી છે. કુટુંબીજનોને દિલસોજી પાઠવું છું ને સદ્‌ગતના આત્માને શાંતિ.

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી (ઉમરેઠ)

ઈશ્વરભાઈ સાથેનો મારો પરિચય બે-ત્રણ પુસ્તકો કરવામાંથી થયો. એ દરમિયાન એમના સ્વભાવનો જે અનુભવ મળ્યો એ વિષે હું કહી શકું કે એમાં મીઠાશ, મિલનસારપણું અને કામ લેવાની હોંશ તરવરતાં હતાં. ઈશ્વરભાઈ સ્વભાવિક પણે બોલતા ઓછું, લાંબી વાત ન કરે. આપણે મજાક-મશ્કરીમાં ઊતરીએ તો એ હસે, પરંતુ સ્વભાવની ઠંડાઈ એવી કે સામો પ્રતિકાર ન કરે. અમદાવાદ ફરનાન્ડીઝ બ્રિજ નીચેની દુકાને મળતા, એ પછી ૧૯૬૨ આસપાસ આફ્રિકામાં કંપાલામાં મળેલા. નટુભાઈ પટેલને ત્યાં ઈશ્વરભાઇ, પીતાંબર પટેલ ને પેટલીકર જમવામાં અમે સાથે હતા ને પ્રવાસ અંગે તથા ગુજરાતીઓમાં વાચનનો રસ જગાડવા શું શું કરવું જોઈએ તેની ચર્ચાઓ કરી હોવાનું યાદ છે

ચન્દ્રવદન ચી. મહેતા.

*

ઈશ્વરભાઈના નિધન થવાના સમાચારથી ભારે દુઃખ થયું. થોડા સમય પહેલાં તો ઈશ્વરભાઇ સહિત આપણે સૌ મજાદર મળ્યા હતા. ઈશ્વરભાઈનું આકર્ષક વ્યક્તિત્વ, નિખાલસ ને પ્રેમાળ સ્વભાવ હજી તો તાજો જ છે. ત્યાં આવા સમાચાર વાંચવાનું મારું દુર્ભાગ્ય લખાયું હશે. આપનો અને ઈશ્વરભાઈનો સંબંધ એક આત્મા ને ખોળિયાં જુદાં એવો હતો. આપની હૂંફ ચાલી ગઇ.

ત્રાપજકર (ત્રાપજ)

*

## પુસ્તક પ્રકાશક અને વિક્રેતાઓની શ્રદ્ધાંજલિ

ઈશ્વરભાઇના દુઃખદ અવસાનના સમાચાર સાંભળી અત્યંત દુઃખ અને આશ્ચર્ય થયું. ઈશ્વરભાઈ સાથેનો ૪૪ વર્ષનો સંબંધ યાદ આવે છે. એમની આંતર-બાહ્ય પ્રતિભા અને પ્રેમ સૌને સદાય એમનું મીઠું સ્મરણ કરાવશે. સખત મહેનત અને મજૂરી માગી લેતા સાહિત્ય વ્યવસાયમાં એમના પ્રવેશ પછી એમણે વ્યવસાયનો સારો એવો વિકાસ અને તે પણ ગૌરવ અને પ્રતિષ્ઠાપૂર્વક કરેલો. એમની કામગીરી સૌને યાદ રહેશે.

(આણંદ) જમુભાઈ રવાણી (રવાણી બ્રધર્સ)

ઈશ્વરભાઈ સદાય યુવાન, તરવરિયા, સાહસિક અને ઉદારદિલ હતા. સૌરભ સાહિત્ય ભંડારને શરૂઆતમાં મદદરૂપ બની તેના વિકાસમાં ફાળો આપેલો. મુશ્કેલીના સમયમાં પણ ધીરજથી વ્યવસાયને વિકસાવેલો. એમની ચીવટ, સાહસિકતા પુસ્તક પ્રકાશન અને વિક્રેતાનો અનુભવ સૌને પ્રેરણા આપતો રહેશે.

(અમદાવાદ) જયકાન્ત કામદાર (સૌરભ પુસ્તક ભંડાર)

ત્રિપાઠી કંપની સાથે એમનો જૂનો સંબંધ. ક્યાંક વિચારભેદ ધંધાને લીધે થાય, પણ તે છતાં સંબંધ તેમણે એવો સરસ રાખેલો કે ઝાંબિયા ગયા પછી અમારા જ એક બંધુ અમને છોડી ગયા તેવી લાગણી થયેલી. * ચંદ્રકાંત યાજ્ઞિક (એન. એમ. ત્રિપાઠી)

ઈશ્વરભાઈના એકાએક અવસાનના સમાચાર છાપામાં વાંચ્યા અને ઊંડો આઘાત અનુભવ્યો. હિંમત ખાઈ જવાય તેવો પ્રસંગ બની ગયો. બેન વિદ્યાબહેન તથા રાજુને અમારા વતી દિલસોજી આપશો.

(ભાવનગર) બાબુભાઈ શાહ (સંસ્કાર સાહિત્ય મંદિર)

આ સિવાય નીચેના પુસ્તક-પ્રકાશકો તરફથી પણ શોક સંદેશા મળ્યા છેઃ સેવંતીલાલ શાહ-સવિતા કાર્યાલય (મુંબઈ), અરવિંદ પંડ્યા અને બચુભાઈ ઠક્કર-એન. એમ. ત્રિપાઠી (મુંબઈ), નંદલાલભાઈ એન. એમ. ઠક્કર એન્ડ કું. (મુંબઇ), મુકુંદભાઈ શાહ-નવચેતન કાર્યાલય (અમદાવાદ), સુશીલાબહેન તથા અમૃતભાઈ સાગર – સાગર બુક સ્ટોલ (અમદાવાદ), ચીનુ મોદી – વિદ્યાર્થી બુક ડીપો (અમદાવાદ), તારાચંદ રવાણી – રવાણી પ્રકાશન ગૃહ (અમદાવાદ), ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય (અમદાવાદ) વગેરે.

# કુટુંબપ્રેમી અને માનવપ્રેમી ઇશ્વરભાઇ

(મુંબઇ)

ઈશ્વરભાઈએ જીવનભર લોકકલ્યાણનું કામ કર્યું છે. અનેક લોકોને છૂપી મદદ કરી છે. એમનું દિલ જીવનભર ઉદાર રહ્યું અને જ્યાં જરૂર લાગી ત્યાં સહાય કરતો રહ્યો. આવા ઊંચા આત્મા બહુ ઓછા જોવા મળે છે. આ જગતમાં એમનો કોઈ દુશ્મન ન હતો. એમણે દુશ્મનોને પણ મિત્ર ગણ્યા છે. પારકાને પોતાનાં કરવાની એમનામાં આવડત હતી. એવી સુવાસથી, સુજનતાથી પરદેશોમાં એમની કેટલી પ્રતિભા ઊભી થયેલી તે આપણને પરદેશથી આવતા મિત્રોના પત્રો વાંચવાથી ખ્યાલ આવે છે. આપણા કુટુંબ માટે તો ઈશ્વરભાઈએ ઘણું કર્યું છે. સૌની સાર-સંભાળ રાખી છે. સૌને પોતાના ગણીને દરેક રીતે સહકાર આપ્યો છે. પરદેશથી એમના પત્રો આવતા ત્યારે દરેકને યાદ કરીને સૌના સમાચાર પૂછતા. કોઈ કુટુંબ મુશ્કેલીમાં હોય તો તરત તેની સંભાળ લેતા. આશ્વાસનભર્યા પત્રો લખતા અને એમનાં દુઃખ દૂર કરવામાં આનંદ લેતા. આવા કુટુંબપ્રેમી અને માનવ-પ્રેમી હતા ઈશ્વરભાઈ. સાચું કહું તો ઈશ્વરભાઈ આપણા કુટુંબનું અણમોલ રત્ન હતા. આવા ઈશ્વરભાઈ આપણી વચ્ચેથી ચાલ્યા ગયા. ઈશ્વરભાઈ હવે દેશમાં આવે ને લાંબો સમય એમની સાથે રહેવાનો વખત આવ્યો ત્યાં અચાનક ઉપાડી લીધા. ઇશ્વર જતાં ન રૂઝાય એવો ઘા પડયો છે ને અચાનક આપણા સૌ ઉપર દુઃખ આવી પડયું છે. તમારી માનસિક સ્થિતિ મેં નજરે જોઈ છે. વિદ્યાબહેનની માનસિક અને શારીરિક સ્થિતિનું માપ નીકળી શકે તેમ નથી. એમને કયા શબ્દોમાં આશ્વાસન આપું ? રાજુ તો હજી નવા જીવન માટે તૈયાર થતો હતો ને એને અચાનક ઘા પડયો છે. તમારા સૌથી છૂટા પડતાં એકેય શબ્દ બોલાયો નહિ. હાથના ઇશારાથી આસ હૃદયની સ્થિતિ જણાવી. વિમાનમાં બેઠો ને આખે રસ્તે મગજ સૂનકાર અનુભવતું રહ્યું. મુંબઇ ક્યારે આવ્યું તેનું પણ ભાન રહ્યું નહિ.

ડૉ. ભૂપતભાઈ દવે (ઇશ્વરભાઇથી મોટાભાઇ)

અહિં મુંબઈ આવ્યા પછી કોઈ વાતમાં લક્ષ લાગે નહીં, કોઈ વાત યાદ રહે નહીં, જમવામાં રસ આવે નહીં. ટૂંકમાં શૂન્યકાર જેવી મારી સ્થિતિ બની ગયેલી. ઈશ્વરભાઈ પ્રત્યેના અનન્ય ભ્રાતૃપ્રેમને લીધે આમ બન્યા કર્યું છે. ઈશ્વરભાઈ તો ખુદાનો ફિરસ્તો હતો. આવા ખુદાઈ માણસને કુદરતે કરુણ અકસ્માતની સખત શિક્ષા કેમ કરી તે સમજાતું નથી !

કોઈ માણસ તેમને છેતરીને ચાલ્યો જાય તો ઈશ્વરભાઈ કહેતા આપણા કરતાં એને વધારે જરૂર હશે, અને આમ એ વાત મગજમાંથી કાઢી નાખતા. ઈશ્વરભાઈ આપણા કુટુંબના મુખ્ય આધાર-સ્તંભ હતા) ભારતી સાહિત્ય સંઘના પ્રાણ હતા. એમાના જવાથી વિદ્યાબહેને તો સર્વસ્વ ગુમાવ્યું હોય એવા ભાવ, વ્યથા અને વેદના મેં અમના મુખ ઉપર જોયાં છે. ચિ. રાજુએ તો પિતાની હૂંફ ખરે ટાણે મળવાની ગુમાવી છે. છતાં ઈશ્વરભાઈમાંથી પ્રેરણા લઈને અધૂરાં કાર્ય પૂરા કરવાની જવાબદારી તેણે ઊઠાવી લીધી છે.

ઈન્દુભાઈ ! (જયમલભાઈ) તમે તો વર્ષોથી—અસહકારની લડતથી ઈશ્વરભાઈના અને કુટુંબના સ્વજન તરીકે સાથે જ રહ્યા છો. તમે કુટુંબ પ્રત્યે ફરજ બજાવી છે. તમે અને ઈશ્વરભાઈએ સગા ભાઈથી વિશેષ આખર સુધી સંબંધ જાળવી રાખ્યો છે. છેવટ સુધી સુખ—દુઃખના સાથી રહ્યા છો. તમારા દુઃખને શબ્દોમાં વર્ણવી શકાય તેમ નથી.

જેમ જેમ વિચારું છું તેમ તેમ કુદરતનો આ અકળ કોયડો વધુ ને વધુ મૂંઝવે છે. શું હતું ને શું થઈ ગયું ? આવી અકાળ ઘટના સમજણમાં ન આવે એવી પરિસ્થિતિ પેદા કરે છે. લાગણીઓ અને વિચારોનાં પૂર ઉમટાવે છે. અણધારેલી વાસ્તવિકતાઓ ઊભી થાય છે ને સ્વજનોની સહાનુભૂતિ આપણને બળ પૂરે છે. એથી નવી ને નવી ઊભી થતી જતી પરિસ્થિતિને પહોંચી વળવાની તાકાત એમાંથી મળે છે.

## Shocking but True

મહિનાની રજા પૂરી કરી ડૉ. અરૂણભાઈ તથા તેમના પત્ની અને અમારાં ભાણેજ ડૉ. મીનાબેન ડિસેમ્બરની આખરે અમેરિકા જનાર હતાં તે અંગે ડૉ. કંચનબેન તથા હું મુંબઈ ગયાં હતાં ડૉ. મીનાનાં બા અમદાવાદથી ૨૯મી નવેમ્બરે આવ્યાં. તેમણે ડૉ. કંચનબેનને કહ્યું, "બેન ઝાંબીઆમાં તમારે ત્યાં ઉતરતા અને રહેતા તે ઈશ્વરભાઈ હવે મોટર અકસ્માતમાં લુસાકા સ્વર્ગસ્થ થયાના સમાચાર મેં છાપામાં અમદાવાદમાં વાંચ્યા હતા." સફાળાં ડૉ. કંચનબેન બોલી ઊઠયાં "બોલશો નહીં. આ સાચું નહીં હોય" તરતજ ડૉ. કંચનબેને મને કહ્યું, "તમે જાણ્યું ? આપણા ઈશ્વરભાઈ કાર એક્સીડન્ટમાં ગુજરી ગયા !" એક ક્ષણ.મારું મન સૂનમૂન થઈ ગયું. પણ મેં જોયું કે કંચનને અત્યંત આઘાત લાગ્યો છે એટલે તરત સ્વસ્થ થઈ તેને સાંત્વન આપવા પ્રયત્ન કર્યો. ઈશ્વરભાઈના મૃત્યુના સમાચાર સ્વીકારવા મારું મન ના પાડતું હતું. એકાદ દિવસ તો એવો આભાસ થયા જ કર્યો કે જાણે ઈશ્વરભાઈની જીવંત મૂર્તિ મારી સમક્ષ ખડી થઈ કહેતી હોય : "વસંતભાઈ, આ વાત સાચી નથી. હું તો આ રહ્યો". એ સમાચાર સાંભળ્યા પછી કંચનને તો આખી રાત ઊંઘ આવી જ નહીં. એ સમાચારની સત્યતાની પ્રતિતિ મનમાં થતી જ ન હતી એટલે મેં સાવધાનીપૂર્વકના શબ્દો વાપરી મોઘમ શબ્દોમાં ઈશ્વરભાઈને ત્યાં રાજકોટ પત્ર લખ્યો. ત્રીજે જ દિવસે વિદ્યાબેનનો તાર આવ્યો, "Shocking but true: Ishwarbhai expired in car accident." તાર મળ્યા છતાં કેટલાયે દિવસ અમારું મન એ હકીકત સ્વીકારવા ના પાડતું રહ્યું. ત્યારબાદ તો ઝાંબીઆથી અનેક મિત્રોના સવિસ્તાર સમાચાર આપતાં પત્રો આવ્યા. કારણ–સૌને ખબર હતી કે ઈશ્વરભાઈ લુસાકામાં અમારી જોડે એક આપ્તજનની માફક રહેતા. ગુજરાતી સાહિત્યના પુસ્તકો તથા માસિકોના વેચાણના કામકાજ અંગે દર વર્ષે ઈશ્વરભાઈ લુસાકા એકાદ માસ રોકાતા.

જસ્ટીસ વસંતભાઈ દેસાઈ
(ઝાંબીઆની વડી અદાલતના ભૂતપૂર્વ ન્યાયમૂર્તિ)

બપોરે શ્રી છોટુભાઈને ત્યાં જમે, સાંજે ટપ્પા મારવા અમારે ત્યાં આવતા અને જમતા પણ અમારે ત્યાં જ. સાંજે સાડા પાંચ–છ વાગે અમારે ત્યાં ઈશ્વરભાઈ આવે, ચા નાસ્તા કરતાં કરતાં બી.બી.સી.ના સમાચાર અને ત્યારબાદ ઝાંબીઆના સમાચાર સાંભળીએ. અડધો કલાક પાના રમીએ અને સાત વાગે હિન્દુસ્તાનના સમાચાર સાંભળતાં સાંભળતાં ભોજન કરીએ. આઠેક વાગે હું તેમને શ્રી છોટુભાઈને ત્યાં મૂકી આવું. આ અમારો દૈનિક કાર્યક્રમ. અમને ઝાંબીઆથી આવ્યાને બે અઢી મહીના જ ડિસેમ્બરમાં થયા હતા. એટલે ઈશ્વરભાઈ સાથેના સહવાસના સ્મરણો તદ્દન તાજા જ હતાં. આ સાપેક્ષમાં તેમના મૃત્યુના સમાચાર મન કેવી રીતે માની શકે ?

## છેલ્લી સફર

ઓક્ટોબરની શરૂઆતમાં મેં વાતમાં ને વાતમાં શ્રી ઈશ્વરભાઈને કહ્યું હતું, "હું તો કાયમ માટે દેશ જાઉં છું. તમે પણ આફ્રિકાની સફર કરવાનું માંડી વાળો તો સારૂં, તમારી ઉંમર પણ થઈ છે" તેમણે કહ્યું, "વસંતભાઈ, તમારી લાગણી હું જાણું છું, સ્વજન હોય તેજ આત્મિયતાથી આવું કહી શકે. તમે બેએક વર્ષથી આગ્રહ કરો છો કે આફ્રિકાની સફરનું માંડીવાળી દેશમાં જ બધું વ્યવસ્થિત કરવું. રાજુલ આ વર્ષે ભણી રહેશે. હવે આફ્રિકાની સફર ખેડવા મારો પણ બહુ વિચાર થતો નથી." એમની આફ્રિકાની ૧૯૭૮ની સફર ખરેખર હકીકતમાં છેવટની જ નીવડી; પણ આ રીતે એ છેવટની નીવડશે એવું નો'તુ ધાર્યું. કર્મભૂમિ પર જ તેમણે પ્રાણપંખેરું છોડી દીધું.

## ગુજરાતી સાહિત્ય અને સંસ્કૃતિના પ્રવર્તક

ઈશ્વરભાઈનો પરિચય મને છેલ્લાં વીસ વર્ષથી છે. દર વર્ષે તેઓ આફ્રિકાનો પ્રવાસ એકવાર કરે–કેન્યા, યુગાંડા, ટાન્ઝાનીઆ, ઝાંબીઆ, મલાવી, રહોડેશિયા વગેરે દેશોની સફર કરે. આફ્રિકામાં આજે પણ

ઘણાં ગુજરાતી વ્યાપારીઓ વસે છે. વર્ષોથી તેઓ ગુજરાતથી દૂર રહે છે. સામાન્ય રીતે વ્યાપારી વર્ગમાં સાહિત્ય અભિરૂચી બહુ ઓછી હોય છે. તેમાં પણ દૂર પરદેશમાં વસેલા ગુજરાતીઓમાં તો તે અભિરૂચી સવિશેષ ઓછી. આ પ્રકારના વ્યાપારીઓમાં ગુજરાતી સાહિત્યમાં, તેના પુસ્તકો, માસિકો, વગેરેમાં અભિરૂચી જાગૃત કરવી, તે ખરીદવા તેમને પ્રેરણા આપવી, તેમની પાસે તે અંગે ઓર્ડરો લઈ તેમને નિયમિત એ સાહિત્ય પહોંચાડવું–આ બધું કામ અત્યંત કઠણ છે. એ તો ઈશ્વરભાઈ જેવા કોઈક જ જેમની પાસે એ કામ અંગે વિશિષ્ટ આવડત હોય, સાહિત્ય પ્રત્યે. જેમનો ઊંડો હોય તેજ કરી શકે. ઈશ્વરભાઈના વ્યાપાર અને અન્ય વ્યાપારીઓના વ્યાપારમાં મૂળનો ફરક છે. આફ્રિકાના આ બધા દેશમાં બહારથી માલ વેચવા જે વ્યાપારીઓ આવે તેમની પાસે લીધેલો માલ આપણા ગુજરાતીઓ ત્યાંની પ્રજાને ખૂબ નફો લઈ પાછા વેચતા હોય છે. જ્યારે ઈશ્વરભાઈ પાસે લીધેલો માલ–સાહિત્યના પુસ્તકો–તો પુનર્વેચાણ માટે કે પૈસાના નફા માટે કામ ન આવે. આને લીધે પુસ્તક વિક્રેતાનું કાર્ય અત્યંત મુશ્કેલ હોય છે. ગુજરાતથી ઘણાં પુસ્તક વેચનાર વ્યાપારીઓ આફ્રિકા આવ્યા, એકાદ મુસાફરી કરી થાકી જાય, પાછા આવે જ નહીં. ફક્ત એકમાત્ર ઈશ્વરભાઈ જ એવા હતા જે મુશ્કેલીઓથી હતાશ થયા વિના ગુજરાતીઓને સહેલાઈથી સાહિત્ય લભ્ય બને તેનો સતત પ્રયાસ છેલ્લાં વીસ – પચ્ચીસ વર્ષથી કરતા રહ્યા. આફ્રિકાના નાનામોટા નાના શહેરોના ગુજરાતીઓના ઘરે ઘર અને દુકાને દુકાન તમે ગુજરાતી પુસ્તકો જોશો. આ પુસ્તકોમાંના ૯૫ ટકા પુસ્તકો ઈશ્વરભાઈ મારફત આવ્યાં છે. દુકાને દુકાનના ગુજરાતી વ્યાપારીઓ અને તેથીએ વધારે તેમના ઘરની ગૃહિણીઓ શ્રી ઈશ્વરભાઈના આવવાની દર વર્ષે પ્રેમપૂર્વક રાહ જોતાં જ હોય. જ્યારે બીજા પુસ્તક વિક્રેતાઓને પુસ્તક વેચવાનું કાર્ય મુશ્કેલ, કંટાળાભર્યું, અને કઠણ લાગતું અને તે છોડી દેતા, ત્યારે ઈશ્વરભાઈને પોતાના અલગ વ્યકિતત્વને લીધે, અનોખા સ્વભાવને લીધે તેમજ વિશિષ્ટ કાર્યપદ્ધતિને લીધે એ કાર્ય સરળ, સહજ અને સાહજિક લાગતું. દરેક કુટુંબના માણસોને ઈશ્વરભાઈ અંગત રીતે ઓળખે, તેમની પૂછપરછ કરે, તેમની જોડે પત્રવ્યવહાર ચાલુ રાખે–આને લીધે ઘણા ખરા કુટુંબોમાં તેઓ આપ્તજન જેવા થઈ પડયા હતા. તેમના પ્રત્યેના પ્રેમને લીધે પુસ્તકોના ઓર્ડર આપોઆપ મળતા. ઈશ્વરભાઈ ખરેખર ગુજરાતી સાહિત્યના પ્રસરણની વહેતી ગંગા હતા.

ગુજરાતી સાહિત્યના પ્રસરણ માટે તેઓ એક સંસ્થા જેવાજ હતા. તેમની તપશ્ચર્યાથી આફ્રિકાના ગુજરાતી વ્યાપારીઓના જીવનમાં સાહિત્યના નીર રેડાયા અને એ નીર સીંચણના સતત કાર્યને લીધે ગુજરાતી સાહિત્યની અભિરૂચીનો બાગ સર્જાયો હતો. મને શંકા નથી કે હવે તે સુકાવા માંડશે. આફ્રિકામાં ગુજરાતી સાહિત્યના પ્રચાર અને પ્રસરણમાં જે ખોટ ઈશ્વરભાઈના જવાથી પડી છે તે કદી પુરાવાની નથી.

–ઊગતા લેખકોના પ્રોત્સાહક–

આફ્રિકામાં જે અનેક ગુજરાતી લેખકો પાકયા છે તેમને ઉત્સાહ આપવામાં શ્રી ઈશ્વરભાઈનો મોટો ફાળો છે. મને યાદ છે કે એકવાર Game park–જ્યાં સિંહ, હાથી ઈત્યાદિ વન્ય પશુઓ હોય છે–ત્યાંની સફરેથી આવ્યા બાદ મેં તેમની સમક્ષ જે વર્ણન કર્યું તેમાં એમને એટલો રસ પડયો કે મારી પાસે તે અંગે એક લેખ લખાવ્યો ત્યારે જ તેઓ જંપ્યા. મને કાયમ તેઓ કહેતા: "તમારી ભાષા એટલી powerful છે અને અનુભવ એટલા વિશાળ છે કે તમારે આત્મકથા લખવી જોઈએ." "માણસ પોતાના ભૂતકાળના સંસ્મરણોને યાદ કરવા માંડે એ ઘડપણની પહેલી નિશાની અને હું ઘરડો થયો નથી." એમ કરી હું એમની વાત ઉડાવતો. મારા જીવનમાં જે જે સુખદ પ્રસંગો આવ્યા હોય–સોલિસીટર જનરલ તરીકે નીમણૂંક કે ઈન્ડસ્ટ્રીઅલ કોર્ટના જજ તરીકે નીમણૂંક, હાઈ કોર્ટ જજ તરીકે નીમણૂંક કે સ્ટેટ હાઉસમાં અપાયેલું માન–દરેક પ્રસંગે તેમનો અભિનંદન પત્ર, ફોન, તાર કે સંદેશો હોય જ. તેમના પ્રત્યે દરેક આકર્ષાતા, કારણ દરેક જણાની ઉન્નતિમાં તેઓ રસ લેતા–રાચતા. પ્રભુ તેમના આત્માને શાશ્વત શાંતિ આપો.

શું પત્ર લખું તે જ સમજાતું નથી ! કારણ કે ઈશ્વરભાઈના અવસાનથી જેવી ખોટ આપને પડશે, તેવી જ ખોટ તેમના સ્વભાવની તથા તેમના મારફત મળતી સગવડોની પરદેશમાં વસતા ઘણાં ભાઈઓને પડશે. અમારે માટે તો દીવાળી આવે ને તેઓ આવશે તેવી રાહ જોવાની હવે ન રહી

કાબ્વે (ઝાંબિયા) લલ્લુભાઈ પટેલ

માણસ પોતે તો તેનું સ્મરણ – સુખદ્ સ્મરણ મૂકતો જાય છે, પણ સાથે સાથે તેના ગુણો આપણું મન છોડતા નથી. ઈશ્વરભાઈ એટલે સજ્જન માણસ. કોઈની આઘી-પાછી નહીં, શાંત સ્વભાવ, મીઠી બોલી, પણ તેની પાછળ કટુતા નહીં. જ્યાં જાય ત્યાં તેમના સ્વભાવ મુજબ ઘરનાં સ્વજન બની જાય તે તેમની ખૂબી અને સ્વભાવની મીઠાશ હતી.

લીવીંગસ્ટન (ઝાંબિયા) રેવાભાઈ નાથી

એમનો આવવાનો સમય થાય ને પત્ર આવે ત્યારે અમને ખૂબજ આનંદ થાય. એમનો અતિ પ્રેમાળ લાગણીયુક્ત સ્વભાવ અને હંમેશા હસમુખો ચહેરો અમારાથી ભૂલાશે નહીં. એમના અતિ મીલનસાર સ્વભાવે અહીંના મોટા ભાગના લોકોમાં આત્મિયતા ઊભી કરેલી. અમને પણ જાણે દેશથી સ્વજન પધાર્યા અને મળ્યાનો આનંદ હતો. તેમની પાસેથી દેશની રાજકીય, સામાજિક આદિ બાબતોનો સચોટ તટસ્થ હેવાલ મળતો.

ચીપાટા (ઝાંબિયા) ઉકાભાઈ પટેલ

ઈશ્વરભાઈના મૃત્યુ પ્રસંગે વિદ્યાબહેન, રાજુ અને આપ સૌ કુટુંબીજનોને અમારી હાર્દિક દિલસોજી પાઠવીએ છીએ. ઝાંબિયામાં ઈશ્વરભાઈના વિશાળ મિત્ર વર્ગે તેમને ગુમાવ્યા છે.

કાબ્વે (ઝાંબિયા) લક્ષ્મીબહેન વિઠ્ઠલભાઈ પટેલ.

## ઇંગ્લેન્ડ અમેરિકા અને આફ્રિકા

આ ઉપરાંત લંડન (ઈંગ્લેંડ)ના નીચેના મિત્રો તરફથી પણ શોક-સંદેશા મળ્યા છે. ડૉ. બી. વી. ધુપેલિયા, બી. કે. જોશી, બાબુભાઈ પટેલ, કવિ શ્રી પંકજ વોરા, નીરુબહેન દેસાઈ, લીલાધર કક્કડ, રતિલાલ જોબનપુત્રા, મણિભાઈ કોટિયા, મુકુંદ બદીઆણી અને પ્રતિભા રાજુ મહેતા. આફ્રિકા અને અમેરિકાના અન્ય મિત્રો તરફથી પણ શોક સંદેશા મળ્યા છે, જે નીચે પ્રમાણે છે.

ગોરધનભાઈ તન્ના – કીટાલે (કેન્યા), દીનબંધુ સમાજ – નૈરોબી (કેન્યા), કુમુદબહેન સુધાકરભાઈ કુષ્ણકાંત – લાગોસ (નાઈજીરીઆ), રતીલાલ દેવચંદ-સોલ્સબરી (રહોડેશિયા), ડી આર. પારેખ – બુલવાયો (રહોડેશિયા), એમ. એમ. મહેતા અને એન. વી. પટેલ – સોલ્સબરી, હરિપ્રસાદ જાની – બ્લેન્ટાયર (મલાવી), ડૉ. એમ. એમ. ચોલેરા – બેંગલોર, નાનલાલ શાહ – (મુંબઈ), ગોવિંદજી રાડિયા – નૈરોબી, યશવંત દવે – મીલપીટ્સ (અમેરિકા), દામિનીબહેન મહેતા – ન્યૂયોર્ક. ઝાંબીઆના મિત્રો તરફથી આવેલા શોક – સંદેશાઓ – પદુભાઈ સોલંકી – ચીંગોલા, શાંતિભાઈ – કીટવે – ઈન્દુબહેન દોલતભાઈ નાયક – ચોમા, મોહનભાઈ પાપાનેરી – કાબ્વે, રામભાઈ નાથી – લીવીંગસ્ટન પટેલ એન્ડ સન્સ – મોંગુ, છોટુભાઈ પટેલ – વડોદરા વગેરે.

# परां गतिम्

ટી. પી. સૂચક (બાર–એટ–લૉ: લંડન)

— એ કાળે દેશમાં સમગ્ર વાતાવરણ દેશ-ભક્તિથી તરબોળ હતું. જાણે ચંદનનું વન સળગતું હતું ને ચોગરદમ કન્યાકુમારીથી દ્વારિકા અને જગન્નાથપુરીથી રામેશ્વર સુધી એની સુવાસ મઘમઘતી હતી. એ ચળવળે દેશભક્તિના ઊંડા સંસ્કાર રેડ્યા–ભારતમાં એ કાળ "ગાંધીયુગ"થી ઓળખાયો. બંકિમબાબુનું "વંદે માતરમ્" ભારતીય નવજાગૃતિનું વિજયગીત બની ગયું–એમણે તો વળી સ્વાતંત્ર્ય યુદ્ધને પ્રભુએ સોંપેલા "કર્તવ્ય" તરીકે ઓળખાવ્યું. રાષ્ટ્રીય શાયર મેઘાણીજીએ "કોઈનો લાડકવાયો" જેવાં અમર કાવ્યો રચી–ગાઈને શહીદોને બિરદાવી. મહાકવિ સુબ્રહ્મણ્યમ્ ભારતીએ ભારતમાતાને સંબોધીને ઉત્કટ ભાવાવેગથી ભરપૂર કાવ્યો રચ્યા. સ્વતંત્રતા એક અમૂર્ત આદર્શ ભાવના મટીને જીવંત વ્યક્તિ બની ગઈ, મેઘાણીજીના શબ્દોમાં કહીએ તો જેમાં સદાયે વત્સલતા ઝરે એવી "માવડી" બની ગઈ. જેના હાથ માથે ફરે અને મડદા પણ મસાણેથી પાછાં ફરે એવી. તો વળી ગુરુદેવ ટાગોરે તો કહ્યું કે, "યજ્ઞને માનવરૂપે અવતરવાની ઈચ્છા થઈ અને એ ગાંધીરૂપે અવતર્યો.

આવા પુનિત યજ્ઞમાં અસંખ્ય સ્ત્રી–પુરુષો–બાળકો "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसि"નો નારો લલકારી હસતા હસતા શહીદીને પંથે ગયા, ફાંસીને માંચડે ચઢવા કે કારાવાસની ધીંગી કાળી દિવાલો પાછળ ધકેલાયા.

અને ગુજરાત–સૌરાષ્ટ્ર, થોડું જ પાછું પડે ! યુવકો–યુવતીઓનાં ધાડાં ને ધાડાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં જોડાવાં હાલી નીકળ્યાં. એ કાળે

"સમય નો'તો પ્રિયાને ગોદ લઈ આલિંગવાનો"<br>
"સમય નો'તો શીશુનો ગાલ પંપાળવાનો"<br>
"અરે, સમય નવ માવડીને આટલું કહેતા જવાનો"<br>
"ટપકતાં આંસુને ઓ મા, સમજજો બાળ નાનો"

દેવો પણ જોવા ઊભરે એવાં સંગ્રામનાં સુભગ દૃશ્યો હતાં. એમાં અતૂટ દોસ્તીની પ્રતિક એક ત્રિપુટી નિરંજન વર્મા (નીરૂભાઈ), જયમલ પરમાર અને ઈશ્વરલાલ દવેની–નવું લોહી, ફાટફાટ કરતી ઊગતી જુવાની–દેશભક્તિના રંગથી ભીંજાયેલા. મા–ભારતીની લાજ લૂંટાતી હોય ત્યારે હાથ જોડીને બેસી રહે એવા નહિ.

ફકીરીને વરેલ આ ત્રણેય દેશી રાજ્યો અને અંગ્રેજી શાસનની જેલોમાં એકબીજાના હાથના ઓશીકા કરીને હસતે મુખે જુલમો બરદાસ્ત કરતા–અનેક વખત પકડાતા–કેટલીક વખત ભાગી છૂટતા–ભૂગર્ભમાં સમાતા–ક્યારેક લાઠીના માર તો વળી ક્યારેક ગોળીની રમઝટે પણ અંટાઈ પડતા–ક્યારેક સ્મશાનમાં તો વળી ક્યારેક નાળાં–ગરનાળામાં પણ રાતવાસો કરી લેતા–મુશ્કેલીઓ, ત્રાસ, જુલમો વેઠવામાં મોજ માણતા.

અસહ્ય ત્રાસ અને જુલમે નીરૂભાઈના શરીરને ભાંગી નાખ્યું. ટી. બી.ના જીવલેણ દર્દથી ઘેરાઈ ગયા. બન્ને મિત્રો જયમલભાઈ અને ઈશ્વરભાઈએ કાળજી ભરી કરેલી સેવા – સુશ્રુષા કામયાબ ન નીવડી અને અંતે અસહ્ય દર્દની ચરમ સીમા ઓળંગીને એ આત્મા–એમાં–ભોમની ગોદમાં અગનપીછોડી ઓઢી ચિરઃશાંતિ લીધી. દોસ્તી તો અભંગ રહી પણ ત્રિપુટી તો ખાંગી થઈને જ રહી–આવા તો નામી અનામી–કોઈના લાડકવાયાં અસંખ્ય શહીદો સ્વાતંત્ર્ય સંગ્રામમાં શહીદ થયાં–આવાં શહીદોની સ્મૃતિઓ અક્રાજળ બનીને વહીજ શકતી નથી એ તો હૃદયમાં જ ઘૂમરી ખાઈને ક્યારેક અસ્તિત્વને ચોંકાવી દે. એવો આજે આઝાદી મળ્યાને ત્રીસ ત્રીસ વર્ષોનાં વહાણાં વાયા છતાં ય નાદ કરે છે.

વ્યક્તિનું બધુંજ છીનવી શકાય પણ સ્મૃતિઓની સૃષ્ટિથી અળગો ન જ કરી શકાય.

આઝાદી આવતાં'કને શહીદો બાપુ ચીંધ્યા માર્ગે રચનાત્મક કાર્યોમાં કશુંક દેખાડવાના, કશુંક કરી નવું

પ્રદાન કરવા અણુખેડાયેલાં શિખરો સર કરવાના શમણાંનો ધૂઘવાટ કરી–ખૂંપી ગયા.

એક પા જયમલ્લભાઈએ "સૌરાષ્ટ્ર"ના કલેવરમાંથી પુનર્જન્મ પામેલ "ફૂલછાબ" જેવા દૃષ્ટિ સંપન્ન વૃત્તપત્રનું તંત્રીપદ સંભાળ્યું અને જોડે જોડે લોકસાહિત્યની સોરાષ્ટ્રમાં "ધૂણી" ધખાવી તો વળી બીજી પા ઇશ્વરભાઈ દવેએ ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. જેવી પુસ્તક વિક્રેતા–પ્રકાશનની માતબર સંસ્થા સ્થાપી અને "ઊર્મિ–નવરચના" જેવા ગરવા–સામયિકનું તંત્રીપદ સંભાળ્યું. જો કે આજ છેલ્લા બારેક વર્ષથી "ઊર્મિ નવરચના"નું તંત્રીપદ બન્ને આદરણીય બિરાદરો જયમલભાઈ-ઈશ્વરભાઈ સંભાળતા આવ્યા છે. સોરાષ્ટ્રમાં લોક સાહિત્યના પ્રચાર–પ્રસારનું આ એક જ ગરવું સામયિક છે.

ભગવાન ઈશુના ૧૯૫૪ના વર્ષની એક સંધ્યાએ જિન્જામાં મારા ટેલીફોનની ઘંટડી રણકી ઊઠી. સરોઠીથી મારા એક મિત્રનો ફોન મળ્યો કે ઊર્મિ–નવરચનાના તંત્રી જિન્જા આવે છે–લેવા જજો.

અમારૂં બન્નેનું આ પ્રથમ મિલન. આંખો દ્વારા માણસો પરસ્પરના હૈયાંની વાત કેટલી ઝડપભેર સમજતા થઈ જાય છે ? છેક ૧૯૫૪થી આજ સુધી અમારી મૈત્રિની હીરની ગાંઠ અતૂટ રહી – અમે એક બીજાના સહોદર જેવા બની રહ્યા – મારા અને અમારા પરિવારના તો સાચમુચ એ "દાદા" બની રહ્યા–મારા લેખન કાર્યને–સર્જનને વેગવાન–ગતિશીલ અને અજવાળું બનાવવામાં એમની પ્રેરણા અને પ્રોત્સાહન–ન હોત તો ?

પૂર્વ આફ્રિકામાં કેનિયા–ટાન્ઝાનીઆ–યુગાંડા–ઝાન્ઝીબાર–ઝામ્બીઆ–મલાવી–ઝાઈરે (બેલ્જીઅન કોંગો), મલાવી વિગેરે દેશોમાં પુરૂષાર્થ, પરાક્રમ – પરિભ્રમણ અને પરિશ્રમ કરી અનેક ઘર દીવડાઓને (લેખકોને–કવિઓ–સાહિત્યકારોને) ગુજરાતના સાહિત્યના ચોકમાં રમતા કરવાનું પ્રથમ માન એમને ફાળે જાય છે એનો સ્વીકાર કરતાં જરાય સંકોચ થતો નથી. યુગાંડામાં ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવા પાછળ એમનું પ્રોત્સાહન, પ્રેરણા અને ધગશ ભૂલ્યાં ભૂલાશે જ નહિ. ગુજરાતના લબ્ધ પ્રતિષ્ઠિત સાહિત્યકારોનો અપરોક્ષ પરિચય પણ દાદાએ જ કરાવ્યો...પુસ્તકોના–વિક્રેતા ખરા, પણ કલા–સાહિત્ય–અને સંગીતના તો અડીખમ છડીદાર – આફ્રિકા ખંડમાં એકેય ઘર એવું નહિ હોય જ્યાં નાનું સરખું, ગ્રંથાલય નહિ વસાવાયું હોય. આનો યશ સંપૂર્ણપણે દાદાને ફાળે જ જાય છે – એમના પરિભ્રમણે–દરિયાપાર એક બહોળો મિત્રોનો, સ્નેહીજનોનો સમુદાય – એવો થયો કે જેના સુહૃદ્ પથદર્શક એ બની ગયા – એમણે મૈત્રિ કેળવી અને નીભાવી પણ જાણી દાદાની મૈત્રિમાં માનવીય ઋજુતા અને સ્નેહની સૌરભ કદીયે અછતી ન રહેતી – આફ્રિકા ઉપર – દરિયાપારના દેશો પર દાદાનું ઋણ છે એ સ્વીકાર્યા વિના છૂટકો જ નથી.

પોતાના જીવન વડે અન્યના જીવનમાં કાવ્ય નિર્માણ કરવામાં એમણે સુખ જોયું. દેશમાં એકાદ વર્ષ પુરા ચાતુર્માસ ગાળ્યા ન ગાળ્યા કે દાદા આફ્રિકાને આંગણે ઊભા જ હોય. યુરોપ – ન્યુઝીલેન્ડ વગેરે દેશોના પ્રવાસો પણ ખેડતા રહ્યા. છેક ૧૯૫૩થી આજદિન સુધી એમના પ્રવાસો વણથંભ્યા રહ્યા. હું તો એમને ચિરપ્રવાસી "દાદા" કહેતો – જો કે આફ્રિકા ખંડ એ તો એમનું બીજું માદરેવતન.

મારી – અને દાદાની મૈત્રિ મિત્રતામાંથી ક્યારે મમતામાં પલટાઈ ગઈ એની ખબર જ ન રહી–આફ્રિકાને કાંઠે પત્ર મૂકયો હોય ત્યાં તો જિન્જાની અમારી "પંચવટી"ને આંગણે ઊભા જ હોય – અમેય ઝંખીએ.

કહે છે કે મમતા બૂરી ચીજ છે. એ બંધાય છે ત્યારેય કાળજું વલોવે છે અને તૂટે છે ત્યારેય કાળજું વલોવે છે.

એક જ વાક્યમાં દાદાનો પરિચય આપવાનો હોય તો કહું કે ભારત અને દરિયાપાર વસતા બૃહદ્ ભારતીઓ વચ્ચે દાદા સંસ્કાર અને સાહિત્યની સાંકળની મહત્વની કડી રૂપ હતા–

વેકેશનમાં જ્યારે જ્યારે ભારત જવાનું થતું ત્યારે ત્યારે

દાદાનું ઘર મારૂં તીર્થક્ષેત્ર રહેતું. એવા જ એક પ્રવાસમાં અમદાવાદ, "રાજુલ"માં પહોંચતાંકને મને ઝાડાં-ઉલટીનું દર્દ ઉપડયું. પરંતુ દાદાએ અને વિદ્યાબહેને એવી તો સુશ્રુષા કરી કે? જનતાની યાદ આપે એવી. વિદ્યાબહેનના મોં પર ગરિમા નીતરતી. એમનું સ્મિત અને એથીયે મીઠું એમનું આતિથ્ય તો જિંદગીના અવિસ્મરણીય મનોરમ-સંભારણાં છે.

વિદ્યાબહેનનું-દાદાનું દામ્પત્ય પ્રસન્ન-પ્રછન્ન હતું. કોઈ સાહિત્યકારે લખ્યું છે કે પુરૂષોની મોટાઈ ઘરની બહાર હોય છે; ઘરમાં તો તેઓ બાળક જેવા જ હોય છે આ હકીકત મેં એમને ત્યાં મૂર્ત બનેલી જોઈ. દાદા પણ બાળક જેવાજ-નિખાલસ-નિર્મળ પ્રેમાળ-સંવેદનશીલ. લાગણીથી-મમતાથી- ભર્યા-ભર્યા.

૧૯૭૨ના અંતમાં અમારે સૌને યુગાંડા છોડવું પડયું. અમે ભારતમાં મુંબઈમાં વસવાટ કર્યો. અદાલતના કામ માટે જ્યારે અમદાવાદ કે સૌરાષ્ટ્ર જવાનું થતું ત્યારે "રાજકોટ" દાદાને ત્યાં તો જવાનું ખરૂં જ.

અને અહીં લંડનમાં આઠેક દિવસ પહેલાં આપણા સૌના મિત્ર કવિશ્રી ડાહ્યાભાઈ પટેલનો ફોન મળ્યો-(કવિરાજ દાદાના પણ ઘનિષ્ઠ મિત્ર) એક અશુભ અફવાના સમાચારને લગતો-પરંતુ અશુભ સમાચારો મોટે ભાગે ખોટા હોતા નથી. બીજે જ દિવસે અમદાવાદથી હૈયું વલોવાયેલો પત્ર મળ્યો કે દાદા ૨૨-૧૨-૭૮ના લીંબડીથી મુસાફરી આવતા માઝાજુકા પાસે રાત્રે આઠ વાગ્યે કાર એક્સિડેન્ટમાં સપડાઈ જતાં અવસાન પામ્યા છે. કાર એમના મિત્ર ગોહીલની હતી. બન્ને ભોગ બન્યા છે.

અફવા વાસ્તવિક બનીને – કુરૂપ બનીને ઊભી રહી. જે દેશને માદરેવતન બનાવ્યું-ધરતીને વહાલ કર્યું એ ધરતીમાં જ દાદાએ સોડ તાણી-આગનપીછોડી ઓઢી લીધી. એ હાસ્ય, એ વાતો, એ પ્રેમ હંમેશને માટે વિલાઈ ગયાં. એક પ્રિય વ્યક્તિ અકસ્માત, અણચિંતવી હંમેશ માટે ચિરઃ પ્રવાસે ચાલી ગઈ. એક ભૂતકાળ કાળના મોમાં હડપ થઈ ગયો.

કાળ કોઈને છોડતો નથી એ જાણવા છતાંય કેટલાક લોકોના અસ્તિત્વથી આપણે એટલા તો ટેવાઈ ગયેલા હોઈએ છીએ કે એમના વિનાનું જગત કલ્પી શકાતું નથી –એમના મૃત્યુનો કદીયે ખ્યાલ આવતો નથી.

મૂલ્યોની સાચવણીના આગ્રહી જાતે, પણ મૂલ્યો સાચવીને જીવી જાય. વિદ્યાબહેનને – પરિવારને વેદનામાં રડતાં મૂકીને ૪૨ – ૪૨ વર્ષના લાંબા સમયના દામ્પત્યનું બંધન કશુંય ટક્યું નહિ. સૌંદર્ય, સંસ્કાર, સાહિત્ય અને સારપની વેલ પાથરનાર દાદાની કદાચ દૈવને ઈર્ષા આવી હશે!

વેદનાની શાશ્વતતા પણ શૂળની માફક ભોંકાતી જ હોય છે ને?

કહેવાય છે કે કાળ કોઈના પગલાંને સંઘરી રાખે છે તો કોઈના પગલાંને ભૂંસી નાખે છે. દાદાનાં પગલાં તો કાળે પણ સંઘરી રાખવાં જ પડશે ને?

અંગ્રેજીમાં કહું તો

Dada' was a life beautiful. He was a man of 'culture and made everlasting friendship with whome he came in contact. Elegantly dressed in Surval and Sherwani and soft spoken, he was a person of noted character and integrity.

કાળની કેડીએ ૨૪ – ૨૫ વર્ષનો અમારો – આપણો દાદા જોડેનો સંગ-ઘડીકમાં પૂરો થયો. એ ઘડીની કિંમત હવે આજે સમજાય છે. દાદાના જીવનના સંભારમાંથી શીખવા જેવું તો એ છે કે:

Cultivate - cheerfulness is only for personal profit, you will do every duty better. It will be your consoler in solitude, your passport and Recommandation in society.

You will be more sought after, more trusted and esteemed for your steady cheerfulness. The bad and vicious may be goisterously gay and vulgarly humorous, but seldom or never truly cherful. Genuine cheerfulness is an almost certain in dey of happy mind and a pure good heart.

અરે, હજી ગઈકાલની વાત. અમે લંડન ભણી આવવાના હતા, દાદા નાઈરોબી ભણી જવાના હતા. દેશમાં પાંચેક મહિના રહીને અરસપરસ આવજો–મળજોની આપલે કરી. ત્યારે દાદાએ તો એમની લાક્ષણિક શૈલીમાં કહ્યું કે, "દુનિયા નાની છે, જીવતા હશું તો મળશું જ." વિવશ પંથા કહીને છૂટા પડયા એ પડયા. નાનકડી દુનિયાનું વર્તુળ પરલોકની પણ સીમા વટાવીને વિરાટ બની ગયું. એ ગઈકાલની યાદ આજ આંખમાં ઝળઝળિયાં લાવે છે. હોઠ ફફડે છે યાદ કરીને કે "જાતાંના જુહાર, વળતાના વોળામણાં." દાદા, બીજીવાર, જીવતર હોય તો ભાળશું"

વિધિની વક્રતા છે ને ? જે હોઠથી સારપના અમીમય ઘૂંટડા ભર્યા, અતૂટ આત્મિયતાના મીઠા નાતાનાં હાલરડાં ગાયાં એ જ હોઠથી આજે મરશિયા ગાવા પડે છે !

સ્થૂળનું મિલન આખરે તો છૂટવાનું જ એ જાણવા છતાંય વેદના શમતી નથી. શબ્દોના તુષારથી હૈયાનો દાવાનળ થોડો ઓલવાય છે ? વેદનાથી–વિષાદથી નીકળતું લોહી થોડું જ અટકે ? સાન્ત્વન મળે ?

ગીતાને મહાન ભાષ્યકારો મળ્યા છે. એમાંના ચાર નામો તો અત્યારે યાદ આવે છે. શંકર, રામાનુજ, જ્ઞાનદેવ અને ગાંધીજી..

ગીતાને ગાંધીજીએ Universal mother કહી છે. બહુ કહે કે Gita turns out no-Body; her door is open to anyone who knocks. પરંતુ પ્રશ્ન બારણું નોક કરવાનો (ખખડાવવાનો) છે.

આત્મશ્લાઘાનો દોષ વહોરીને પણ કહી દઉં કે ગીતાના મને અઢારેય અધ્યાય કંઠસ્થ છે પરંતુ જ્યારે જ્યારે જીવનમાં બે ચાર પ્રસંગો એવા આવ્યા છે ત્યારે ત્યારે વેદનાથી–વિષાદથી હૈયું સીઝાઈને જડ બની ગયું છે. બુદ્ધિ હતપ્રભ થઈ ગઈ છે; સમતા જળવાતી નથી. અર્જુનની માફક ગાત્રો શિથિલ થઈ જાય છે અને ગીતાજીનાં દ્વાર ખખડાવવાનું સામર્થ્ય જરીકે ય રહેતું નથી. આનો અર્થ ગીતાનો દોષ નથી, દોષ મારો છે, કારણકે હોઠે રમણ કરતી ગીતા કોઠે પચી નથી.

આ ટાંકણે –
"નૈનમ્ છિન્દન્તિ શસ્ત્રાણી"
"અચ્છેદ્યો યમદાહ્યો"
"ચતુર્વિધા ભજન્તો માગ્ જનાઃ"
"જાતસ્યહિ ધ્રુવોમૃત્યુ"
"વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય"
"નજાયતે મ્રિયતે કદાચિન્નાયં ભૂત્વા
ભવિતા વાન ભૂયઃ,
"અજો નિત્યઃ શાશ્વતો યમ પુરાણો
ન હન્યતે હન્યમાને શરીરે

તત્ત્વજ્ઞાનના બધા જ મૂલ્યવાન શબ્દો કેવળ લુખ્ખા લાગે છે. હૈયામાં ધ્રૂસકા ઊભરાતા હોય ત્યારે સમતાના શ્વાસ લેવા મુશ્કેલ થઈ પડે છે, પણ ત્યારે જ જાત ઉપર કાબૂ મેળવી લઈને આંખનાં આંસુને લૂછીને હૈયાના ધ્રૂસકા દબાવીને સમતાની અંબારખમ પર ઊભા રહીને આરંભ કરવો જ રહ્યો.

કહેવાય છે કે દુઃખ આવે છે ત્યારે ચારેકોરથી એક સામટું તૂટી પડે છે. વિદ્યાબહેનના મોટાભાઈ ૧૩ દિવસની માંદગી પછી અવસાન પામ્યા. ૨૭મા દિવસે એમના બા પણ કૈલાસવાસી થયાં અને બાના નિધન બાદ ૧૭માં દિવસે ૪૨ વર્ષનું લાંબું દામ્પત્ય જેમની સાથે ભોગવ્યું એ પતિનું પણ દુઃખદ કરુણ અવસાન થયું. આમ એમની માથે તો આભ તૂટી પડ્યું–જગત નિયંતા એમને અને પરિવારને

આ દારૂણ દુઃખમાં સમતા કેળવવાની હિંમત-ધીરજ-શક્તિ આપે.

કહેવાય છે કે જન્મ એ વિશ્વમહાશક્તિનું "સ્મિત" છે; પ્રેમ એ એનું મધુર "ગીત" છે તો મૃત્યુ એ એનો "કોપ" દર્શાવવાની રીત છે. આપણે આ શક્તિના "સ્મિત" અને "કોપ" ઉભયનો નતમસ્તકે સ્વીકાર કર્યે જ છૂટકો.

ચાલો, આપણે સૌ ઈશાવાસ્યને યાદ કરીને પ્રાર્થીએ કે દાદાને તમારા ખોળામાં સોંપ્યા છે. એમને જ્યાં પ્રેમ અને આનંદ કરૂણા હોય ત્યાં દોરી જજો.

પરમ ક્ષમાવાન, અનાસક્ત ભગવાન શ્રી કૃષ્ણે આપેલ વચનમાં સંપૂર્ણ શ્રદ્ધા પરોવી દાદાના આત્માને શાશ્વત શાંતિ ઈચ્છીએ-પ્રાર્થીએ.

"अनेक जन्म संसिद्धस्ततो याति परां गतिम्"
(તાજેતરમાં લંડનમાં સાહિત્ય અકાદમી બ્રિટનના ઉપક્રમે મળેલી પ્રાર્થના સભામાં-ડૉ. ઈશ્વરભાઈ દવેને અર્પેલી શ્રદ્ધાંજલિ)

*

# મારા પરમ મિત્ર ઈશ્વરભાઇ—પ્રેમાંજલિ

કવિ ડાહ્યાભાઈ પટેલ (બાર-એટ-લૉ : લંડન)

પ્રેમાળ મિત્રવર્ય ઈશ્વરભાઇ ! એકાએક ચાલ્યા ગયા ? તેમનું સદાયે સ્નેહ-સ્મિતે હસતું મુખડું નજર સમક્ષ આવે છે અને મન માનતું નથી કે આમ અચાનક અમને વિસારી એ ચાલ્યા જશે. જાણે શ્વેત આરસમાંથી કંડારેલી એ સુંદર મૂર્તિ ન હોય ! તે આમ અકાળે ભગ્ન થઈ ગઈ. અરેરે ! કરુણા વિમુખ મૃત્યુ, તેં અમારા પ્યારા ઈશ્વરભાઈને શેં આવી રીતે હરી લીધાં ? એમની મધુર વાણી હરહંમેશ અંતરમાં ગૂંજ્યા કરશે. તેમની પ્રજ્ઞ સલાહ – સૂચના જીવનમાં મને ઘણીયે વેળા-સામાજિક કે આર્થિક બાબતોમાં સહાયરૂપ બનતી. તેમાંય સાહિત્ય-સર્જનમાં તો મને જ નહીં, પણ મારા જેવા અનેક સાહિત્યપ્રેમીઓને તે પ્રેરણારૂપ બન્યા છે.

ઇશ્વરભાઇ ૧૯૫૪માં આફ્રિકા આવ્યા ત્યારથી મારા પરમમિત્ર બની રહ્યા. અમે બન્ને કલાકો સુધી સાહિત્ય અને સર્જનની ચર્ચા કરતા. 'નવી વાર્તા લખો, નવી નવલકથા સર્જો, નવી કાવ્યકૃતિઓ રચો, હું પ્રકાશિત કરવા બેઠો છું.' એવું સદાય મંગલમય પ્રોત્સાહન આપી મને એમણે લેખક-કવિ થવામાં અદ્વિતીય સહાય આપી છે.

ભારતી સાહિત્ય સંઘના ઉપક્રમે મારી નવલકથાઓ, વાર્તા-સંગ્રહો તેમજ કાવ્ય સંગ્રહો પ્રકાશિત કરી લેખકો કે કવિઓને પ્રેરણાના જે પોષક વારિની જરૂર હોય છે તે તેમણે મને સીંચ્યા છે.

આફ્રિકા-કંપાલામાં જ્યારે તે ફરીથી ૧૯૫૨માં આવ્યા ત્યારે મેં, મિત્ર પ્રીતમ પંડ્યા અને શ્રી ઘનશ્યામભાઈએ સાહિત્ય ગોષ્ઠિના ઉપક્રમે તેમના માનમાં એક સુંદર સમારંભ યોજી તેમનું બહુમાન કરેલું. પૂર્વ અને મધ્ય આફ્રિકાનાં શહેરો અને નાનાં નાનાં ગામડાંઓમાં ફરીને ગુજરાતી ભાષા અને સાહિત્યની જ્યોત પ્રગટાવી ઈશ્વરભાઈએ માતા સરસ્વતીની જે સેવા કરી છે તેવી આજ સુધી કોઇએ નથી કરી.

હું કર્મયોગમાં માનનારો છું. છતાં ભાગ્ય, દૈવ કે ઈશ્વર પણ તેમનાં સોગઠાં અવનવી અગમ્ય રીતે રમી જાય છે. યુગાન્ડા દેશમાં હું અને ઈશ્વરભાઈ આનંદથી ઘણાં વર્ષો – લગભગ વીસ વર્ષ સુધી સાથે રહ્યા, હળ્યા-મળ્યા, ફર્યા. એ વર્ષોમાં ધન-ધાન્યથી ભર્યા-ભાદર્યા એ દેશમાં સુખ, સંતોષ અને આનંદ પ્રવર્તતો. સંજોગાનુસાર ૧૯૭૨માં તમામ હિંદીઓને યુગાંડા છોડવું પડ્યું અને મારે ઈંગ્લેન્ડમાં આવીને રહેવાનું થયું.

ફેલ્શે ફેલ્શે તેમના પ્રેમાળ ગૃહિણી વિદ્યાબહેનની સાથે તેઓ કંપાલામાં અમારા મહેમાન પણ બનેલા એ થોડા, પણ આનંદભર્યા દિવસોનાં સ્મરણો હજી પણ હૈયામાં રમે છે.

ત્યાર પછી તેઓ વધારે સમય ઝાંબિયા, મલાવી અને કેન્યામાં ગાળતા. વસુધૈવ કુટુમ્બકમ્ જેવી ઉદાર અને આદ્વેષ્ટા સર્વ ભૂતાનામ્ જેવી પ્રેમળ પ્રકૃતિવાળા ઈશ્વરભાઈ જ્યાં જતા ત્યાં એક સ્વજન અને કુટુંબીજન બની જતા. ઘરના નાનામોટા સર્વ સાથે હળીભળી જતાં. આથી તેમનું મિત્રમંડળ પણ વિશાળ બની ગયું.

મારા જેવા સાહિત્ય-રસિકો શ્રી ટી. પી. સૂચક, ભાનુશંકરભાઈ વ્યાસ, ભગવંતભાઈ નાયક, બાબુભાઈ, નિર્મળાબહેન ભટ્ટ વગેરેના તો તેઓ એક ભાઈ જેવા જ બની રહેલા. અંતરમાં એક વસવસો રહી ગયો કે હું પરિવાર સાથે ઇંગ્લેન્ડમાં વસ્યો ત્યારપછી અમારો મેળાપ થઇ શક્યો જ નહીં અને કોણે એમ માન્યું હશે કે ઝાંબીઆમાં આવા અકસ્માતમાં તેમનું મૃત્યુ થશે ?

યૌવનના ઉદયકાળના અનેક સંસ્મરણો અને પ્રસંગો તેઓ જણાવતા. તેમાં તેમના બે મિત્રો-શ્રી જયમલ્લભાઇ અને શ્રી નિરંજન વર્માને તેઓ વારંવાર યાદ કરતા. ગૃહિણી, બાળકો, તેમના વડીલ બંધુઓ મૂળશંકરભાઇ તેમજ ભૂપતભાઈને તેઓ પ્રેમથી યાદ કરે, કેવી રીતે ભારતી સાહિત્ય સંઘની સ્થાપના થઈ, કેવી રીતે 'ઊર્મિ નવરચના'નો પ્રાદુર્ભાવ થયો તેની વિગતો રસથી કહે. તેમના જીવનના અનેક અનુભવો જણાવે. આમ મારા જીવનમાં તો તેઓ વણાઈ જ ગયા હતા.

મારા કાવ્ય-સંગ્રહ 'સ્ફુરણાં'નું અર્પણ તેમને કરી મેં યત્કિંચિત્ સંતોષ માન્યો હતો. મેં તેમાં ગુજરાતના સાહિત્ય-રસિકોને જણાવ્યું છે કે શ્રી ઈશ્વરભાઈનો ગુજરાતી સાહિત્યના પ્રચારમાં અજોડ અને વિશિષ્ટ પ્રદાનનો ફાળો છે. દુનિયાના ખૂણે-ખૂણે વસતા ગુજરાતીઓનો સંપર્ક સાધી, અથાગ મહેનત અને શ્રમ ઉઠાવી તેમણે ગુજરાતી કુટુંબોમાં સાહિત્યનો આસ્વાદ અને પ્રેમ વધાર્યા છે. કવિ ખબરદારની ઉદાત્ત ભાવના કે "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં સદાકાળ ગુજરાત"ને પરદેશની ભૂમિમાં પ્રતિસ્થાપિત કરી વિદેશની ધરતીમાં ખરેખર તેમણે તે ભાવનાને મૂર્તિમંત બનાવી છે.

આવા સુમધુર, સમભાવી, પ્રસન્ન વ્યક્તિત્વવાળા ઈશ્વરભાઈ ભલે સ્થૂળરૂપે આજે આપણી વચ્ચે ન હોય, પણ સૂક્ષ્મરૂપે તો આપણી સાથે સદાય તેઓ મીઠું મીઠું હસતા, મધુર વાણી વહાવતા બિરાજમાન રહેશે.

અકાળે આમ ચાલ્યા ગયા ઈશ્વરભાઈ ? આથી વધારે શોક સર્વ સ્નેહીજનોને બીજો કયો હોય ? મૃત્યુ તો અનિવાર્ય છે. નવજીવનનું અભિનવ દ્વાર છે. સ્થૂળ અંગો-પાંગો માટીમાં ભળીને માટી થાય છે. એક માત્ર અમર છે મૃત્યુ પામનારનો આત્મા, તેનો સ્નેહ, પ્રેમ અને સ્મરણ !

પ્યારા બંધુ ઈશ્વરભાઈ ! તમે ભલે આજે સ્વર્ગમાં હો, પણ તમારી પ્રતિતી અમને અહીં સર્વત્ર થાય છે. તમારા દ્વારા તમારો એ જ મધુર સ્નેહ-મંત્ર સતત જગાવવાની શક્તિ અને ભક્તિ અમને પરમકૃપાળુ પરમેશ્વર પ્રેરે છે. તમારું સ્મરણ જીવનમાં મંગલપથ દર્શાવનારું પ્રાતઃકાલનું અરુણમય છે.

બંધુ ! અમારી આ પ્રેમાંજલિ સ્વીકારશો. અમે, તમારા સર્વ મિત્રો, સગાં-સ્નેહીઓ તમારી સ્મૃતિ અણમોલ રત્નની જેમ સાચવી રાખશું.

આજે ઇશ્વરભાઈ સદેહે આપણી વચ્ચે નથી છતાં એમના પ્રત્યેના સદ્‌ભાવમાં કશી ઉણપ નહીં આવે. આપ સહુ પ્રત્યેનો અમારો સદ્‌ભાવ એવો જ બની રહો એવી પ્રભુ પ્રત્યેની નિત્યનિરંતરની મારી પ્રાર્થના છે. સમયના વહેણ સાથે આ આવી પડેલ આઘાતમય ઘાને દઢ મને રૂઝવો જ રહ્યો. જીવનના વિકટ પંથને આપ નિર્ભયતાથી પાર કરી શકો એ માટે પરમકૃપાળુ પરમેશ્વર આપને સર્વ પ્રકારે સદા-સહાયરૂપ બનો એવી અંતરની સર્વ શુભેચ્છાઓ.

(લુસાકા-ઝાંબિઆ)

છોટુભાઇ પરમાર

# કારુણ્યનું શૂન્ય સવી ગયું છે!

ભાનુશંકર ઓધવજી વ્યાસ (લીસ્ટર : યુ. કે.)

ઈશ્વરલાલ દવે – એ નામ હૃદયમાં સ્ફૂરતાં વેંત જ અનેક સ્મરણો ઉભરાવા લાગે...! તેમની અનહદ આત્મિયતા ન તો તેમનું દૂરત્વ કે ન તેમનું અન-અસ્તિત્વ કલ્પવા દે. પૂર્વ આફ્રિકા ખાતેના તેમના યજમાન શ્રી ટી. પી. સૂચકનો અકસ્માતના ઉડતા વાવડને ખોટા ઠરાવવા ધમપછાડા મારતો પત્ર આવે, અમદાવાદનો પત્ર એ સમાચારની સાક્ષી ભણે, ગુજરાતી સાહિત્ય અકાદેમી (બ્રિટન)ની સભા એ સદ્ગતને ભીની અંજલિ અર્પે, શોકપ્રસ્તાવ પસાર થાય, પાઠવાય ત્યારે ય ઈશ્વરભાઈ હવે સદેહે આવી વાત નહિ કરે, હસશે નહિ, પુસ્તકોની વાતો વચ્ચે ક્યાંક ટીખળ કરી લેતા ઘૂમશે નહિ–એવી કલ્પનાને વાસ્તે માનસનાં દ્વાર જ જાણે ભિડાઈ ગયા છે! એમના અસ્તિત્વની એ છે સૂક્ષ્મતા!

એમનું નમણું અને તેજોમય સ્મિત, ચિત્તની મુખ પર તરવર્યા કરતી પ્રસન્નતા, વેપાર અને વ્યવહાર સતત અંતરમાં રમતા છતાં તેમનો મિલન પ્રસંગ કોઈ સ્થૂળતાને ગળાવા કે ચળાઈ આવવા ન દે તેવી તેમની સૌમ્યતા એ તો જાણે જનહૃદયમાં ચિરંજીવ વસવા દેવા સારું જ તેમણે વહેંતાં મૂકયાં ન હોય! તેમનું કલેજું જ એવું ઠંડું કે અમે તેવો ધોમધખતા રણનો મધ્યાહ્ન તેમને તપાવી ન શકે.

'પંચવટી'ના ઝરૂખે એકવાર અમે બેઠા હતા. મારા હૃદયને ભભૂકતાં ઝાઝીવાર ન લાગે. તરણાં બળે તેમ બળવા લાગે–ચિનગારી પણ અંદરથી ઝગાવી લે. વાણીનો વાયરો છૂટયો...ને એમાં લીલુંસૂકું કંઈક ભડથારૂપ બની ગયું હશે. વંટોળ શમ્યા પછી જાણે કશાનો ય સ્પર્શ ન થયો હોય તેમ તેઓ બોલ્યા :

'તમારી બધી વાત સાચી...પરંતુ હું થોડો હૃદયવાળો કવિ છું? હું કયાં લેખક છું? મારૂં કામ તો પુસ્તકો વેચવાનું!'

તેમનું સૌજન્ય, નિરભિમાન, દાક્ષિણ્ય મારા જેવાને તો ઘણીવાર નીચું જોવડાવે તેવાં.

અને તેમણે માત્ર પરદેશમાં પુસ્તકો જ પૂરાં પાડવાનું કામ નથી કર્યું! વિદેશમાં તેઓ અનેકના સ્વજન બનીને રહ્યા છે. જે કારણે તેઓ વિચારતા હોય તે કારણને પણ તેમણે અનેકવાર માથું ઊંચું કરવા જ નથી દીધું.

શ્રી રમેશભાઈ પટેલના શબ્દો મારા માનસમાં અવારનવાર ઊગ્યા કરે છે – 'ભાઈશ્રી ઈશ્વરલાલ દવે...સાહિત્યના પ્રચાર અર્થે જંગલોમાં (લોકોનાં સ્તો!) ભેખધારી બની ઘૂમી રહ્યા છે!'

આફ્રિકામાં ય સવિશેષ પૂર્વ આફ્રિકા તેમના ઋણને–સાહિત્યઋણને કદી નહિ વીસરી શકે.

કંપાલા યુથ લીગ દ્વારા સંચાલિત 'જાગૃતિ' કેટલાય કાળ લગી તેમની દેખરેખ તળે પ્રકાશિત થયા કર્યું છે, અને એ ખંડનાં ગુજરભાષી લોકોનાં હૃદયને એકતંતે બાંધતું રહ્યું છે. લોકો જેનાથી જ્ઞાત ન હોય તેવાં અનેક સંસ્થાકીય સામયિકોને પ્રકાશિત કરી નવોદિતોને વેગ આપ્યો છે. જિંજા (પૂર્વ આફ્રિકા) ખાતે મળેલાં બે સાહિત્યસંમેલનોના અહેવાલ તેમણે પ્રકટ કર્યા છે. દ્વિતીય અવસરે તો તેમણે હાજરી આપી હતી અને સાહિત્યકારોને ભારતથી બોલાવવા પાછળ તેમનું પીઠબળ હતું.

સર્વશ્રી ડાહ્યાભાઈ પટેલ, ટી. પી. સૂચક, શનાભાઈ પટેલ (સ્વ.), રજનીકાંત ભટ્ટ, બળવંત નાયક, ભાનુશંકર વ્યાસ ઈત્યાદિ લેખકોનાં અનેક સર્જનોમાં ભારતી સાહિત્ય સંઘ નિમિત્તે તેમણે પ્રાણ રેડયા છે. ઉષા અને અરુણ, સોમનાથને ખોળે, મંદારની પરકમ્મા, વેડફાતાં જીવતર વગેરે ગ્રંથો પાછળ પ્રકાશક ઈશ્વરભાઈએ શું શું જોયું–જાણ્યું હશે–એની કલ્પના જ મુશ્કેલ છે. 'ઊર્મિ–નવરચના'ની પાછળ તેમણે ઉદારવૃત્તિ–હિંમત અને એ દ્વારા અર્પેલી –સાહિત્યસેવાને ગુજરાત ઉંઠ

ભૂલી જાય તેવું નગુણું તો નથી. શ્રી જયમલ્લ પરમારના તંત્રીપદે એ સ્થાપીને ય તેમણે એની ચિંતામાંથી સમૂળગી ફારગતી મેળવી લીધી નહોતી. તેમનો એવો આશય પણ નહોતો.

તેમના પાર્થિવ દેહનો વિલય સાંસારિક દૃષ્ટિએ તેમનાં સ્વજનો પર ભાર અને જવાબદારી વધારનાર નીવડશે–એમાં સંશય નથી, પરંતુ તેમનાં પ્રકાશન તથા સામયિક નિમિત્તોનાં સાહિત્યલક્ષી ઊર્ધ્વગામી જીવનલક્ષી સ્વપ્નો ખંડિત નહિ થવા પામે તેવી શ્રદ્ધા છે...અને એ બધાંની વચ્ચે સદ્‌ગતની સૂક્ષ્મ ઉપસ્થિતિ, તેમની ચિત્ત પ્રસન્નતા, તેમની સ્મિતોજ્જ્વલતા અને મહજમધુરતા વિલસતી રહેશે.

સંપ્રાપ્તિ પર આની ઊભેલો પ્રવાસ, સ્વદેશ પ્રતિ, ઘર પ્રતિ પ્રયાણનાં દિવસો, મોટરઅકસ્માત –

એ બધાં નિમિત્તોની વચ્ચે મને તો વિરાટના કારુણ્યની શૂન્યતા જ સવતી જણાય છે ...ને

તથા દેહાન્તરપ્રાપ્તિ
ધીંરસ્તત્ર ન મુહ્યતિ ... એવો આત્મા
નિત્ય
અવિનાશી
સ્વનિર્મિત
સૃષ્ટિની સૂક્ષ્મતાને શી રીતે
હરી જઈ શકે !

*

# આફ્રિકાના ગુજરાતીઓ પર ઈશ્વરભાઈનું ઋણ

જેઠારામ ભટ્ટ–બાર–એટ–લૉ. (જિંજા : યુગાંડા)

ઈશ્વરભાઈ અમારા બન્નેનાં જીવનમાં બહુ ઓતપ્રોત થઈ ગયા હતા. માનવીને મૃત્યુ તો આવે જ છે, પણ આવા સમયે કોઈ વેદાંત, તત્ત્વજ્ઞાન વગેરે કાંઈ કામ આવતું નથી. મારાં પત્ની મે ૧૯૭૩માં અવસાન પામ્યાં. તે જીવતાં હોત તો ઈશ્વરભાઈનો આઘાત તેમને અસહ્ય લાગત. ઈશ્વરભાઈ જીંજા આવે ત્યારે તેમનો ઉતારો ભાઈ શ્રી સૂચકને ત્યાં રાખતા તોપણ અમારે ત્યાં પણ એટલા જ હળીમળી ગયેલા. હિંદીભાઈઓએ યુગાન્ડા ૧૯૭૨માં છોડયું ત્યાર પછી અહીં કોઈ સાધુ–સંત કે સજ્જન આવતા બંધ થયા છે. જ્યાં ૫૦૦૦૦ હિંદીઓ હતા ત્યાં અત્યારે આખા યુગાન્ડામાં પૂરા ૫૦૦ હિંદીઓ પણ નહિ હોય. હિંદીઓની વસાહતમાં મુખ્યત્વે ગુજરાતી હતા.

હિંદથી સાહસ કરી, મછવામાં બેસીને આપણા ભાઈઓ મોમ્બાસા આવ્યા. વધુ સાહસિક હતા તે યુગાન્ડા આવ્યા. જેઓ આ રીતે પ્રથમ આવ્યા તેઓ બહુ થોડું અક્ષરજ્ઞાન ધરાવતા હતા. તેઓ પોતાના જૂના રીતરિવાજો પાળતા. ભણેલા બહુ મોડા આવ્યા. ૧૯૩૬માં હું અને મારાં પત્ની (બન્ને શિક્ષિત) અહીં આવ્યાં ત્યારે બધાને અમો નવાઈ જેવા લાગતા. ગુજરાતી વસાહતીઓની આવી પાર્શ્વભૂમિકા ? ઉપર ઈશ્વરભાઈએ યુગાન્ડામાં સાહિત્ય દ્વારા સાંસ્કારિક અને સામાજિક સેવા કરી.

યુગાન્ડામાં સર્વ સ્થળે પોતાના મિલનસાર સ્વભાવને કારણે બહુ પ્રિય થઈ પડયા. ગુજરાતી સાહિત્ય અહીં પ્રચાર પામ્યું, લોકોને આ સાહિત્યનું મહત્ત્વ ને મૂલ્ય સમજાયું ને આપણી સંસ્કૃતિનું ભાન થયું. ઘરે ઘરે એમણે પુસ્તકો ને સામયિકો રૂપે સાહિત્યની સરવાણી વહેતી રાખી એ બધો યશ ઈશ્વરભાઈને ઘટે છે. સાધુ–સંતો આવતા, કથા વાર્તા કરતા, માનપ્રતિષ્ઠા પામતા, પરંતુ તેઓએ સંસ્કારનું વારિસિંચન કાયમ રહે તેવું કાંઈ ન કર્યું આ બધા ગુજરાતી–ભાઈઓ અહીં હોત તો તેઓ માટે ઈશ્વરભાઈની

ખોટ અસહ્ય થઈ પડત.

આવી જ સેવા ઈશ્વરભાઈએ કેનિયા, ટાંગાનિકામાં કરી અને તેથી યે દૂર રહોડેશિયા, તાન્ઝાનિયા મલાવી ને ઝાંબિયા વગેરેમાં કરી. જ્યાં તેમણે એક એક ને આકસ્મિક જીવન સમેટી લીધું. કેન્યા, યુગાન્ડા, ટાંગાનિકામાં ગુજરાતી ભાઈઓ હતા તે પ્રમાણમાં પૂર્વ આફ્રિકામાં અન્ય સર્વ સ્થળે ઓછા છે. છતાં, ઈશ્વરભાઈ એ સર્વ સ્થળે ગયા અને સાહિત્ય દ્વારા સંસ્કાર પ્રસાર કર્યો.

હિંદથી બહાર જઈ વસેલા આપણા હિન્દુ-ભાઈઓ સંસ્કૃતિમાં બહુ આગળ વધ્યા નથી અને એ સંસ્કૃતિનો વારસો એમના બાળકોએ લીધો નથી અને લેશે પણ નહિ. આ સ્થિતિ અંગે ડિસેમ્બર ૧૯૭૮ના 'નવનીત' માસિકના અંકમાં હિંદના લંડનમાં વસતા આપણા હાઈકમીશ્નર ગોરે સાહેબનો લેખ છે તેમાં તેઓ આવો જ અફસોસ વ્યક્ત કરે છે. ગાંધી–ટાગોર જેવાં નામ પણ લંડનમાં વસતા આપણા હિન્દુભાઈઓનાં બાળકોને નવાઈજનક લાગે છે. આવી સ્થિતિમાં ઈશ્વરભાઈએ ગુજરાતી જનતાની અમૂલ્ય અવિસ્મરણીય સેવા કરી છે. એ માટે ગુજરાતી જનતા ઈશ્વરભાઈની ઋણી છે અને એ ઋણ આપી શકશે નહિં.

ઈશ્વરભાઈના બધે બધા મિત્રો જ હતા. તેમનો કોઈ શત્રુ હોય તે હું માની શકતો નથી. આપણી ભાષામાં કહું તો તેમણે આંબા વાવ્યા છે, બાવળ નહિ. હું લેખક નથી એટલે બધું ભાષામાં વ્યક્ત કરી શકતો નથી એટલે જે અંજલિ આપી રહ્યો છું તે હૃદયપૂર્વક આપી રહ્યો છું. શબ્દોમાં તે વ્યકત કરી નહિ શકાય.

પૂ. વિદ્યાબ્હેનને અને તમને રાજકોટ આવ્યો હતો ત્યારે મળ્યો હતો. ફરી હિંદ આવીશ ત્યારે મળીશ, પણ તે સંજોગો અસહ્ય હૃદયદ્રાવક બની રહેશે. પ્રભુ તમને સૌને આ અસહ્ય આપત્તિ સહન કરવાનું બળ આપે.

*

# સંસ્કાર–પ્રસારના ભેખધારી

(વિશ્વજ્યોતિ આશ્રમ – વડોદરા)

દાહ્યાભાઈ પટેલ

તમે આમ અચાનક દુનિયા છોડીને ગયા તે મારાથી મનાતું નથી. જેવી ઈશ્વરેચ્છા ! કુદરત પણ કેવી કરામત કરે છે ! હજી થોડા દિવસ પહેલાં તો મને ખુશી – આનંદના પત્રથી યાદ કર્યો હતો અને આમ અચાનક સમાચાર સાંભળતાં એ ઘડી તો હું દિગ્મૂઢ થઈ ગયો. આ ઈશ્વરનું ચક્ર કેવું છે ?

ઈશ્વરભાઈ અને હું બન્ને જગપ્રવાસી હતા. પૃથ્વી ઉપરના ઘણાં દેશોમાં અમારે ફરવું પડતું, પણ એક બીજાથી દૂર હોવા છતાં પત્રવ્યવહારથી સદા સંપર્ક જાળવી રાખતા. કોઈકવાર એવા પ્રસંગો પણ આવી જતા કે જ્યાં અચાનક મધુર મિલન થઈ જતું. આ મિલન પછી અમે આત્મરત થઈ જતા. વાતો અને વિવેચન ખૂબ જ અતૂટ – અખૂટ થઈ જતા. તેમને માટે મારો પ્રેમ સદાને માટે અતૂટ અને અમર રહેશે.

તેમના મુખ ઉપર હંમેશા હાસ્ય રહેતું. તેમને ગુસ્સે થતાં મેં કયારેય જોયા નથી. વાસ્તવમાં તો તેઓ દુનિયાના કોઈ પણ દેશમાં જતા ત્યાંના કુટુંબો સાથે આત્મિયતા કેળવતા. ભારતીય કુટુંબો સાથે તો તેઓ કુટુંબના એક સભ્ય જેવા બની જતા. સુખ–દુઃખમાં સહભાગી થતા. તેમનો સંબંધ તે કુટુંબ સાથે સદાને માટે રહેતો. વિચાર વિમર્શ માગી લેતા, પણ પોતાની વ્યવહાર–બુદ્ધિથી અનેક જનોનાં સવાલો ઉકેલી દેતા.

ભારતની બહાર વસતાં કેટલાયે કુટુંબોમાં

ઈશ્વરભાઈ ખૂબ પ્રિય હતા. ભારતીય સાહિત્ય વિદેશમાં વસતાં ભારતીઓ માટે ઘર-ઘરમાં પહોંચે અને ભવિષ્યની પેઢી સુસંસ્કારોથી વંચિત ન રહે તે માટે તેઓએ આદર્શ સાહિત્યનો પ્રચાર બહુ ભારે જહેમત ઉઠાવીને ત્યાંના ભારતીઓમાં કર્યો. એટલું જ નહીં કેટલાયે ગુજરાતી કુટુંબોના ઘરો સાહિત્યથી ભરપૂર એવા પુસ્તકાલય જેવા બની ગયા. તે બધાના યશના અધિકારી શ્રી ઈશ્વરભાઈ બને છે.

ઉત્તમ સાહિત્યની પ્રેરણા અને પ્રચાર માટે તેમણે ભેખ લીધો હતો. તેમણે ભારતમાંથી બહાર ખરેખર સાહિત્યની જ્ઞાનગંગા રેલાવી. આ કાર્ય ઈશ્વરભાઈ સિવાય અન્ય કોઈ ગુજરાતી જન ભાગ્યેજ કરી શકે. આ કાર્યના પ્રણેતા તેઓ એકલા જ હતા. માટે જ ઈશ્વરભાઈ જવાથી ભારત બહાર વસતા ગુજરાતીઓને મહાન ખોટ પડી ગઈ છે.

સ્વામી કૃષ્ણાનંદજી તરફ તેમને સદા આદરભાવ રહેલો. જ્યારે જ્યારે સ્વામીજીને પરદેશમાં મળતા ત્યારે આદરથી તેમને ભેટતા અને ખૂબ જ પ્રેમથી સ્વામીજીના સાનિધ્યમાં સમય પસાર કરતા. સ્વામીજીની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેઓ ઊંડો રસ લેતા અને તેમની પ્રવૃત્તિનો સાહિત્ય દ્વારા પ્રચાર કરતા.

ઈશ્વરભાઈના જવાથી ભાઈ જયમલ્લભાઈ, બહેન વિદ્યાબહેન, બાળકો તેમ જ અન્ય ભાઈઓને ભારે ખોટ પડી છે. દુઃખના આઘાતો જીરવવા બહુ મુશ્કેલ છે. તેઓ તો વિશાળ વડલા સમાન હતા. એમની છાયામાં તેમનું પ્રેમાળ કુટુંબ,મિત્રો, સગાં-સ્નેહીઓ તેમ જ દેશ-વિદેશમાં વસતા સ્નેહીજનો કિલ્લોલ કરતાં. પૂજ્ય સ્વામી શ્રી કૃષ્ણાનંદજી, હું તેમ જ અન્ય આશ્રમવાસીઓ તેમના આત્માને શાંતિ આપવા પ્રાર્થના કરીએ છીએ. આ ભારે આપત્તિ સામે ટક્કર ઝીલવાનું પ્રભુ બળ આપે એ જ અભ્યર્થના.

*

# વિચાર-ગંભીર સન્મિત્ર ઈશ્વરભાઈ

મણિભાઈ ડી. પટેલ (નાઇરોબી)

તા. ૨૫ ડિસેમ્બર ૧૯૭૮ની સાંજ. બહારના પ્રવાસમાંથી પાછો આવ્યો ત્યારે ટેબલ ઉપર એક તાર પડેલો. તાર ખોલ્યો અને ધરતીકંપના આંચકા જેવા સમાચાર વાંચ્યા. રાજકોટથી જયમલ્લભાઈ અને મૂળશંકરભાઈનો તાર હતો કે શ્રી ઈશ્વરભાઈનું ઝાંબીઆમાં ૨૨ ડિસેમ્બરે સાંજે મોટર અકસ્માતમાં કરુણ અવસાન થયું છે.

તાર વાંચીને અમે સૌ સૂનમૂન બની ગયા. માનસિક સ્થિતિ ડામાડોળ બની. અને દુઃખની ચરમ સીમાએ પહોંચ્યા. હવે તો તેમનો ભારત પાછા ફરવાનો સમય થવા આવેલો અને ઝાંબીઆથી પાછા ભારત જતી વખતે દર વર્ષની જેમ નૈરોબી ૪-૫ દિવસ રોકાવાના હતા. આમ જેના પાછા ફરવાના-હાજર થવાના ખબરની રાહ જોતો હતો અને ખબર મળી કે મારા એ પરમ સ્નેહી અને સજ્જન પુરૂષ સર્વને પાછળ મૂકીને પ્રભુના પ્યારા થઈ ગયા. નિત્ય-પ્રવાસી ઈશ્વરભાઈનું આફ્રિકા તો બીજું વતન હતું. દર વર્ષે પોતાના કામકાજ અંગે ૭ એક મહિના આફ્રિકામાં ગાળતા. વર્ષમાં ૨-૩ મહિના અમે સાથે રહેતા અને નિરાંતે વિચાર-વિનિમય કરતા. એક-બીજાનાં મંતવ્યોની આપ-લે કરતા, એક-બીજાના સુખ-દુઃખમાં ભાગ લેતા. હવે તે પરુષને પરમાત્માએ આપણી વચ્ચેથી ભારે અણધારી રીતે ઉપાડી લીધા.

હું અને ઈશ્વરભાઈ જ્યારે તે નૈરોબી આવતા ત્યારે સાંજના સાથે બેસી રોજ ઈશ્વર-પ્રાર્થના અને આધ્યાત્મિક વાર્તાલાપ કરતા. તેમના ૨-૩ માસના અહીંના રોકાણ દરમ્યાન સાંજનો મારો સમય દિવસ-ભરના અથાગ કાર્ય પછી ઘણી જ શાંતિ અને સરળ-

તાથી પસાર થતો. તેમના શાંત સ્વભાવ અને ઊંડી વિચારણાથી મને હંમેશા લાભ જ થયો છે. તેમના જવાથી મને જે વિચાર–વિનિમયનો લાભ મળતો તે બંધ થાય છે. ત્રણ–ત્રણ માસનો સમય થઈ ગયો હોવા છતાં પણ રોજ તેમની યાદ આવ્યા જ કરે છે. હવે તો તેમણે જે વિચારધારા વહાવી છે તેમાં સ્નાન કરતાં કરતાં સમય પસાર કરવો રહ્યો. મારા અંગત–કૌટુંબિક મામલાઓમાં પણ તેઓ સાથે રહ્યા છે અને અમૂલ્ય સૂચનો પણ કર્યાં છે.

આવા ઇશ્વરભાઇનું મૃત્યુ પણ કેવું કરૂણ! કાળભગવાને ક્રૂરતા દેખાડવાનો જાણે કે સંકલ્પ કરી લીધો તેમ જ માનવું ને? સ્વજનોથી દૂર આત્માનું વિલીન થવું કેટલું દુઃખદાયક હશે તેની તો કલ્પના જ કરવી રહીને! હવે આપણા સહુ માટે આ દુઃખદ ઘટનામાંથી આશ્વાસન મેળવવાનો એક જ રાહ પ્રભુએ ખુલ્લો રાખ્યો છે અને તે છે કેવળ પ્રભુ પ્રાર્થના. અંતઃકરણની પ્રાર્થનાથી પ્રભુ તેમના આત્માને શાશ્વત શાંતિ બક્ષે. તેણે આપેલ આ દુઃખ સહન કરવાની તે જ આપણને શક્તિ આપે એ જ પ્રાર્થના.

વિદ્યાબહેન, પરમાત્મા દિવસોના વહન સાથે આપ સર્વને શક્તિ આપશે. અમે સૌ તમારા આ દુઃખમાં સહભાગી છીએ અને જ્યારે પણ સાથની જરૂર પડે ત્યારે સાથ આપવા તૈયાર છીએ. સ્વ. શ્રી ઈશ્વરભાઈને મારા તેમજ મારા સર્વ કુટુંબીજનો તરફથી આ શ્રદ્ધાંજલિ પાઠવું છું.

*

બહેન શ્રી વિદ્યાબહેન,

તમારા માથે આવી પડેલ દારૂણ વિપત્તિના સમાચાર જાણી ભારે આઘાત લાગ્યો. સ્વપ્ને પણ જેની કલ્પના નહિ એવી ઘટના તમારા બધાની જિંદગીમાં બની ગઈ. હિંદુ સંસારમાં ગમે તેવા સુખી કુટુંબમાં પણ હિંદુ સ્ત્રીને માથે વૈધવ્યનું જેવું દુઃખ છે, એવું દુનિયાના કોઇ સંસારમાં નથી. અને વડીલોની છત્રછાયા ગમે તે ઉમરે જાય, તોય તે પુરૂષને પણ વસમું લાગ્યા વગર રહેતું નથી તો સ્ત્રીની તો વાત જ શી કરવી? દોઢ મહિનામાં આવી ઉપરા છાપરી ત્રણ ત્રણ આફતો આવે તે તો ભલભલા મરદોની પણ છાતી ભાંગી નાખે. આ પ્રસંગે અમે તમને શું આશ્વાસન આપીએ તેની સમજ નથી પડતી. ઈશ્વરભાઈ દુનિયામાં જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં એમના ગુલાબી સ્વભાવથી બધાનો પ્રેમ પ્રાપ્ત કર્યો. આ કરૂણ ઘટના બની ત્યારે તમારી સાથે અનેક મિત્રો–સ્વજનોએ આંસુ સાર્યાં હશે. એ બધાનો પ્રેમ જ આવા સમયે આપણને ટેકારૂપ બને છે ને બળ આપે છે. પ્રભુ આપણને સૌને આ આઘાત સહન કરવાનું બળ આપે.

શાંતાબહેન ને રમણલાલ એન્જિનિયર (સ્વ. ભાઈકાકાનાં પુત્રવધૂ અને પુત્ર :)
(વાયોમિસિંગ હીલ્સ : અમેરિકા)

*

## સાહિત્ય દ્વારા સમાજ – ઘડતર

ઇશ્વરભાઈની સાહિત્યપ્રીતિ પાછળ જનજીવનના સંસ્કાર ઘડતરની ભાવના હતી. આ ભાવનાનું ઘડતર દેશને સ્વાધીનતા અપાવવાના સૈનિક જીવનમાંથી થયેલું. ગાંધીજીએ દેશને સ્વરાજને લાયક બનાવવા સમાજનું નવઘડતર થતું જાય અને સ્વાતંત્ર્ય સંગ્રામ ખેલાતો જાય એવા બહુવિધ કાર્યક્રમના એકભાગ રૂપે શ્રી મોહનભાઈ (સોપાન) મહેતાની સાથે રહીને લેખન–પ્રકાશનની પ્રવૃત્તિ હાથ ધરેલી. માત્ર સ્વરાજથી નહિ પણ ચારિત્ર ઘડતરથી જ કોઇપણ પ્રજા મહાન બની શકે. આ ચારિત્ર ઘડતર માટે વિચાર અને સંસ્કારનું ઘડતર ઉચ્ચ સાહિત્ય દ્વારા થઈ શકે. એ સિવાય સમાજ માનસિક સ્વાસ્થ્ય પ્રાપ્ત ન કરી શકે. એ માટે લોકરૂચિ કેળવવી જોઈએ. એ માટે અક્ષરજ્ઞાન – પ્રૌઢ શિક્ષણ જરૂરી બને અને પ્રૌઢ શિક્ષણને અનુરૂપ લેખન–પ્રકાશન પણ અનિવાર્ય બને. આમ સમાજજીવનમાં પુસ્તકોનું શું સ્થાન છે તે અંગે શ્રી ઈશ્વરભાઈએ ડિસેમ્બર ૧૯૫૨માં આકાશવાણી અમદાવાદ ઉપરથી પુસ્તકો અને 'આમ જનતાની અભિરૂચિ' ઉપર એક વાર્તાલાપ આપેલો ને અવારનવાર લખતા પણ ખરા.

# જ્યાં દીઠા ત્યાં એકરંગી જ દીઠા

વૈદ્ય નંદલાલ હ. જોશી

છેલ્લા કેટલાક દિવસથી મુ. શ્રી ઇશ્વરભાઈ માટે આપને પત્ર લખવા વિચારું છું, પણ એમના અકાળ અવસાનના આઘાતથી મારું મન સાવ મૂઢ બની ગયું છે. એના કારણે કોઈ સ્વસ્થ વાત મગજમાં બેસતી નથી.

આપણા જીવનકાળ દરમિયાન આપણાં અનેક આપ્તજનોનાં મૃત્યુના ઘા આપણને વાગતા જ રહે છે. આવા પ્રસંગો માટે જ્ઞાન ગમે તે કહેતું હોય પણ સહન કરવાની આપણી શક્તિ ઉંમર સાથે ઘટતી જાય છે અથવા જડતા મૂઢતા આવી જાય છે. સિદ્ધ પુરુષોની જુદી વાત છે. ઇશ્વરભાઈની ઘટના એવે સમયે બની છે કે એ ઘા અસહ્ય બની રહ્યો છે.

આમ જુઓ તો સાત-આઠ વરસનો પરિચય એ કાંઇ બહુ જૂનો પરિચય ન કહેવાય, પણ જે દાગ્યા મળ્યા, તે દાથી જાણે જુગજૂનો પરિચય હોય એવા સ્નેહભાવથી જોડાઇ ગયા. ઘણા વર્ષો પૂર્વે મળવાનું ગોઠવાયું હોય છતાં મળવા ન પામ્યા હોઈએ ને એકાએક મળતાં મળ્યા વગરનાં વર્ષોની સાંકળ ગોઠવાઈ જાય એવી અમારી સાંકળ બંધાઈ રહેલી. એને કોઈ ઉપચારની જરૂર નથી પડી તેમ કોઈ વિધિ કરવાની જરૂર નહોતી પડી. લોકો જેને પરભવની લેણાદેવી કહે છે એવું.

પાછી જ્યારથી મળ્યા ત્યારથી વાતું જ બહુ કરી નાખી છે એવું પણ નથી અમારે બહુ ચર્ચા કરવાના પ્રસંગો પણ નથી આવ્યા. પણ ફૂલ થોડું બોલે છે! એની સુવાસ જ ફેલાયા કરે છે. ઇશ્વરભાઈની હાજરી જ વગર બોલ્યે એમની ગરવાઈથી આપણી આસપાસના વાતાવરણને ભરી દેતી. હસવાની એમની હળવાશ અને આંખની મીઠપથી તેઓ ઘણું બોલી નાખતા. કોઇપણ સહૃદયી માણસના દિલમાં આદર ઉત્પન્ન કરે એવું એમનામાં ગૌરવ હતું.

એમની સાથે વાત કરતાં હરકોઈમાં આપોઆપ મર્યાદા આવી જતી. મર્યાદા એટલે ગંભીરતાની નહિ, પણ આડંબરની કે દેખાવની મર્યાદા. એટલે માણસ એમની સાથે આપોઆપ નિખાલસ બનીને જ વર્તવા માંડે. એટલા બધા સાલસ ને સરળ કે આંટીઘૂંટી કે કોઈ હુશિયારીની વાત જ એમનામાં ન મળે. એટલે સામા માણસને એમની સાથે વાત કરવામાં સરળ જ બનવું પડે.

બેસવામાં, ઊઠવામાં, ખાવામાં, પીવામાં કે કાંઈ વહેલું મોડું થાય એમાં જ્યારે જે કાંઇ હોય તેમાં સહજ રીતે અનુકૂળ થઇ જાય. અણુસારેય કોઈ અગવડતાની વાત નહિ. જ્યારે જે સ્થિતિ હોય તેને અનુકૂળ જ થઈ ગયા હોય. આથી એમને સાચવવા ઘણા સોહ્યલા પડતા. ભળતામાં ભળી જાય. કોઈ વાતની મોટપ નહિ જ્યાં દીઠા ત્યાં એક સરખા જ દીઠા.

સંબંધ બંધાયા પછી એને હર હાલતમાં નીભાવવાની ભારે કાળજી. દુનિયામાં કોઈ એકબીજાને દઈ નાખવું હોય તો એકબીજાના અંતરનો ભાર અને મીઠાશ જ, પણ એ નીભાવવા બહુ મુશ્કેલ છે. કારણ કે જુદા ક્ષેત્રોમાં કામ કરતા માણસોને મળવા કે પત્ર લખવાનાં પ્રયોજન ઓછામાં ઓછા ઊભાં થાય. મોટે ભાગે તો માણસોના સંબંધ એક જ ક્ષેત્રમાં કામ કરનારાઓ વચ્ચે જ ટકી રહે છે. અરે, સગાંના સંબંધો પણ જ્યાં વાંકું પડે ત્યાં વાંકા થઈ જતા હોય છે. અરે, એક ક્ષેત્રમાં કામ કરનારા વચ્ચે તો સંઘર્ષો ચાલ્યા જ કરતા હોય છે. ત્યારે ઇશ્વરભાઇનો સંબંધ નહિ એક ક્ષેત્રનો કે નહિ સગા-સગપણનો, પણ અંતરની લાગણીનો : એ અંતરની લાગણી જ્યાં હોય ત્યાંથી બોલે એવી એમનામાં વીરલ લાગણી હતી.

સૌથી મોટી વાત એમનામાં જોઇ તે સ્વાતંત્ર્ય

સંગ્રામમાં એમણે લાઠીઓ ખાધી, રીમ વગડા વેઠયા, જેલજીવનને ભોગવ્યું, જીવનનાં ઉત્તમ વર્ષો એમણે દેશની આઝાદી માટે અને સંસ્કાર ઘડતરમાં ગાળ્યાં છતાં વાતની વાતમાં પણ કદી કોઈ પાસે ફૂલ નથી મારી. આવી એમની વિશાળતા, ઉદારતા અને મન-મોટપ હતી. આવા અણમૂલા સજ્જન માટે આગળ સ્વર્ગસ્થ લખવાની કલમ ઊપડતી નથી. એ મૃત્યુ પામ્યા નથી, પણ અમર બની ગયા છે.

*

# સંસ્કૃતિના નમ્ર પ્રેરક અને પ્રોત્સાહક

((રાજકોટ)

પ્રાણભાઈ સો. જોશી

આ શ્રદ્ધાંજલિ ટપકાવતાં હૃદય દ્રવે છે. શ્રી ઇશ્વરભાઇ દવે ગયા તે માનવામાં જ નથી આવતું. આમ છતાં એમણે ગાંધીઆની ધરતી પર તા. ૨૨-૧૨-'૭૮ના દિને પ્રાણત્યાગ કર્યા તે દુઃખદ હકીકત છે. આપણે તે સ્વીકારવી જ રહી. વિધિના લેખ મિથ્યા થતા નથી. તેમાં દોરો પણ ફેરફાર કરી શકતા-નથી. એક સુભાષિત સત્ય જ કહે છે.

લિખિના ચંદ્રગુપ્તેન લલાટે, ક્ષર માલિકા;
તો દેવોઽપિ ન શકનોતિ, ઉલ્લિખ્ય લિખિનું પુન : ॥

શ્રી ઈશ્વરભાઇના અવસાનથી તેમના એકના પરિવારને જ ખોટ નથી પડી, તેમનું વિશાળ મિત્ર-મંડળ પણ શોક-સંતપ્ત બન્યું છે. નિઃશંક આ પુરૂષ સ્વાતંત્ર્ય સૈનિક, વિદ્યાપુરૂષ અને સાહિત્યિક તથા સાંસ્કૃતિક ક્ષેત્રે વિહરનારા હતા. તેઓ સુશીલ, નિરા-ભિમાની, પ્રેમાળ અને મિલનસાર સેવાપુરૂષ હતા. એટલું જ નહીં, પણ રાષ્ટ્ર-સેવા અને સંસ્કૃતિના ઉદ્દગાતા પણ હતા.

આ સર્વે સદ્દગુણોથી અલંકૃત આ નરે સ્વાભાવિક રીતે જ પોતાના સંસર્ગમાં આવનાર સર્વે આપ્તજનો અને મિત્રોનાં મન હરી લીધાં હતા અને આફ્રિકા તથા ભારત વચ્ચેની એક પ્રેમ-સાંકળ-રૂપ બન્યા હતા. આફ્રિકામાં વસતા ગુજરાતીઓ તો એમના મહદ્ અંશે ઋણી છે. તેઓ યુગાન્ડા, કેનિયા, ટાન્ઝાનિયા, ઝાંબિયા, મલાવી અને રહોડેશિયાનો વિવિધવાર પ્રવાસ કરી આવતા હતા અને પ્રત્યેક ગુજરાતી પરિવારને પરિચિત હતા.

આ પરિવ્રાજક પુરૂષે આ પ્રદેશોનાં સાંસ્કૃતિક અને સાહિત્યિક ક્ષેત્રે મૂલ્યવાન પ્રદાન કર્યું હતું. તેમણે લોકોમાં વાચનનો રસ જગાવ્યો હતો, સાહિત્યનો પ્રચાર કર્યો હતો અને વાંચનાલયોને જન્મ આપ્યો હતો. કોઈ કોઈ કુટુંબોએ તો ઘર-આંગણે વાંચનાલયો વસાવ્યા હતા. આજે આફ્રિકામાં વસતા દસેક લાખ ગુજરાતીઓમાં જે સંસ્કૃતિ-પ્રેમ દૃશ્યમાન થાય છે તે શ્રી ઈશ્વરભાઈએ પીરસેલાં સાહિત્યને ઠીક ઠીક અંશે આભારી છે. આમ છતાં કદી એમણે આત્મ-પ્રશંસા કરી નથી કે પોતાની ગુણગાથા ગાઇ નથી.

હિંદી મહાસાગરના તટ પ્રદેશોમાં વસતા ગુજરાતીઓ માટે તો તેઓ 'ઘર બેઠા ગંગા' જેવા ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધર હતા. તેમનું જીવન સાંગોપાંગ નિર્મળ હતું. તે એકધારું પારદર્શક-વહેતું હતું અને સુંદર સૌરભ પ્રસરાવતું હતું.

શ્રી ઈશ્વરભાઈનું પ્રદાન આટલેથી જ સમાપ્ત નથી થતું. તેમણે આફ્રિકાના લેખકોને પ્રેરણા આપી છે અને તેઓએ આફ્રિકાનું સાહિત્ય સર્જ્યું છે. આજે યુગાન્ડાથી માંડી કેનિયા સુધી ગુજરાતીઓમાં સાહિત્યની જે ઝલક દૃશ્યમાન થાય છે તેની પાછળનું પ્રેરણાબળ શ્રી ઈશ્વરભાઈ હતા તે નિર્વિવાદ હકીકત છે.

રાજકોટમાં ઘર-આંગણે પણ આ પુરૂષ પ્રતિદિન ઉષઃકાળે રેસકોર્સમાં ફરવા આવતા ત્યારે ૧૦-૧૫ સહ-પ્રવાસીઓને સપ્રેમ મળતા, વાર્તાલાપ

કરતા અને રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય પ્રશ્નો પણ ચર્ચતા. આ બધી વાતો તો હવે ભૂતકાળનું એક સ્મરણ બની ગઈ. પણ આ પ્રવાસી મિત્રોને તેમનો વિયોગ લાંબા કાળ સુધી સાલશે. હું મારા તરફથી અને એ સર્વ મિત્રો વતી શ્રી ઈશ્વરભાઈના પરિવારને સહૃદય આશ્વાસન પાઠવવાની આ તક લઉં છું.

*

# ઈશ્વરભાઈનું એક પત્રસ્મરણ

(રાજકોટ) ડૉ. પી. વી. દોશી

જાન્યુઆરી માસના 'ઊર્મિનવરચના'ના મુખપૃષ્ઠ ઉપરની શ્રી. ઈશ્વરભાઈની તસ્વીર જોતાં એમ જ લાગે કે શ્રી. ઈશ્વરભાઈ જીવંત છે ને જીવંત રહેશે. કટોકટી દરમિયાન અમે સાબરમતી જેલમાં હતા ત્યારે અમારા ઉપર જેલમાં મોકલેલો ને સેન્સર થયેલો એમનો એક પત્ર આ સાથે ઉતારૂં છું. જેલ દરમિયાન અમારા બૌદ્ધિકને સમયે જે કેટલાક પત્રો વાંચવામાં આવતા તેમાં શ્રી ઈશ્વરભાઈનો આ પત્ર પણ વાંચવામાં આવેલો. એમ લાગે છે કે નવી પેઢીમાંથી આ પુરૂષને બહુ ઓછા ઓળખી શક્યા છે ને તેથી યે ઓછા તેમને સાચા અર્થમાં સમજી શક્યા છે. આવા મૂક માનવોની પ્રેરણા અને આશીર્વાદ મેળવવા એ જ આ ધરતીનું સાચું મૂલ્ય છે. એ પત્રનો સારભાગ નીચે આપ્યો છેઃ

"આપનો પત્ર મળ્યો હતો. એ વાંચીને અને આપ સૌનો નિત્યક્રમ જાણીને આનંદ થયો. વર્ષો પહેલાંના અમારા જૂના દિવસોનાં – ૧૯૩૦થી ૩૪ના વર્ષોનાં સંસ્મરણો જાગી ગયાં. એ વખતે તો અમારૂં જેલજીવન ભારે હાડમારી ભર્યું હતું, પણ અમારા સદ્‌ભાગ્યે ઘણા લોકનાયકો, કેળવણીકારો અને ચિંતકોના સંપર્કને કારણે અમારૂં જીવન-ઘડતર થયે જતું હતું. જાણે એક મોટી વિદ્યાપીઠ ચાલતી હોય તેવું જીવન-ભણતરનું એક નિર્મળ વાતાવરણ હતું. મનમાં દેશ માટેની ભાવના હતી. પરદેશી ધૂંસરીમાંથી મુક્ત થવાની તમન્ના હતી અને ઊઘડતી જિંદગીની એ શરૂઆત હતી. સમર્પણ અને બલિદાન આપવાની ઊંડી કર્તવ્ય–ભાવના રહ્યા કરતી. આ બધું જીવન આપનો પત્ર વાંચતાં જાગી ઊઠયું. એનાં સંસ્મરણો જાગી ઊઠયાં. વર્ષોનાં વહાણાં વીતી ગયાં. જીવનમાં અનેક ફેરફારો થયા અને સમજણબુદ્ધિ વિકસતી રહી, પણ આ બધી લાંબી વાતો છે. આપનું મનનું અને શરીરનું આરોગ્ય સારૂં રહ્યું છે તે જાણીને ખૂબ રાહત રહી. જીવન જીવવાની પણ એક કળા છે. આપે તે કેળવી છે. નિજાનંદે હંમેશાં મસ્ત રહેવામાં આપે હંમેશાં આનંદ માન્યો છે. આપ સૌની કુશળતા ચાહું છું.

આપનો
ઈશ્વરભાઈ દવે

*

## ૧૯૫૨માં ઇશ્વરભાઇએ આકાશવાણી-અમદાવાદ ઉપરથી કહેલું કે:

'પુસ્તકોનું જીવનમાં એક અનોખું ને વિશિષ્ટ પ્રકારનું સ્થાન છે. એકલવાઈ જિંદગીમાં પુસ્તકો નવો પ્રાણ પૂરે છે. જીવનવ્યાપી કોઈ ઘેરી નિરાશા કે આઘાતની લાગણી હૈયાને આવરી ગઈ હોય અને જીવનની ગતિ જાણે થીજી ગઇ હોય, ત્યારે ચોક્કસ પ્રકારના ધ્યેયલક્ષી ગ્રંથોનું વાચન અને અધ્યયન થીજી ગયેલા લાગતા જીવનમાં નવો વેગ પૂરે છે, નવો પ્રકાશ ને નવી ઉષ્મા આપે છે. આવાં પુસ્તકોની સોબત જીવનમાં પ્રસન્નતા ભરી દે છે. વાચનથી વિવેક કેળવાય અને વિવેકભર્યા વિચારથી માનવી વધુ ને વધુ ઉન્નત બની શકે, એને માટે ચારિત્ર્ય ઘડતર અનિવાર્ય છે."

# આફ્રિકા સુધી ફળેલો ગુજરાતની ધરતીનો આંબો

નાથાલાલ ચંદારાણા

જમીન ઉપર ચાલ્યાં જતાં જીવ-જંત પણ ન દબાય એવા હળવા અને ધીમે પગલે-ગૌરવભરી ચાલે ઈશ્વરભાઈ ચાલ્યા આવતા મારી આંખ સામે હજી તરવરે છે. એમને અવસાન પામેલા માનીને કઈ રીતે શ્રદ્ધાંજલિ આપું ? એમના અવસાન પહેલાં થોડા દિવસે રાજકોટ આવેલો ત્યારે ઈશ્વરભાઈ ક્યારે પાછા ફરવાના છે એની પૂ. વિદ્યાબહેન સાથે વાતચીત કરતો આવેલો અને જાન્યુઆરી આખરમાં દેશમાં આવ્યા બાદ ચલાળા લઈ જવાના કાર્યક્રમના મનોરથ સેવતો હતો ત્યાં-તો એમના અવસાનના આભ તૂટી પડ્યા-જેવા સમાચાર મળ્યા. કેટલાય દિવસ સુધી તો મગજે માનવાની જ ના પાડી. આફ્રિકાથી ઈશ્વરભાઈ દેશમાં આવે એટલે ચલાળા પૂ. વિદ્યાબહેન અને મુ. શ્રી જયમલ્લભાઈ સાથે અમ-મિત્રોના મહેમાન અચૂક બને અને એ બે ત્રણ દિવસો અદ્‌ભુત આનંદમાં જાય.

ઈશ્વરભાઈને મળવાનો સુયોગ તો બહુ મોડો પ્રાપ્ત થયો, પણ ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં આઝાદીના લડવૈયાઓનું જે જૂથ જામેલું તેમાંના એક તરીકે ઈશ્વરભાઈનું નામ કાને અથડાયા કરતું. આજના જાહેર જીવનના જુદાં જુદાં ક્ષેત્રોમાં જેઓ કોઈ ને કોઈ પ્રકારે આગેવાની ભર્યો ભાગ લઈ રહ્યા છે તેમાંના ઘણાખરા એ આઝાદીના લડવૈયા જૂથના છે. ઈશ્વરભાઈ એમાંના એક હતા. એ કાળે અમારી ઉંમર એમનાથી નાની, પણ રાષ્ટ્રીયતાના રંગે તો સૌ રંગાઈ ગયેલા એટલે અંગ્રેજી રાજ અને દેશીરાજ્યો સામે જંગે ઝૂઝતા ને વખત મળ્યે રચનાત્મક કામમાં પરોવાઈ જતા. એ મરજીવા જુવાનો પ્રત્યે અમે ખૂબ આદર ને અહોભાવથી જોતા.

ત્યારબાદ સાહિત્ય પ્રકાશનના ક્ષેત્રે ઈશ્વરભાઈનું નામ ઝળકવા લાગ્યું. એ કાળનું સાહિત્ય પણ રાષ્ટ્રીય રંગે રંગાયેલું અને સમાજ ઘડતર માટેનું જ પ્રસિદ્ધ થતું. કવિતા કરતાં રાષ્ટ્રગીતો વધુ વંચાતાં અને નવલકથાઓ પણ સ્વાધીનતા માટે ઝૂઝતા લોકોની જ વધુ પ્રગટ થતી. લોકકથાઓને પણ રાષ્ટ્રીય રંગ અપાતો. ઈશ્વરભાઈ અને મિત્રો તરફથી પ્રગટ થતી અંજલિ ગ્રંથમાળાનાં પુસ્તકોનો ઘણો પ્રચાર હતો, પણ ઈશ્વરભાઈએ ભારતી સાહિત્ય સંઘ સંભાળ્યા પછી તો યુગલક્ષી પ્રકાશનો ધોધમાર પ્રગટ થતાં રહેતાં.

જીવનની પ્રેરણા મળતાં પુસ્તકો વાંચીએ પણ એ પ્રેરણાના-પ્રકાશનના પ્રેરક અને પ્રકાશક શ્રી ઈશ્વરભાઈને મળવાનો મોકો ત્યારે પ્રાપ્ત નહોતો થયો. ઈશ્વરભાઈનું કાર્યક્ષેત્ર ત્યારે ગુજરાત, મુંબઈ અને બૃહદ ગુજરાતનું રહેલું. જે જીવન એમણે રાષ્ટ્રપ્રેમ, સ્વાતંત્ર્ય સંગ્રામ અને ગાંધીયુગની ભાવના અને વિચારમાંથી ઘડ્યું એના સંસ્કારનો પ્રસાર કરવા માટે જ પ્રકાશનનું કાર્ય હાથધર્યું. એટલે કે પ્રકાશનનો વ્યવસાય જ એમનો કર્તવ્ય-ધર્મ બની રહ્યો.

ગાંધીયુગમાં આમ નવજીવનની જે દીક્ષા ઈશ્વરભાઈ પામેલા એનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો અને એનાં અજવાળાં દેશભરમાં જ્યાં જ્યાં ગુજરાતી વસતા હતા ત્યાં સુધી પહોંચાડ્યાં. પછી તો એ સંસ્કાર ઘડતરના મશાલચી બનીને પરદેશમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ વસતા હતા ત્યાં ત્યાં ફરી વળ્યા. ગુજરાતીઓના વેપારી જીવનમાં આમ જીવન વિકાસના સંસ્કારના જ્યોતિર્ધર બની રહ્યા. મને યાદ છે ત્યાં સુધી પરદેશોમાં જીવનસંસ્કારની ફોરમ ફેલાવનાર તેઓ જ એક માત્ર હતા અને હજી સુધી ઈશ્વરભાઈએ એ સંસ્કાર ક્ષેત્રે જે સેવા બજાવી છે તેવી બીજા કોઈએ બજાવી હોવાનું જાણ્યું નથી. ધાર્મિક પુરુષો ને પ્રતિનિધિ મંડળો ઘણાં જાય છે. કવિઓ અને ગાયકો પણ જાય છે. સંન્યાસીઓ, સાધુઓ અને સંપ્રદાયના પ્રચારકો પણ જાય-આવે છે, પણ લગાતાર દશ વર્ષ સુધી સંસ્કાર પ્રવાહ વહેતો રાખનારા તો એક માત્ર ઈશ્વરભાઈ જ હતા.

ઈશ્વરભાઈનો અંગત પરિચય તો આઠેક વરસથી થયો. પણ પરિચયમાં આવ્યા ભેગા આત્મીય બની રહ્યા એવા એ પ્રેમાળ અને માયાળુ હતા. કાંઈ બોલ્યા ચાલ્યા વગર સીધો અંતરનો સંબંધ

બાંધી લે. આઠ વરસના અંગત સંબંધમાં મેં એમનામાં ક્યારેય કોઈ સ્વરૂપે ધંધાદારી વેપારી નથી જોયા. કામ-ધંધાની વાત કરે તે પણ મિત્રભાવે. પરદેશ વસતા સેંકડો ગુજરાતીઓ સાથેના એના સંબંધોની વાત નીકળે તો પણ કોઈ કુટુંબીજનની વાત કરતા હોય એવા અંગતભાવથી કરે. એક એકને ઓળખે અને એના વેપારવણજની ઝીણી ઝીણી વિગતોનો પણ ખ્યાલ હોય. એ બધાના સગાવહાલાઓનો પણ ખ્યાલ એટલે કે આફ્રિકા જ નહિ પણ યુરોપ, અમેરિકા, આરબ દેશો કે એશિયામાં કોઈ સ્થળે વસતા હોય એ પણ ઈશ્વરભાઈના ખ્યાલમાં હોય.

પરદેશોના ૨૫ વરસના પ્રવાસમાં ઈશ્વરભાઈ ક્યારેય કોઈ હોટલમાં ન ઊતર્યા હોવાનું વાતવાતમાં તેમણે જણાવેલું. અજાણ્યા મુલકમાં અને કદી ન મળ્યા હોય એવા અજાણ્યા ગુજરાતીઓને ત્યાં પણ મોંઘેરા મહેમાન બની રહેતા, કારણકે એક બીજા ગુજરાતીઓ પોતાના સગાં કે સ્નેહીમિત્રોને ઈશ્વરભાઈ આવતા હોવાની અગાઉથી એવી જાણ કરતા કે ઈશ્વરભાઈને મહેમાન બનાવવામાં સૌ ગૌરવ લેતા. ઈશ્વરભાઈને લેવા સામા એરોડ્રોમ જાય, ઈશ્વરભાઈના કામને પોતાનું કામ ગણીને બધી સુવિધા કરી આપે, અને ત્યાં વસતા બધા ગુજરાતીઓના મોંઘેરા મહેમાન બની રહે. ઈશ્વરભાઈ ગુજરાતીઓના અને એમના ઘરના મહેમાન મટી કુટુંબીજન બની જતા. બહેનો, બાળકો અને સમસ્ત પરિવારના. આ સંબંધો તેઓ કાયમ જાળવી રાખતા. એક ગામથી બીજા ગામ અને એક ઘરેથી બીજે ઘરે પણ એમના યજમાનો જ એમને લઈ જાય. ઈશ્વરભાઈના કાર્યને સૌ પોતાનું કાર્ય ગણે.

પરદેશના આવા પ્રવાસો અને વ્યવસાયી કાર્યની વચ્ચે દેશમાં રહેલા સગા સંબંધીઓ અને અનેકો મિત્રો-સ્વજનો સાથે સતત સંપર્કમાં રહેતા પત્રો દ્વારા ખબર અંતર પૂછતા રહે અને સુખદુઃખમાં સમભાવ પ્રગટ કરતા જ રહે. વહેવારમાં જે ઓછું બોલતા તે એમના પત્રોમાં ટૂંકમાં ઘણું બોલતા. એમના પત્રો પ્રેમ નીતરતા, વિચારપ્રેરક અને સારગ્રાહી રહેતા. અસંખ્ય મિત્રોને એમણે લખેલા પત્રો જો સચવાઈ રહ્યા હોય તો એમાંથી એમના અનુભવના નવનીત સમું ઉત્તમ ચિંતનાત્મક સાહિત્ય મળી રહે.

ટેબલટૉકમાં બહુ રસ ન લેતા, પણ ઉપયોગી ચર્ચા થતી હોય તો એમાં રસ લે ત્યારે આપણને જાણવા મળે કે એમનું વાચન ઘણું વિશાળ, ઊંડું અને સર્વગ્રાહી છે. રાજકારણના ચાલુ પ્રવાહોથી ખૂબ પરિચિત રહેતા.

ઈશ્વરભાઈનું રાજકારણ, સમાજકારણ અને અર્થકારણના પ્રવાહોનું અદ્યતન જ્ઞાન પરદેશોમાં તેમને ઘણું ઉપયોગી બનતું. કારણકે પરદેશમાં વસતા ગુજરાતીઓ દેશના અદ્યતન પ્રવાહોથી તો પરિચિત ન જ હોય. ઓછાબોલા હતા, પણ સમાન રસની વાતો કરનારા ખાત્રીવાળા માણસ મળી જાય તો એની સાથે સારી પેઠે વાતો કરતા.

આશ્ચર્યની વાત એ તે પૂર્વ આફ્રિકામાં ખાસ કરીને ઝાંબિયા, તાન્ઝાનિયા, મલાવી ને રોડેશિયા વગેરેમાં સૌરાષ્ટ્રના વતનીઓ નહિ જેવા જ છે. મોટાભાગના ઉત્તર અને દક્ષિણ ગુજરાતના છે, પણ ઈશ્વરભાઈ એમાંના થઈને રહ્યા. ત્યાં સીમાના કે ભાષાના ભેદ ભૂલાઈ ગયા ને ઈશ્વરભાઈ ને એમની વચ્ચે આત્મિયતાની સાંકળો રચાઈ ગઈ. ફેબ્રુઆરીના 'ઊર્મિનવરચના'ના અંકમાં લુસાકાનો શ્રી. છોટુભાઈ પરમારનો પ્રગટ થયેલો પત્ર એની સાખ પૂરે છે. એ સૌએ પોતાના અત્યંત વહાલા સગાની જેમ અશ્રુભરી અંજલિઓ આપી સન્માન સાથે અંતિમ વિધિ પતાવી અને શાંતિપાઠ કર્યા એ પછી પણ તેમની વેદના શમી નથી.

અવસાન અકસ્માતથી થયું, અકાળે થયું, આફ્રિકાની ધરતી ઉપર થયું, પણ એમનો દેહ અજાણ્યા માણસો વચ્ચે રઝળ્યો નથી અને અવગતિ પણ પામ્યો નથી, પણ આત્મીયજનોના ખોળામાં ઝીલાઈ રહ્યો અને સ્વજનોથી પણ વિશેષ સન્માન પામ્યો છે. પુણ્યાત્મા હોય તો જ આમ બની શકે. શ્રી. છોટુભાઈ પરમારના પત્રમાં લખીરે ખામી રહી ગઈ હોય તો માફ કરશો એવી અંતરની અવ્યક્ત ભાવના રહેલી છે. ગુજરાતની ધરતી ઉપર ઊગેલ આંબો આમ દેશ-પરદેશ સુધી વિસ્તર્યો અને આફ્રિકાની ધરતી સુધી લુંબે ને ઝુંબે ફળ્યો. ધરતી માતાએ જ એવા પનોતા પુત્ર ઉપર મીઠા, મધુર અને સુવાસિત રસની અંજલિના અખોળા વરસાવ્યા છે.

# 'હે ઈશ્વર !'

કાનજીભાઈ બારોટ

ભારતી સંઘ સાહિત્યનો, ઊર્મિનો આતમરામ;
વિદ્યાનો વ્હાલો ગયો, છોડી સ્નેહ તમામ.
મેળે એળે મલકમાં, ભેળા થાશું લલ્લ :
(પણ)ઇશ્વર આ અવનિ મહીં, જડશે નહીં જયમલ્લ.

હે જયમલ્લ પરમાર, આપણે તો જીવતા જીવ મળ્યા કરશું, પણ દુનિયામાં આપણને ઈશ્વરલાલ દવે હવે નહીં મળે.

મને કાંઇ લારનાર મારા પુત્ર સ્વ. દેવેન્દ્ર (દેવજી)ના વિયોગનું દુઃખ પત્રો દ્વારા હું ઈશ્વરભાઈને જણાવતો. દરિયાપાર મારી વેદના હલવવાનું તેઓ ઠેકાણું હતા. ત્યારે આફ્રિકાથી એમના મારા પર આશ્વાસનના પત્રો તત્ત્વજ્ઞાનના જાણે કે નમૂના હોય તેવા આવતા.

તારીખ ૯મી ડિસેમ્બરનો એમનો છેલ્લો પત્ર મને ૨૦મી ડિસેમ્બરે મળ્યો. તેમાં મને સાંત્વન આપતાં લખેલું કે '...આટલે દૂર બેઠાં આપ જેવા સ્વજનનો પત્ર મળતાં અત્યંત હર્ષ અને આનંદ થાય છે. આપ તો ઘણા સમજુ છો ત્યારે આપ જેવાને આશ્વાસન હું તો શું આપું ? પણ જીવનનો માર્ગ એકધારો સરળ, ખાડા–ટેકરા વિનાનો જતો નથી. પરમાત્માની દુનિયામાં આપણે તો નિમિત્ત બનીને વર્તી રહ્યાં છીએ. એની ઈચ્છા સર્વોપરી હોય છે. પ્રભુ–સ્મરણથી નવી શ્રદ્ધા જન્મશે, નવું બળ આવશે અને જીવન જીવવાની દૃષ્ટિ આવશે... '

આ પત્રનો જવાબ ૨૩ ડિસેમ્બરે લખી સાંજે બીડયો. હજી ટપાલ–પેટીમાં નાખ્યો ન હતો, ત્યાં આપણા સ્નેહી શ્રી નાથાલાલભાઈએ સવારમાં એમની દુકાને બોલાવ્યો અને ગળગળા અવાજે કહ્યું, 'કાનજીભાઈ, આપણા દેવજીનું દુઃખ હજી શમ્યું નથી ત્યાં બીજું એવું જ દુઃખ આવી પડયું છે. ઈશ્વરભાઈનું આફ્રિકામાં મોટર અકસ્માતમાં અવસાન થયું છે. કાલે રાત્રે રાજકોટથી ફોન હતો. '

જયમલ્લભાઈ, દુઃખ બેવડાણું. ભાઈ દેવજીના વિયોગથી મન પ્રજ્વળતાં હતાં ત્યાં ઈશ્વરભાઈના વિયોગે ઘડા ભરીને બળતામાં ઘી હોમ્યું. મેં તેમને લખેલું કવર તો મારી પાસે બીડેલું જ રહ્યું.

આશ્વાસન લેવા મન ઈશ્વર–ચિંતન કરે છે, મથે છે, સ્થિર થાય છે, વળી અસ્થિર થઈ જાય છે. આપણે સૌ સમજીએ છીએ કે જેમ સુખ જીરવવું એમ જ દુઃખ જીરવવું જોઈએ. પણ જયમલ્લભાઈ, આપના જેવો દૃઢ પુરૂષ કે જેણે ચમારજના રેલ્વે અકસ્માતમાં કેડના મકોડા ભાંગ્યા પછી દેહના ટુકડા બોલવાની ઘડીઓ ગણાતી'તી, ત્યારે પણ 'મને બચાવો'ની બૂમ ન પાડીને બચવાની લાચારી ન બતાવી. એવો પુરૂષ પોકાર કરે કે, "અરેરે, અમારા શંકનું તો રતન ગયું !" આ શબ્દો યાદ આવે છે ત્યારે નિસાસો નખાઇ જાય છે. આહાહાહા ! હવે તો,

નિસાસો તું વલ હો, આપો દુઃખ હરે ;
જો નિસાસો નાખું નહીં, તો હૈડો ફાટી મરે.

ભાઈ, આપણને કોઇ ઉપર સ્નેહ થાય તો વાતચીતથી એના મનની નજીક જઇએ છીએ. ત્યારે ઈશ્વરભાઈનું વ્યક્તિત્વ જ એવું હતું કે એના દેહના પવિત્ર અને નિસ્વાર્થ ઓજસથી તે સામી વ્યક્તિના મન નજીક પહોંચી જતા. થોડું જરૂર પૂરતું જ બોલવા છતાં ઘણું ઘણું બોલ્યાનો સાર રજૂ કરી શકતા.

જયમલ્લભાઈ, આપણે બધા તો અવાર–નવાર મળ્યા કરીએ છીએ. ઈશ્વરભાઈના વધારે પરદેશ–વાસને લઈને મારા જેવાને તો ક્યારેક જ તેઓ મળતા. પણ જાણે જુગજુનો તેમની સાથે સ્નેહ હોય તેમ મને તો લાગ્યા કરતું. હળવે હળવે સ્મિતપૂર્વક વાતો કરતાં ઈશ્વરભાઈના સ્થૂળ દેહની હવે તો કલ્પના જ કરવી રહીને ! -

રોઇ શકું કેમ રોઈં, મોકળિનું મેલી કરી;
ઇશ્વર સરખો ઓય, સ્નેહી સાંપડશે નહીં.

આ દશા આપણા બન્નેની થઈ છે. સંસારમાં ચારે કોર મીટ માંડયું, પણ મને દેવજી જેવો ગુણવાન પુત્ર અને આપને ઈશ્વરભાઈ જેવો અસાધારણ ઉદારાત્મા ભાઈ–સૌજન્યતાનું સ્વરૂપ સાંપડશે નહીં. આપણા નંદલાલભાઈ બોલી ઊઠયા કે, "કાનજીભાઈ ! ઈશ્વરભાઈ અને દેવજી તો સુવાસ ફેલાવીને ગયા, પણ આપણા જીવવાની મોજ ઝૂંટવી ગયા."

દીનજાન સબ દીન, એક દુરાયો દુઃસહ દુઃખ;
સો અબ મોંકો દીન, કુછ ન રાખ્યો બીરબલ.

હવે તો આપણે સમાધાન શોધવું રહ્યું. આપણે આપણા સ્વાર્થને રોઇએ છીએ કે ઈશ્વરભાઈની છાયામાં જે મોજ કરતા તે મોજ ઝૂંટવાણી, એનું દુઃખ છે. સુખ–દુઃખ તો કર્મની સાંકળો છે. પીર–પયગંબરોને પણ અસહ્ય દુઃખ પડયાં છે તે, તેમણે સમતા રાખી ભોગવ્યાં છે વગેરે વાતો કરવી સહેલી છે. એનો અનુભવ આપણને થયો. ભાઈ, આમ હું આપને, વિધઃબહેનને, ચિ. રાજુને, ત્રણેય દીકરીઓને કે આપ્તજનોને તો શું આશ્વાસન આપી શકું ? 'જાનત હૈ દરદી દરદી કી.'

પ્રસિદ્ધ કથાકાર શ્રી મોરારીદાસજીએ અમારે ત્યાં ભાઈ દેવજીના ખરખરે આવ્યા ત્યારે કહેલું કે, "ભાઈ ! તમારા આંસુ લૂછવાની તો મારામાં શક્તિ નથી, પણ વખત આવ્યે તમારે ત્યાં બે આંસુ પાડવા આવી જઈશ.'

એટલે આમ ઈશ્વરભાઈના મારા આ સંસ્મરણો આપને આંસુ પડાવવા જેવા લાગશે. એ આંસુ ઈશ્વરભાઈના અમર આત્માને જ્યાં હોય ત્યાં શ્રદ્ધાંજલિરૂપે પહોંચે એવી પ્રભુને પ્રાર્થના કરું છું.

ઓમ, શાંતિ, શાંતિ, શાંતિ.

*

# ......ઈશ્વર હતો આધાર

મન આપની પાસે છે. ખોળિયું એ દશ્યે ધરાર ડગ ભરતું નથી. નહિ તો ભાઈ ! હું તો મક્કમ માણસ છું.

આજ ઈશ્વરભાઈનો ફોટો 'ઊર્મિનવરચના' ઉપર જોયો.

દોઢેક વરસથી તો આપણી વચ્ચેથી એક પછી બીજા આપણી દુનિયાના ઊભા થઈને હાલ્યા ગયા. આપણે જોતા રહ્યા. તમારી આંસુભીની આંખે અને થડકતે હૈયે અંજલિઓ લખાણી. અમે ઘરને ખૂણે વાંચી. વાંચી વાંચીને સ્વજનોને સંભાર્યા-રોયા-રગદળ્યા.

પણ આજ "કીંસે બંધાણું પાળ, સાયર ફાટયો સાંખડા !" વાંચ્યા પછી તદ્દન મૌન થઇ જીવતા જાગતા આપને ને અમે દુઃખના દરિયા રેલાણા છે તેમાં તણાતા તણાતા ઊભા ઊભા જોયા કરીએ ને !

સ્વ. ઈશ્વરભાઈ ગયા પછીઃ

"કીંસે બંધાણું પાળ!" શબ્દો લખાણા છે.

એથી ભવ્ય, એથી ઉદાત્ત, એથી મોટી અંજલિ મેં હજી સુધી વાંચી, વિચારી, સાંભળી નથી.

આપણા સાહિત્ય સર્જકોનું "નાનું એવું કુટુંબ બંધાણું છે. અનેક મહાનુભાવો આશાભરી નજર આ વર્તુળ ઉપર માંડી રહ્યા છે, ત્યારે આપણા સર્જન કાર્યમાં, કલા સજાવટમાં, 'ઊર્મિનવરચના'ની ઉત્તમોત્તમ કૃતિઓમાં એક મહાન પ્રદાન અર્પી રહેલા ઈશ્વરભાઈની ન પૂરી શકાય તેવી ખોટ પડી છે.

આજે શબ્દો કંડારવાનો સંઘર્ષ ચાલે ■

ત્યારે શું લખવું ? કેમ કહેવું ? કાંઈ સૂઝતું નથી.

તમે વર્ષોથી સાહિત્યની સેવાના ભેખ પહેરી લીધા છે. હું એ ભેખને 'આભુષણ' ગણું છું. ઇશ્વરભાઈ આ અલંકારોનું મહામૂલું અંગ હતા. મારી ભાષામાં મૂકું તો :

પ્રેમે કરી પે'ર્યા પંડે, સાહિત્યસેવાના શણગાર;
આભુષણ ઇશ્વર હતો, જયમલ્લ ગળાના હાર.

અને જયમલ્લભાઈના હાથમાં વાગતી સાહિત્ય-સીતારે જે મધુર ગુંજારવ રેલાવ્યા છે એ વાતને શબ્દ દેહ આપું તો:

જયમલ્લ હસ્થ વાગી રહી, સાહિત્ય મધુર સીતાર;
ઇના ઇક તાર રૂપ, ઇશ્વર હતો આધાર.

ૐ શાંતિ ૐ શાંતિ ૐ શાંતિ

દ. શ્રી. પુંજાવાળા (નાની સાણથલી)

*

આપનો એક સહોદર બાંધવ ગયાનો દુઃખદ પ્રસંગ પ્રભુએ ઉત્તરાવસ્થામાં આપતાં અતિ અતિ દુઃખ થાય છે.

જેની ભાંગે જોડ, એને માયામાં મીઠપ નહિ;
કાગા વાતું કોડ, પણ પંડયને સુખ ન પાલવે.

એમ આ તમારી જોડી ક્રૂર વિધાતાએ ખંડિત કરી. વિધાતાને આપણે ક્રૂર કહી શકીએ નહિ, પણ જ્યાં હૃદય રડતું હોય ત્યાં મનને મનાવી શકાતું નથી. એમ ઉચ્ચારણ આહ ! માંથી નીકળી જાય છેઃ

નેચળ નવરચનાના અને અમર ઊર્મિ તણા;
જેમલ જશ રે'શે ઘણા, ઇતિહાસ ઇશ્વરના.

'ઊર્મિનવરચના'નાં પાનાં પસ્તીમાં પડયાં હશે ત્યાં પણ ઈશ્વરભાઇનો જશ જમવાર લગે, દેવાળુંદ ડુંગરી નહિ. પરમાત્મા એ અમર આત્માને પરમધામ તથા અવિચળ શાંતિ આપે એવી પ્રાર્થના કરું છું.

મૂળુભાઇ પાલિયા (જામનગર)

*

ઈશ્વરભાઈના અકાળ મૃત્યુથી ઘણું દુઃખ થયું. અંગત પરિચય તો મને એટલો જ કે 'ઊર્મિ'-ના આદ્ય સંચાલક હતા. પણ આપે એમની છબી મથાળે પંક્તિ લખી છે કે,

"કીસે અંધાવું પાળ, સાયર ફાટયો સાંખડા!"
એ વચનો સ્પર્શી ગયાં, હૃદય ભરાઇ આવ્યું.

સરગથી સોહામણું, માનવને મૃત લોક;
એ ત્રે ગાળું ભચિછયું, જરા મરણ ને વિજોગ.

ટપુભાઇ આપાભાઇ ગઢવી (ભચાઉ)

*

ઈશ્વરભાઈનું આફ્રિકામાં મોટર અકસ્માતથી અવસાન થયાનું જાણી ભારે દુઃખ થયું. છેલ્લા મેળાપ પણ ન થયા. દશરથ રાજાને રામ જેવો દીકરો હતો છતાં રામના વનવાસ વખતે રાજા દશરથનું અવસાન થયું :

પ્રભુથી પોગાણું નહિ, થાપણના થરને;
દશરથ દીકરને, કાંધે ન ચડયો કાગડા.

પૂ. વિદ્યાબહેન અને ચિ. રાજુને અમારા વતી આશ્વાસન આપજો.

ભાઈજીભાઇ કહાનદાસ લીલા (જેતપુર)

*

મુ. શ્રી ઈશ્વરભાઈના ફોટા સહિતના સમાચાર વાંચી મન આંચકો ખાઈ ગયું. માથા ઉપર કોઇએ અચાનક પત્થર માર્યો હોય તેમ લાગ્યું. દુહો યાદ આવી ગયો :

ભાઇ મરે ભવ હારીએ, બેની મરે દસ્ય જાય,
માવિતર મરને, ચોદશના વા વાય;
સબ દુઃખ ભેળાં થાય, હેડી એક તણે મૂએ.

હું તો આપની પાસેથી આશ્વાસન મેળવવાનો અધિકારી છું, આપવાનો નહિ. છતાં ઇશ્વરને પ્રાર્થના કરું છું કે અમારા ઈશ્વરભાઈના આત્માને શાંતિ આપજે અને અમારા હૃદયને ઘણનો ઘા સહન કરવા-શકિત આપજે.

દાદાભાઇ જે. વાળા (ટીંબલા)

સ્વપ્નામાંય ખ્યાલ ન હોય એવી ઈશ્વરભાઈ અંગેની દુર્ઘટનાથી આપ્તજનો ઉપર તો આભ તૂટી પડયા જેવું થયું. માંદગીના બિછાને ચાકરી લઈને ગયા હોત તો પણ દુઃખ તો થાય જ છતાં સ્વજનોનાં દિલને થોડો દિલાસો રહે. અને આ દુર્ઘટના તો કાયમી શૂળ જેવી સાલ્યા કરે. આપની જોડી તૂટી ગઈ. આગલા આઘાતો માંડ હળવા થયા હશે ત્યાં આ વજ્રઘાત જેવો આઘાત આવી પડયો. આપ જેવાને આશ્વાસન પણ શું અપાય ? પણ લાગણીને સ્થિર નહિ રાખી શકવાથી દિલાસા રૂપે આ પત્ર લખું છું.

હરસુરભાઈ ના. ગઢવી (જૂનાગઢ)

ઈશ્વરભાઈના ઓચિંતામાં થયેલા અકાળ અવસાનથી અત્યંત દુઃખ થયું છે. દોઢેક માસ પહેલાં મને નાઈરોબીમાં મળેલા. મને સૌથી પહેલાં શુભેચ્છાનો પત્ર ગાડી મળવા બોલાવેલ. જીવણભાઈ તન્નાની દુકાને ખૂબ બેઠા, આફ્રિકાની વિગતવાર વાતો કરી, ઘણી જરૂરી સમજણો પૂરી પાડી, અને તે પછી બે ચાર વખત મળેલા. એના થોડા જ સમયે આ દુર્ઘટનાથી અત્યંત દુઃખ થયું. ઈશ્વરભાઈ તો અતિ ધીર ગંભીર અને ઓછાબોલા હતા. સંબંધ બંધાણા પછી એક જ દોરથી જાળવી રાખવાનો સ્વભાવ. આપણી હેડીનો એક શીલવાન પુરુષ ગયો. ભારે આઘાત લાગ્યો, પણ આપણે સહન કર્યા વગર છૂટકો નથી. વિદ્યાબહેનને અને બાળકોને હિંમત આપજો. આપ હરેરી જશો તો બીજાએ કોની પાસેથી આશ્વાસન મેળવવું ? પ્રભુ એ પવિત્ર આત્માને પરમ શાંતિ આપે.

પિંગળશીભાઈ ગઢવી (જામનગર)

*

મુ. ઈશ્વરભાઈના અકાળ નિધનના સમાચારથી ખૂબ જ દુઃખ થયું. રાજુભાઈ ! આવી રીતે અચાનક અવસાન થતાં હૃદયને જે આઘાત લાગે તે અવર્ણનીય હોય છે. પાછું વળી પરદેશમાં. હજી તો રાજુભાઈના હાથ કંકુવાળા કરવાના હતા, પણ વિધિએ શું નિર્માણ કર્યું તે ખબર નથી પડતી. પૂ. વિદ્યાબહેનની સ્થિતિ સમજી શકું છું. આપનો તો જમણો હાથ નંદવાઈ ગયો, પણ આપ તો મુરબ્બી છો, દુઃખને કોઠે નાખીને કુટુંબને આશ્વાસન આપશો.

ખોડીદાસ પરમાર (ભાવનગર)

*

ઈશ્વરભાઈના સમાચાર વાંચી બહુ દુઃખ થયું. "સાયર ફાટયો સાંખડા !"ની વાતમાં સાર સમજાઈ જાય છે. જીવનમાં સોનંગ અને સાંખડાવાળા આવે છે. મેકબેથમાં શેકસપિયરે કહ્યું છે કે, Life is a brief candle .. walking shadow. ઈતિહાસમાં લોકવાર્તામાં આપણે જોઈએ છીએ કે જશ ને અપજશ પાછળ રહે છે, અને તે પણ હરિના હાથની વાત છે. ૪૫ વર્ષથી 'ઊર્મિ' ચલાવ્યું તે જ બતાવે છે કે ઈશ્વરભાઈ સોઢ ના થયા ચાવી જાણતા અને છતાં ખૂબ સંવેદનશીલ હતા. મુ. શ્રી વિદ્યાબહેન જેવાં આદર આતિથ્ય તો સોરઠિયાણીમાં જ હોય. એમના માથે દુઃખનું આભ તૂટી પડયું. આપને ભાગે ફરી મરશિયા આવેલ છે. સાત્યકિનું મહાભારત બાદ જે સ્થાન હતું તેવું આપને થયું છે. જિંદગી એક મહાભારત છે.

દ. શ્રી મેરામવાળા (બગસરા)

*

## અમૂલનું મૂલ ન હોય

ઈશ્વરભાઈએ પોતાનું જીવન દેશસેવા, સાહિત્ય અને સાહિત્યકારોને પ્રોત્સાહન આપવામાં અને અર્ધી દુનિયાના પરદેશ વસતા ગુજરાતીઓને ઘેર ઘેર એ સાહિત્ય દ્વારા સંસ્કાર પહોંચાડવામાં વીતાવ્યું. આખરની ઘડી સુધી. એવા સેવામય જીવનનું મૃત્યુ હોઈ શકે નહિ. ઈશ્વરભાઈ જેવા માણસો જન્મે છે, જન્મ્યા પછી થઈ શકતા નથી. એમને અંજલિ આપવી એ પત્રં પુષ્પં બરાબર છે.

અમરદાસ ખારાવાળા

# વનસ્પતિ જીવનદર્શન

ખેતી (શાસ્ત્ર) (વિદ્યા)ના નિષ્ણાત અને અનુભવી શ્રી ઇસ્માઇલભાઇ નાગોરીની અનોખી શૈલીમાં વનસ્પતિ જીવનદર્શનના જ્ઞાન-વિજ્ઞાનના જુદા જુદા પાસાઓને 'આવરી' લઇ એનો આંતર-બાહ્ય પરિચય આપતો ૧૭૨ શબ્દચિત્રોનો કલામય સંપુટ.

આ ગ્રંથમાં લેખકે પોતાની સહજ, ચિંતનશીલને કાવ્યમય શૈલીમાં વનસ્પતિ જગતના રૂપ, રંગ, રસ, ઐક્ય, વૈવિધ્ય, ઠાઠ, વૈભવ, વિશિષ્ટતા તેમજ મહત્વના અંગોપાંગોનું ભાવાત્મક નિરૂપણ કર્યું છે, અને વનસ્પતિ-સૃષ્ટિ, વનસ્પતિ-વિજ્ઞાન તથા વનસ્પતિ-જીવનના પાયાના સિદ્ધાંતો તેમજ ઉત્પત્તિ, વિકાસ અને જીવમાત્રના ધારણ, પોષણ અને શિક્ષણ-સંસ્કારની ઉપકારકતા સાદી ને સરળ, પણ ચૂભી જતી ચોટદાર હિંદી ભાષામાં બતાવતાં બતાવતાં આપણને દુન્યવી ક્ષેત્રમાંથી ઉપાડીને નિસર્ગના સાન્નિધ્યમાં, આનંદ-ચૈતન્યના મહાસાગરમાં, તત્વચિંતનની દુનિયામાં અને આધ્યાત્મિક ભૂમિકા ઉપર લઇ જવાની અદ્‌ભુત કળાનો અચ્છો પરિચય કરાવ્યો છે.

પૂ. કાકા સાહેબ કાલેલકરે આ પુસ્તકની મૂલ્યવાન પ્રસ્તાવના દ્વારા લેખકની લેખનશૈલી, ચિંતન અને દર્શનની ભારે પ્રસંશા કરી છે.

ઊંચી જાતનો કાગળ, પાને પાને સુંદર આકર્ષક રેખાંકન, મરોડદાર લિપિ, ખાદીના અસ્તરવાળું પાકું પૂંઠું અને સુંદર સુશોભિત પૌરાણિક પોથી સમો અપરૂપ ઉઠાવ.

ડેમી સાઇઝ : કુલ પૃષ્ઠ ૨૦૮ કિંમત રૂ. ૪૦-૦૦

-: પ્રકાશક :-

સોરઠ ક્ષય નિવારણ સમિતિ

અક્ષયગઢ, કેશોદ – ૩૬૨ ૨૨૦

## ગ્રામ વિકાસ અને અંત્યોદય જનતા સરકારના બે ગુરુમંત્રો

રાજ્યની વાર્ષિક યોજનાની ૭૦ ટકા જેટલી રકમ ગામડાંના સર્વાંગી ઉત્કર્ષ માટે ફાળવીને અમલમાં મૂકાયા છે આ કાર્યક્રમો-

- સંકલિત ગ્રામવિકાસ
- ખેતી અને સંલગ્ન કાર્યક્રમો
- ગ્રામોદ્યોગો અને ગ્રામમાર્ગોનો વિકાસ
- ઝડપી ગ્રામ વીજળીકરણ
- ગ્રામપાણી પૂરવઠા યોજનાઓ
- ગ્રામ આરોગ્ય સેવાઓમાં વૃદ્ધિ
- પ્રાથમિક શિક્ષણનું વિસ્તરણ
- ગ્રામ રોજગારીમાં વૃદ્ધિ
- વધુ જમીનને સિંચાઈ
- સ્થાનિક વિકાસ કાર્યોને પ્રોત્સાહન
- પૂરક વ્યવસાય માટે સહાય
- ગામડાંને દત્તક લેવા પ્રોત્સાહન
- ગ્રામ વિકાસ સંસ્થાઓના કાર્યક્રમોનું વિસ્તરણ
- રૂરલ ટેકનોલોજી ઈન્સ્ટિટ્યૂટ તથા માર્કેટીંગ ઈન્સ્ટિટ્યૂટની સ્થાપના
- કામના બદલામાં અનાજની યોજનાનો અમલ.

**ગુજરાતના ગ્રામજીવનમાં ચેતનાનો ધબકાર**

